# પ્રાપ્તિ સ્થાન

(૧) સંસ્કાર સાહિત્ય સદન
પૂનમચંદ ના. દોશી
સદરબજાર, ડીસા,

(૨) નવનીતલાલ ચીમનલાલ ગાંધી
પી. ગૌતમ એન્ડ કું.
ગાધીરોડ, ખાડિયા ચાર રસ્તા,
અમદાવાદ. ટે. નં. ૨૦૯૨૮
તથા
૧, સિદ્ધાર્થ સોસાયટી,
પાલડી, અમદાવાદ–૭. ટે નં. ૭૭૨૩૯

–: કિંમત રૂા. ૧–૫૦ :–

મુદ્રક :–
મફતલાલ ઝવેરચંદ ગાંધી
નયન પ્રિન્ટીંગ પ્રેસ,
રીચીરોડ, સેન્ટ્રલ બેંક પાસે,
ઢીંકવાવાડી, અમદાવાદ.

પ્રકાશક·–
સંસ્કાર સાહિત્ય સદન
સદરબજાર, ડીસા
(બનાસકાંઠા)

# પ્રકાશકીય

કલિકાલ કલ્પતરૂ પ્રભુશ્રી પાર્શ્વનાથનો પ્રકટ પ્રભાવ જગ વિખ્યાત છે. યાદવોની જરા ને જરાવારમાં દૂર કરનાર અને પાપીઓના પાપને પખાળનાર પ્રભુશ્રીના પ્રતાપે અનેક આત્માઓ દુરિતને દૂર કરી યશોધામમાં સુંદર સ્થાનને જમાવી શકયા છે.

શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુ એટલે કલિકાલમાં આબાલ વૃદ્ધોનું વાંછિત પૂરનાર કલ્પવૃક્ષ સમાન છે. ભવ્યાત્માઓની ભવિતવ્યતા ભવ્યતમ હોય તો જ દિવ્ય દર્શન પ્રાપ્ત થાય છે. પ્રભુનાં ...... પ્રભુના પ્રતાપે અનાદિનું મિથ્યાત્વ ઓગળી જાય છે. સમ્યક્ત્વની સૌરભથી જીવન મઘમઘી ઉઠે છે.

આવા પરમપ્રભુ પાર્શ્વનાથની આરાધના ઉત્તમ રીતે થાય એનું માર્ગદર્શન આ પુસ્તકમાં સુંદર રીતે આપવામાં આવ્યું છે.

કલિકાલ કલ્પતરૂ છે પ્રભુ પાર્શ્વનાથ........... પ્રભુ પાર્શ્વનાથના દશભવનુ વર્ણન સંસારની કક્ષાની સમજ આપે છે જીવને વૈરાગ્યભાવ વાસિત બનાવે છે. ઉપરાંત પાર્શ્વનાથની અપ્રતિમ હાર્દ આમાં આપવામાં આવ્યું છે. જે આરાધના જીવનને ઉર્ધ્વગામી બનાવે છે.

સુખનો સિંધુમાં શ્રાવકનાં ૭ કર્તવ્યોનું વર્ણન આપવામાં આવ્યું છે.

૭૩ પાન સુધી 'કલિકાલ કલ્પતરૂ' પુસ્તક પૂર્ણ થાય છે. અને ૭૫ પાનથી 'સુખનો સિંધુ' શરૂ થાય છે.

બંન્ને ઉપયોગી પુસ્તકોનું સંકલન આ રીતે થાય છે તે અતિ આનંદનો વિષય છે.

પૂજ્ય ગુરૂવર્યશ્રીએ લખેલ 'સુખનો સિંધુ' આજથી દશ વર્ષ પૂર્વે છપાયેલ જે પુસ્તકે જનરૂચિ સારા પ્રમાણમાં જગવી હતી. તે પુસ્તકની નકલો ખલાસ થતાં ફરીને છપાવવાની વિચારણા ચાલતી હતી.

કલિકાલ કલ્પતરૂની માગણી પણ અવાર નવાર ખૂબજ આવતી હતી જેને લક્ષ્યમાં લઇ બન્ને પુસ્તકોની આવૃત્તિ સાથે છપાવવાનો નિર્ણય થયો. અને સંસ્થા તરફથી આવૃત્તિ પ્રકાશિત કરી જનતાના કર કમલમાં મૂકવા અમે ભાગ્યશાળી બન્યા છીએ.

પુસ્તક પ્રકાશનમાં જે જે મહાનુભાવોએ સહાય આપી છે તેમનો આભાર માનીએ છીએ. પી. ગૌતમ એન્ડ કું. ના શ્રી નવનીતભાઇએ

પુસ્તક પાછળ ખૂબજ જહેમત ઉઠાવી છે તેમના પ્રયાસથી પુસ્તકનું કામ સુંદર થયું છે. સંસ્થા તેમની આભારી છે.

આજ સુધી બધાંજ પુસ્તકો આદરણીય બન્યાં છે તેમ આ પુસ્તક પણ આદરણીય બનશે એ અભિલાષા.

સંસ્કાર સાહિત્ય સદન | લી. સંઘ સેવક
સદરબજાર, ડીસા. | પૂનમચંદ ના. દોશી

## દ્રવ્ય સહાયકો

૪૦૦) સંવેગી જૈન ઉપાશ્રય, હાજા પટેલની પોળ, (હ નરોત્તમદાસ મયાભાઈ) અમદાવાદ.

૨૦૦) સરિયદ જૈન સંઘ—સરિયદ

૨૦૦) રૈયા જૈન સંઘ—રૈયા

૧૫૧) શ્રી અચલગચ્છ જૈન સંઘ—માંડલ

૧૨૫) મોહનલાલ જમનાદાસ—અમદાવાદ.

## સંસ્થા તરફથી પ્રકટ થયેલ પુસ્તકો

### લેખક—મુનિરાજ શ્રી રાજેન્દ્રવિજયજી મહારાજ

૧—ચૈતન્ય વંતો ચમત્કાર

૨—સાધનાનાં સોપાન

૩—તરણિનાં તેજ

૪—સાધુતાની સૌરભ

૫—જીવન જાગૃતિ

૬—જીવન મંગલ

૭—જીવન ઝંકાર

૮—હીરાનો હાર

૯—બહુરત્ના વસુંધરા

૧૦—દિવ્ય દર્પણ (છપાય છે)

# 'એક અભિલાષા'

સમ્યગ્દર્શનની પ્રાપ્તિ અને આરાધનાના અવસરની ઉત્તમ પળો માનવજીવનમાં પ્રાપ્ત થાય છે. કલિકાલમાં વિઘ્નમય જીવન બની ગયાં છે. આર્ત્ત, રૌદ્ર ધ્યાન વધી રહ્યાં છે. તે વખતે પ્રભુ પાર્શ્વનાથની આરાધના વિઘ્ન વિદારણ કરે છે. જીવનમાં શાન્તિની સાધના માટે સ્વત્વને જાગૃત કરે છે.

આરાધના જીવનનું અમૃત છે. વિરાધના વિષ છે આ વસ્તુ સત્ય સ્વરૂપે સમજાઇ જાય તો માનવ જીવન મંગલમય બની જાય 'કલિકાલ કલ્પતરુ અને સુખનો સિંધુ' બંને પુસ્તકો એજ હેતુને નજર સામે રાખી સંકલિત કરવામાં આવ્યાં. અને બંનેની આવૃત્તિઓ થોડા સમયમાંજ પૂર્ણ થઇ. ...

બીજી આવૃત્તિ આજે છપાઇ સુધારા–વધારા સાથે પ્રકટ થાય છે. પુસ્તકના અવગાહનથી સહુ કોઈ આત્મસાધનામાં તત્પર બનો એજ મહેચ્છા.

પ્રાન્તે જિનાજ્ઞા વિરુદ્ધ કંઇ પણ લખાયું હોય તો ત્રિવિધે 'મિચ્છામિદુક્કડમ્' માગું છું......

જીવનની સુધારણા માટે સુસાહિત્યની જરૂર છે. આવું સાહિત્ય જીવનમા જોડાય એના વાંચન મનનથી જીવન પવિત્ર તમ એજ એક અભિલાષા.

લિ.

પં. સુજ્ઞાનવિજય ગણી

# કલિકાલ કલ્પતરુ

અને

# સુખનો સિંધુ



## પ્રાર્થના

શ્રીમદ્ ગુર્જર દેશ ભૂષણમણિ. સર્વજ્ઞતાધારકં,
મિથ્યા જ્ઞાનતમઃ પલાયનવિધા–વુદ્યત્પ્રભં તાયિનમ્ ।
પાર્શ્વસ્થાયુક્ પાર્શ્વયક્ષપતિના, સ સેવ્યપાર્શ્વદ્વયમ્
શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ મહિમા–નન્દેનવન્દે સદા ॥

o o o o

નાગેન્દ્ર નિર્મિત ફણાં ચિત મૌલિપાર્શ્વો,
યો ભાત્યુપાસક સુરાસુર નાથપાર્શ્વે ।
યત્તીર્થરક્ષણ પરો વિદિતોઽસ્તિ પાર્શ્વ
શંખેશ્વરાધિપતિરસ્તુ સુખાય પાર્શ્વઃ ॥

o o o o

કમઠે ધરણેન્દ્રેચ, સ્વોચિત કર્મ કુર્વતિ,
પ્રભુસ્તુલ્ય મનોવૃત્તિ, પાર્શ્વનાથ શ્રિયેઽસ્તુવ ॥

o o o o

ૐ નમો વિશ્વવિખ્યાત કીર્ત્તયે સ્ફારમૂર્તયે
શંખેશ્વર પુરોત્તસ પાર્શ્વનાથાય તાયિને ॥

## પુરૂષાદાનીય પાર્શ્વનાથ

પુરૂષોને વિશે વિશેષ આદેય નામ કર્મને ધરવાવાળા પાર્શ્વનાથ પ્રભુ, જેના નામસ્મરણથી શાશ્વત ધામને, સુખના સાગરને અનેક આત્માઓ પ્રાપ્ત કરે છે પારસમણિના સંયોગે કથીર પણ કંચન બને તેમ નિર્ગુણી એવી વ્યક્તિ પણ પાર્શ્વનાથ ભગવાનના નામ સ્મરણથી સગુણી બને, અને સગુણી નિર્ગુણી બને અર્થાત મોક્ષપદને પ્રાપ્ત કરે.

ભગવાન તીર્થંકર દેવોના માટેના વિશેષણો આપણે રોજ બોલીએ છીએ પુરિસુત્તમાણં પુરિસસિંહાણં પુરિસવરપુંડરિયાણં પુરિસવર ગંધ હત્થિણં

તીર્થંકર દેવો પુરૂષોને વિશે ઉત્તમ છે મોહ મતંગજને વિદારણ કરવામાં તીર્થંકર દેવો સિંહ સમાન છે. પુરૂષોને વિશે શ્રેષ્ઠ પુંડરિક કમલ સમાન છે અને પુરૂષોને વિશે ગંધ-ગંધહસ્તી સમાન છે. જેમ ગંધ હાથીના મદની ગંધથી જ અન્ય વનચરો દુર ભાગી જાય છે. તેમ તીર્થંકર દેવો જ્યાં વિચરતા હોય ત્યાંથી આધિ, વ્યાધિ, ઉપદ્રવો દુર ભાગે છે, અને તેમના નામ સ્મરણથી ભવ્યાત્માઓના સર્વ સંકટો દુર ભાગે છે

પાર્શ્વનાથ ભગવાન આવા ઉત્તમ વિશેષણોથી યુક્ત હોવા ઉપરાંત તેમનું આદેય નામ કર્મ એટલું જ પ્રબલ હતું માટે કહેવાયા પુરૂષાદાનીય પાર્શ્વનાથ

જે સમયે જગતમાં અત્યંત શુભ પરમાણુઓ ભરેલાં પડેલા હતા, તેજ શુભ પરમાણુઓના પુંજથી પાર્શ્વનાથ પ્રભુનું શરીર નિર્માણ થયું હતું, જે કારણથી પાર્શ્વનાથ પ્રભુનું નામ સ્મરણ, ધ્યાન અનેક વિઘ્નોનો નાશ કરનાર, પુણ્યની પ્રબલતાને વધારનાર, આત્માની શાન્તિને સંપૂર્ણ રીતે અપાવનાર બને છે એમ મહાપુરૂષો નિશ્ચય પૂર્વક જણાવે છે.

શ્રી પાર્શ્વનાથ ચરિત્રના રચયિતા આચાર્ય દેવભદ્ર-સૂરીશ્વરજી મહારાજે આ વાતને વધુ સ્પષ્ટતાથી વર્ણવી છે. તેઓશ્રી જણાવે છે કે આરાધક આત્માઓને માટે પાર્શ્વનાથ પ્રભુનું નામ, સ્મરણ, ધ્યાન, વંદન, પૂજન, જપ આદિ અત્યંત જરૂરી છે આત્મશાન્તિને ટકાવનાર છે

પ્રકટ પ્રભાવી પાર્શ્વનાથ પ્રભુના નામ સ્મરણથી અનેક વ્યાધિ ગ્રસ્તોની વ્યાધિ વિલય પામી, ઉપાધિમા અટવાતાની ઉપાધિ અસ્ત થઇ, આ વાતની આજે ઇતિહાસ પણ સાક્ષી પૂરે છે

પાર્શ્વનાથ પ્રભુ જુદા જુદા નામે ઘણી જગ્યાએ પ્રસિદ્ધ હોવા છતાય તેઓનાં મુખ્ય ૧૦૮ નામ પ્રસિદ્ધ છે તેઓ-શ્રીના પ્રભાવની યશોગાથા પણ અતીવ પ્રસિદ્ધ છે

પાર્શ્વનાથ ભ. ના ચમત્કારિક દશભવનું સક્ષિપ્ત વર્ણન પણ સમજવા જેવું છે.

## દશ ભવ

જમ્બૂદ્વિપના ભરતક્ષેત્રમાં પોતનપુર નામની નગરીમાં શ્રી સભૂતિ વિજય પાસે સમકિત પામેલ વિશ્વભૂતિ નામના પુરોહિત વસતા હતા

તેમને સુશીલા ધર્મપરાયણ અનુદ્ધરા નામની પત્ની હતી. બન્નેના સસારની નાવ સુખ રૂપ ચાલતી હતી. ક્રમશ· સાસારિક સુખ ભોગવતા કમઠ અને મરૂભૂતિ નામના બે પુત્રો તેમને થયા. યોગ્ય વયે યોગ્ય શિક્ષા આપી કમઠને વરૂણા અને મરૂભૂતિને વસુધરા નામની પત્ની સાથે પરણાવવામા આવ્યા

શ્રી વિશ્વભૂતિ સંયમ સ્વીકારી, અણુસણ કરી શુભ ભાવપૂર્વક સલેખના કરી પ્રથમ દેવલોકમા દેવ થયા અનુદ્ધરા પણ શુભ ભાવ પૂર્વક કાળધર્મ પામી.

માત–પિતાના મરણનો શોક હૃદયને તપાવી રહ્યો છે. ત્યાંજ હરિશ્ચદ્ર નામના સુગુરૂનો સંપર્ક મરૂભૂતિને સાપડયો.

તથાભવ્યત્વના પરિપાકના પરિણામે શ્રી મરૂભૂતિએ સમ્યકત્વ મૂલ બાર વ્રતને શુભ ભાવપૂર્વક અંગીકાર કર્યાં અને તેનુ મન સદા સંસારમા ઉદાસી રહેવા લાગ્યુ મરૂભૂતિને સમજાઇ ગયુ કે એનુ સ્થાન સંયમની સુંદર સાધનામાં રહેલુ છે સંસારના કીચડમા ફસાવાને એનુ દિલ સાફ ના દેવા લાગ્યું.

કમઠ ગુરૂકર્મી હતો. ધર્મ એને ગમતો નહિ. ઉન્માદી-પણે વર્તન કરતો એશ આરામમાં જીવનની સફલતા સ્વીકારતો ઉન્માદના કારણે કુલાચારને નેવે મૂકી કમઠ પોતાના નાનાભાઇ મરૂભૂતિની પત્ની સાથે અનાચાર સેવવા લાગ્યો

કમઠ અને વસુધરાનો કુયોગ મરૂભૂતિની જાણમા આવતા તે ઘણોજ ખિન્ન થયો. સંસારની અસારતા સ્વાર્થી સંબધોની પ્રપંચશીલતા એને સમજાવવા લાગી. મરૂભૂતિએ તે નગરના મહારાજા અરવિંદને પોતાના ભાઇની કુવૃત્તિઓથી જ્ઞાત કર્યા. રાજાએ અનાચાર સેવનાર કમઠને ક્રોધથી પોતાના અનુચર મારફત ગધેડા ઉપર બેસાડી નગર બહાર કાઢી મૂક્યો.

અપમાન પામેલ કમઠ નજીકમા રહેલ તાપસના આશ્રમમાં જઇ જવલનશર્મા તાપસ પાસે સન્યાસ વ્રત સ્વીકારે છે. હૈયામા ક્રોધ ભર્યો છે અપમાન કરનાર ભાઇનું વેર વસુલાત કરવાની ભાવના જાગી રહી છે. અને બહારથી પંચાગ્નિ તપ તપી રહ્યો છે.

ભાવદયા વાસિત મરૂભૂતિએ ભાઇનુ અપમાન કરાવ્યું. ભાઇને નગર બહાર કઢાવ્યો એનું દુઃખ એને સાલી રહ્યુ છે અંતરમાં વારવાર ભાઇની ક્ષમા યાચવાની ભાવના જાગૃત થાય છે

ભવિષ્યમા જે તીર્થંકર દેવ થવાના છે તે ઉત્તમ આત્મા-ઓના હૃદયની નિર્મળતા પણ ઉત્તમ પ્રકારની હોય છે. એમના

અંતરમા ઉડે ઉડે ઉપસેલા ભાવદયાના અંકુરો કદી શુષ્ક થતા નથી પરન્તુ દિનાનુદિન વધતા જ જાય છે સ્વાર્થને પરવશ બની કદાચ કોઇની સામે કટુતાપૂર્ણ આચરણ કર્યું હોય તો પણ વિવેકશીલ એ આત્માઓના હૈયામા પોતાના કુકૃત્યની વેદના રહે જ છે.

મરૂભૂતિ પોતાના ભાઇની પાસે જઈ ક્ષમા યાચવા તત્પર બને છે. તપ તપી રહેલા ભાઇના ચરણોમા ઝૂકી ક્ષમા યાચે છે

'ભાઇ! તમારૂં અપમાન કરનાર, તમારા ઉપર નિર્દય રીતે નિષ્ઠુરતા વરસાવનાર મને ક્ષમા કરો મારા કારણે આપને ગૃહત્યાગ કરવો પડયો. આજે આપની સમક્ષ આપના દિલને જે દુભામણી થઇ હોય તેની વારંવાર ક્ષમા યાચુ છુ.' કમઠના ચરણોમા ઝૂકી મરૂભૂતિ પોતાની ભૂલની માફી માગી રહ્યો.

કમઠના અંતરમા ક્રોધની જ્વાલા ભભૂકી ઉઠી ક્ષમા યાચનાર અનુજ (નાના ભાઇ) ના મસ્તક ઉપર ક્રોધી કમઠે મોટી શિલા અફળાવી મરૂભૂતિને લોહી નીંગળતો કરી દીધો.

અન્ય તાપસો કમઠને ધીકકારી રહ્યા છે નીંદી રહ્યા છે. જ્યારે બીજી બાજુ મરૂભૂતિ આર્તધ્યાનની નદીમાં ઉડે ઉડે ખેંચાઇ રહ્યો છે

સમ્યક્ દર્શનની શુદ્ધિને ભૂલી મરૂભૂતિ મહાવેદનાને ભોગવતા દંડકારણ્યમા હાથી પણે ઉત્પન્ન થયા.

વૈરાગ્ય વાસિત અરવિંદ રાજા સમન્તભદ્રાચાર્ય પાસે દીક્ષા લઇ નિરતિચાર ચારિત્ર પાળતાં અવધિજ્ઞાની થાય છે. ગુરુદેવની આજ્ઞા પ્રાપ્ત કરી અરવિંદ રાજર્ષિ સાગરદત્ત સાર્થવાહના કાફલા સાથે અષ્ટાપદતીર્થની યાત્રાએ જાય છે.

સાર્થપતિ સાગરદત્ત સુગુરુનો સંયોગ પામી સમકિત-રત્નને સ્વીકારી શ્રાવક ધર્મના અનુયાયી બને છે.

આગળ વધતો સાર્થ દંડકારણ્યમા પ્રવેશ કરે છે. મરૂભૂતિનો જીવ હાથી સાર્થને જોતાં જ તે બધાને મારવા દોડે છે. સાર્થવાહના કાફલામા મોટો કોલાહલ ઉત્પન્ન થઇ ગયો. ભયના લીધે લોકો જીવ બચાવવા જેમ તેમ નાસ-ભાગ કરવા લાગ્યા

અરવિંદ રાજર્ષિ તો શરીર પર પણ નિ પૃસ્હી હતા. મરણના ભયથી જરા પણ નહિ ડરનારા એ મહામુનિ, કરાળ કાળ જેવા વિકરાળ મહાકાય હાથીની સામેજ પ્રસન્ન મુદ્રાએ કાઉ-સ્સગ્ગ ધ્યાને ઉભા રહ્યા.

મુનિરાજ સામે ધસી આવતો હાથી પ્રસન્ન મુખતેજ જોઇને જ અંજાઇ ગયો ક્રોધના કાદવથી લેપાયેલા હાથીના હૈયામા જાણે અમીધારાની વૃષ્ટિ થવા લાગી અનિમેષ નયણે મુનિરાજને નીહાળતા હાથીને સંબોધી અરવિંદ રાજર્ષિ બોલ્યા

'મહાનુભાવ ! શુદ્ધ અરિહંતના ધર્મને સ્વીકારીને પણ આર્ત્તધ્યાનને વશીભૂત થવાના કારણે તારે આજે તિર્યંચ યોનિમા ઉત્પન્ન થવું પડ્યુ છે. માનવભવ, ઉત્તમ ધર્મ સાધ-નાની સંપૂર્ણ સુંદર સામગ્રી પામીને પણ તુ હારી ગયો અને હજુપણ ક્રોધના કાદવમા ઉંડે ઉંડે ખૂચી રહ્યો છે, શી દશા થશે તારી ! મહાનુભાવ ! તેનો જરા શાન્ત ચિત્તે, સ્વસ્થ મને વિચાર કર !'

મુનિરાજની વાણીની હાથી ઉપર જાદુઇ અસર થઇ. ઉહાપોહ કરતા હાથી ત્યા જ જાતિસ્મરણ જ્ઞાન પામે છે.

મુનિરાજને ઓળખે છે. તેમના ચરણોમા ઝૂકી પોતાના આત્માના ઉદ્ધાર માટેનો માર્ગ બતાવવા વિનતિ કરે છે

મુનિરાજશ્રી હાથીને સમકિત મૂલ બાર વ્રત ઉચ્ચરાવે છે તે દિવસથી માંડી હાથી સચિત્ત આહાર પાણીનો ત્યાગ કરે છે અચિત્ત થયેલ આહારાદિ જે મળે તેમાં શમ–સવેગ અને નિર્વેદ ભાવના નિર્મળ નીરમા સ્નાન કરતો હાથી પોતાના જીવન નિર્વાહને સુખ પૂર્વક ચલાવે છે

હાથી જળની ગવેષણા કરતો એક વખત સરોવર પાસે આવે છે. સરોવરમા પગ મૂકતાં જ કાદવમા ફસાઇ પડે છે કમઠનો જીવ પણ આર્ત્તધ્યાનથી મરીને એજ જગલમા કુર્કુટ જાતિના સર્પ તરીકે ઉત્પન્ન થયેલ છે.

યોગાનુયોગે હાથીને જોતાજ સાપની વેર લેવાની બુદ્ધિ વિશેષત જાગૃત બની. ક્રોધથી ધમધમતો કુર્કુટ સર્પ હાથીના ગંડસ્થલ ઉપર ચઢી તીક્ષ્ણ નખના પ્રહારથી ઝેર વાળી દાઢાઓના પ્રહારથી હાથીને હત પ્રહત કરે છે

તિર્યંચના ભવમા પણ હાથી છટ્ઠ અટ્ઠમની તપસ્યા નિર્મલ ભાવથી કરે છે. છેલ્લે જ્યા ઉપદ્રવ થાય છે, ત્યાજ હાથી પોતાના પૂર્વભવના કર્મના પરિણામને સમજી સમભાવે સહન કરે છે જરાયે દ્વેષબુદ્ધિ જણાતી નથી હાથી શુભભાવ પૂર્વક પંચ પરમેષ્ઠીનુ સ્મરણ કરતો સકલ જીવ રાશિને ખમાવતો કાળ કરી આઠમા દેવલોકમા દેવ થાય છે તીવ્ર અશુભ અધ્યવસાયથી કુર્કુટ સર્પ પોતાનું આયુષ્ય પૂર્ણ કરી પાચમી નરકમા નારકપણે ઉત્પન્ન થાય છે.

જબૂદ્વિપના પૂર્વ મહાવિદેહ ક્ષેત્રમા સુકચ્છ નામની વિજયમા વૈતાઢય પર્વત પર તિલકપુર નામના

નગરમાં વિદ્યુતગતિ નામના વિદ્યાધર રાજ્ય કરે છે. તેને તિલકાવતી નામની રાણી છે. તે તિલકાવતી રાણીની કુક્ષીમાં શુભ સ્વપ્ન સૂચિત હાથીનો જીવ આઠમા દેવલોકમાંથી ચ્યવી ઉત્પન્ન થાય છે, અને તેમનું નામ કિરણવેગ રાખવામાં આવ્યું છે.

શ્રુતસાગર ગુરૂદેવ પાસે તેમના પૂર્વભવનું ચમત્કારિક વર્ણન સાભળી વૈરાગ્ય વાસિત બનેલ વિદ્યુતગતિ રાજા કિરણવેગને રાજગાદી પર બેસાડી સયમ સ્વીકારે છે. રાજ્ય સુખ ભોગવતાં અનુક્રમે સંસારની દશાને, ભોગોની ક્ષણિકતાને હૈયાથી ભાવિત કરી પુત્રને રાજગાદી પર બેસાડી શ્રી સુરગુરૂ નામના આચાર્યદેવ પાસે કિરણવેગ વિદ્યાધર પણ સયમ માર્ગને સ્વીકારે છે.

તીવ્રતપ તપે છે પણ ક્રોધનો લેશ નથી

સુખ મુદ્રાપર દિવ્યતેજ ઝલકી રહયું છે પણ કાયાની-માયા હૈયામા છે નહિ. સુકલકડી શરીર છતાય દિનાનુદિન તપ કરવાની પ્રબલ ભાવના વધતીજ જાય છે ઉગ્ર વિહાર કરતા મુનીશ્વર વૈતાઢય પર્વતની નજીકમા હેમગિરિ પાસે સાધુની પ્રતિમાને વહન કરતા સમય નિર્ગમન કરે છે એકાકી શરીર પરના મમત્વ ભાવ વગરના મુનિરાજ ધર્મધ્યાનમા પોતાના સમયને વ્યતીત કરી રહ્યા છે

કુર્કુટ સર્પનો જીવ મરીને પાચમી નરકમાં ઉત્પન્ન થયેલો તે ત્યા પોતાનું ૧૭ સાગરોપમનુ આયુષ્ય પૂર્ણ કરીને હેમગિરિની પાસેની વનઘટામા એક યોજનના પ્રમાણવાળો સર્પ થઇ દિશા વિદિશામાં ભમી રહ્યો છે.

કિરણવેગ રાજર્ષિએ જ્યા ઉગ્રતપ આદર્યો છે. તે બાજુ પેલો સાપ અચાનક આવી ચઢે છે મુનિરાજને જોતાજ

પૂર્વવૈરના કારણથી ક્રોધથી હત પ્રહત થયેલ સાપ મુનિરાજને અનેક પ્રકારે વિડંબના પમાડે છે આખા શરીરમાં ડંખ દે છે.

આ વખતે સમભાવી વિદ્યાધર રાજર્ષિ જરા પણ રોષની લાગણીને ઉપસવા દેતા નથી. અરે ! એતો સાપને પોતાના સંયમમા સહાયક માને છે ઉપકારી ઉપર જે ભાવ જાગે તેવો ભાવ મુનિરાજને સાપ ઉપર જાગૃત થાય છે આત્મધ્યાનમાં તત્પર; સમતા સાગરમાં સ્નાન કરતા, પંચ પરમેષ્ઠીનું ધ્યાન ધરતા મુનિરાજ આયુષ્ય પૂર્ણ થતાં બારમા અચ્યુત દેવલોકમાં બાવીશ સાગરોપમની સ્થિતિવાળા દેવ બને છે પ્રબલ પુણ્યના પ્રતાપે મહામના મુનિરાજ દેવ સમૃદ્ધિને પામે છે.

ક્રૂરકર્મ કરવાવાળો એક યોજનની કાયાવાળો સર્પ મરીને ધૂમપ્રભા નામની છઠ્ઠી નરકમા સવાસો ધનુષ્યના શરીરપ્રમાણ-વાળો, સત્તર સાગરોપમની આયુષ્ય સ્થિતિવાળો નારકી થાય છે સુકૃત અને દુષ્કૃતના પરિણામની દશાનો વિચાર કરતાં સહેજે સમજી શકાય એવી સ્થિતિ છે કે કર્મના દારુણ વિપાકથી અજ્ઞાત એવી વ્યકિતઓ પાપકર્મની આસક્તના કારણે કેવા ગાઢ વિપાકોને ભોગવે છે અરે ! આ ભવમાં પણ દુ:ખ અને દરિદ્રતાના ભાગી બને છે અને પરભવમાં પરમાધામીના પાશમા પકડાઇ અસહ્ય વેદનાને અનુભવે છે પુણ્ય કર્મ કરનાર સુકૃતના યોગે સ્વર્ગનો અધિકારી બને એ નિ:સદેહ છે

સુકૃત અને દુસ્કૃતના પરિણામોને નજર સામે નીહાળવા છતાય પ્રાણીઓ પાપાચારથી નિવૃત્તિ નથી લઇ શકતા એ બેહદ શરમની વાત છે

કિરણવેગ રાજર્ષિનો જીવ અચ્યુત દેવલોકમા દૈવિક સુખોને ભોગવી આયુષ્ય ક્ષયે ચ્યવી જંબૂદ્વિપના પશ્ચિમ

વિદેહક્ષેત્રની ગંધાવતી વિજયમા શુભંકરા નામની નગરીના નરેશ વજ્રવીર્ય રાજાની લક્ષ્મીવતી રાણીની કુક્ષીમા પુત્રપણે ઉત્પન્ન થાય છે તેનુ નામ વજ્રનાભ પાડવામાં આવે છે. રાજવૈભવ ભોગવતા સમભાવને ભુલતા નથી તેમની સ્થિતિ શાન્ત, સ્થિર, ગંભીર છે

ક્રમશઃ પોતાના પુત્ર ચક્રાયુધને રાજગાદી પર બેસાડી, ક્ષેમંકરનામના તીર્થંકર પાસે, વૈરાગ્ય રસ નિર્ઝરતી વાણીનું સુધાપાન કરી સંયમને શુભભાવ પૂર્વક સ્વીકારે છે.

રાજ સમૃદ્ધિના ત્યાગી પણ જ્યારે સંયમના અનુરાગી બને છે, ત્યારે પૂર્વના ભોગ વિલાસને, ઠાઠ માઠને, અરે! માન, અપમાનને પણ ઓકી નાખે છે નવ દીક્ષિતની પેઠે વિનય, વૈયાવચ્ચ, ભકિત આદિ સુગુણોની સાધનામા ઝળહળતા જીવનદીપને પ્રદીપ્ત બનાવે છે

વજ્રવીર્ય રાજર્ષિ ગુરૂ કુલવાસમા રહી સમગ્ર શાસ્ત્રનો સુચારૂ રૂપે અભ્યાસ કરી નિર્ગ્રંથ બન્યા શરીર પરના પણ મમત્વનો ત્યાગ કરી ગુરૂની આજ્ઞાથી એકલ વિહારી બની સાધુધર્મની બારપ્રતિમાને વહન કરતા નિર્જન વનમા, ગિરિ કંદરામા, સ્મશાનમા અને શૂન્યઘરોમા દિવસ–રાત્રી વ્યતીત કરી રહ્યા છે

દ્રવ્ય ક્ષેત્ર, કાળ કે ભાવના પ્રતિબંધક ભાવો વગરના મહાત્મન ભિક્ષુ પ્રતિમાને વહન કરતા તપના નિર્મળ તેજથી આકાશગામિની વિદ્યાને પ્રાપ્ત કરે છે

ઉગ્રવિહાર કરતા રાજર્ષિ સુકચ્છ નામના દેશમાં જ્વલનગિરિની નજીકમા આવી પ્રતિમા ધ્યાને ઉભેલા છે

કમઠનો જીવ દુષ્કૃત કર્મના યોગે છઠ્ઠી નારકીમાથી નીકળી અપકાય, તેઉકાય, એકેન્દ્રિય, જલચર, સ્થળચર આદિ યોનિમાં

લાંબા કાળસુધી ઉત્પન્ન થાય છે, અનેક ક્ષુદ્રભવોમા પાપાચરણને સેવતો કમઠનો જીવ કાળક્રમે જ્વલનગિરિ પહાડની નજીકની ભયંકર અટવીમા ભિલ્લ થયેલો છે.

તે કુરંગક નામનો ભિલ્લ અનેક વનચર પશુ વગેરેનો ઘાત કરી પોતાના જીવન નિર્વાહને ચલાવી રહ્યો છે ગિરિ કંદરામા રહેલી એક ગુફાના મધ્યભાગમા કુરંગકનો નિવાસ છે.

મુનિરાજશ્રી, ભયંકર અટવીની સમીપમાં સૂર્ય આથમી જવાથી જરા પણ ક્ષોભ પામ્યા વિના કાયોત્સર્ગ ધ્યાને રહી પ્રતિમાનું પરિપાલન કરી રહ્યા છે. રાત્રી પસાર થઇ ત્યાજ કુરંગક નામનો ભિલ્લ ભમતો ભમતો મુનિરાજને નજરે નીહાળે છે. આખે આખ મળતા જાણે અંગારા વરસવા માડ્યા કુરંગકનો ક્રોધ સાતમા આસમાને ચઢી બેઠો નિર્દોષી મુનિને મારવાની બુદ્ધિ તેના અંતરમાં ડોકિયા કરવા માડી.

કેવી છે સંસારની વિચિત્રતા ? પરિણામે દારૂણ ક્રોધની ભભૂકતી જ્વાલાઓમાં જીવનની આહુતિ આપનાર આત્મા આનંદ, સુખ, શાન્તિ કે સમાધિ ક્યાથી પામી શકે ?

મુનિરાજ સૂર્યના સોનેરી કિરણો નીકળ્યા પછી અટવી બહાર નીકળી રહયા છે દૂર જતા પોતાના લક્ષ્યને વીંધવા તે કુરંગક તીક્ષ્ણ તીરને મુનિ ઉપર છોડે છે તીર મુનિના શરીરને વીંધી નાખે છે

મુનિરાજ પછડાટ ખાઇ ત્યાજ ગબડી પડે છે
કુરંગક પોતાના લક્ષ્યને વીંધાવાથી હરખી રહ્યો છે

મુનિરાજ પોતાનો અંતસમય નજીક જાણી આરાધનામાં ઉદ્યમશીલ બને છે મુખેથી સર્વજીવોને ખમાવી રહ્યા છે. મનથી દુષ્કૃતની આલોચના અને સુકૃતની અનુમોદના કરી રહયા છે. મારનાર ભિલ્લને ઉપકારી માની મુનિરાજ ચારે આહારનાં

પચ્ચક્ખાણુ કરી. શુભભાવ અને સમાધિભાવ પૂર્વક કાલધર્મ પામી મધ્યમ ગ્રૈવેયેકમા 'લલિતાગ' નામના ઉત્તમ દેવ થાય છે અને પોતાના કાળને સુખ પૂર્વક નિર્ગમન કરે છે

ગ્રૈવેયકમાં પોતાનુ દેવાયુઃ પૂર્ણ થયા પછી ત્યાથી ચ્યવી જમ્બૂદ્વિપના પૂર્વમહાવિદેહ ક્ષેત્રમા સુરપુર નામના નગરના નરેશ કુલીશબાહુરાજાની સુદર્શના નામની પત્નીની કુક્ષીને વિશે ચૌદ સ્વપ્નસુચિત મરૂભૂતિનો જીવ પુત્રપણે ઉત્પન્ન થાય છે.

ચૌદ સ્વપ્નસૂચિત ચક્રવર્તી 'પુત્ર રત્ન' પાકશે એ આશાએ માતપિતા આનંદ વિભોર બની જાય છે પુત્રનો શુભ દિવસે જન્મ થયા પછી તેનું નામ કનકબાહુ પાડવામા આવ્યું.

કુમારને કાલક્રમે યોગ્ય વયનો જાણી રાજા કુલીશબાહુ કનકબાહુને રાજગાદી પર બેસાડી સયમને સ્વીકારે છે

કનકબાહુની કુશલતાથી પ્રજા નિર્વિઘ્નપણે પોતાનું જીવન યાપન કરે છે. વિદ્યાધરકુમારી પદ્માવતી સાથે કુમાર પાણિગ્રહણ કરી પુણ્યોપાર્જિત સુખ સામગ્રીને ભોગવી રહ્યા છે. ત્યાજ અચાનક એક વખત ખબર આવ્યા કે આયુધશાળામાં ચક્ર-રત્ન ઉત્પન્ન થયું છે.

કનકબાહુએ સપરિવાર પ્રસન્નતા પૂર્વક ચક્રરત્નની પૂજા કરી આઠ દિવસનો મહોત્સવ આરભ્યો. નૃત્ય, ગીત અને વાજિત્રોની રમઝટ ચાલવા માડી.

ચક્રરત્નની ઉત્પત્તિ પછી ચક્રવર્તીના પુણ્યના પ્રાગ્ભારથી ચૌદરત્ન, નવનિધાનની ઉત્પત્તિ થાય છે (૧) શત્રુ સૈન્યને પરાભવ પમાડવામાં સમર્થ, ચક્રીના જેવા જ પ્રબલ બલવાળું સેનાપતિરત્ન (૨) ખેતી કર્મમા કુશળ ગાથાપતિ, (૩) સર્વ-શાસ્ત્રમા પારગત પુરોહિત રત્ન (૪) ગજરત્ન, (૫) અશ્વરત્ન (૬) વાર્ધકિ રત્ન (૭) વિશ્વની સમગ્ર સુદરીઓમા સર્વશ્રેષ્ઠ

સ્ત્રી રત્ન (૮) એક હજારને આઠ સળી વાળું ડાબી બાજુથી વિસ્તારવાળુ છત્ર રત્ન. (૯) બે હાથના, વિસ્તારવાળુ મનોહર ચામર રત્ન (૧૦) દિવ્ય તેજથી દીપતુ મણિ રત્ન (૧૧) ચાર આગળના પ્રમાણવાળું સુવર્ણનુ સર્વ શ્રેષ્ઠ કાકણિરત્ન (૧૨) બત્રીશ આગળના પ્રમાણવાળુ ખડગ રત્ન (૧૩) શત્રુને દુઃસહ ડાબી બાજુએ વિસ્તારવાળું દંડ રત્ન. (૧૪) ચક્રરત્ન. આ ચૌદ રત્ન ઉપરાન્ત નવનિધાન પણ ચક્રવર્તીની સેવા કરવા સ્વતઃ આવીને ઉપસ્થિત થાય છે

છ ખંડના અધિપતિ ચક્રી બનવાના છે માટે હજાર દેવતાઓથી અધિષ્ટિત ચક્રરત્ન પૂર્વદિશા તરફ ચાલવા લાગ્યું. પાછળ ચક્રી અને સમગ્ર સૈન્ય વિજયની વરમાળા વરવા માટે આગે કૂચ કરવા તત્પર બન્યું ત્યા માગધાધિપતિદેવ, વરદામદેવ, પ્રભાસ દેવ, વૈતાઢય પર્વતની ગુફાના અધિષ્ઠાતા દેવને ચક્રીએ અઠ્ઠમ તપની આરાધના દ્વારા પોતાની આજ્ઞાને આધીન બનાવ્યા

મ્લેચ્છાધિપતિઓને પણ જીતી છ ખંડના અધિપતિ બનીને ચક્રવર્તી પોતાના નગરમા આવ્યા. બત્રીસ હજાર મુકુટ બદ્ધ રાજાઓએ બાર વર્ષ સુધી ચક્રીપણાનો અભિષેક કર્યો. પુણ્યનો સિતારો ભાગ્યના ગગનાંગણમાં ચમકી રહ્યો છે. જીવન બાગના ફૂલો જાણે વસન્તાગમનના કારણે ખીલી ઉઠયા હોય તેમ ભોગોપભોગની સર્વોત્કૃષ્ટ સામગ્રી ચક્રવર્તીના ચરણો ચૂમી રહી છે.

ચોસઠ હજાર સ્ત્રીઓ, નવનિધિઓ, બત્રીશ હજાર નગર, ચોરાશી લાખ ઘોડા, ચોરાશી લાખ હાથી આદિ સર્વ સામગ્રી ના સ્વામી બનેલા કનકબાહુ ચક્રવર્તી પાચે ઇન્દ્રિયોને અનુકૂલ ભોગ સામગ્રીને ભોગવતા પોતાના સમયને વ્યતીત કરી રહ્યા છે.

સુરપુર નગરમા એક વખત પોતાના ચરણ કમળથી જગતને પવિત્ર કરતા ભુવનભાનુ નામના તીર્થંકરદેવ પધારે છે તીર્થંકર દેવની સંસારની અસારતાને સમજાવતી વાણીને સાભળી કનકબાહુનુ હૈયુ વૈરાગ્યના રંગે રંગાઈ ગયું.

સાપ પોતાની કાચળી ઉતારે તેમ મળેલી સર્વોત્કૃષ્ટ ભોગ સામગ્રીને તિલાજલિ આપી, કનકપ્રભ નામના પોતાના પુત્રને રાજ્યપર સ્થાપન કરી પ્રભુના ચરણોમા આવી કનકબાહુ ચક્રી સર્વ વિરતિને સ્વીકારે છે

ઉત્કૃષ્ટ તપશ્ચર્યાને આદરતા કનકબાહુ મહામુનિ બાવીશ પરિષહોને સમભાવે સહન કરતા તીર્થંકર નામકર્મ નીકાચિત કરે છે.

તપ ત્યાગ અને સમભાવની ત્રિવેણીમા સ્નાન કરતા મહામુનિ સુખપૂર્વક જીવન યાપન કરી રહ્યા છે

એક વખત ક્ષીરવન નામના અરણ્યમા ક્ષિરગિરિના કિનારે સૂર્ય સન્મુખ નેત્ર સ્થાપન કરી નિર્નિમેષ નયને ઊભેલા છે આ બાજુ કુરંગક નામનો ભિલ્લ મહામુનિ વજ્રબાહુને હણી પોતાના પરાક્રમની પ્રશંસા કરતો અનેક જીવોની હિંસા કરતો કાલક્રમે અનેક રોગો તેના શરીરમા ઉત્પન્ન થયા છે તેમા બળતો, આર્ત, રૌદ્ર ધ્યાનથી-મરીને સાતમી નારકીમાં નારક થાય છે સાતમી નારકીમા અનેક જાતની વ્યથાઓ સહન કરી ત્યાથી આયુષ્ય પૂર્ણ થયા પછી મરીને આજે જંગલમા સિંહ થાય છે મુનિરાજ નિશ્ચલ ભાવે કાઉસ્સગ ધ્યાને ઉભેલા છે પ્રસન્ન મુખમુદ્રામાથી જાણે સંસારના સંતપ્ત જીવોને પ્રભાવિત કરતી નિર્મલ નીરની ધારાઓ વહી રહી છે માયા અને મમતા વગરના મુનિરાજને જોતાં જ પાપીઓ પોતાના પાપનો સર્વથા ત્યાગ કરી દે, પણ પેલો

સિંહ ભક્ષ્યની શોધમાં ભમતો મુનિરાજને જુએ છે ત્યા જ તેની આંખમાથી ઉલ્કાપાતનો અગ્નિ વરસવા માડયો. પૂર્વનો વૈરાનુબધ હજુ પણ શાન્ત પડયો નથી

અંતરનો અગ્નિ, સમતાના સાધક મુનિના સયોગે શાન્ત થવાના બદલે પ્રદીપ્ત બનવા લાગ્યો; મુનિને મારવા સિંહ ગર્જના કરીને મુનિ સામે ધસ્યો. મુનિરાજે પોતાનો મૃત્યુ કાલ નજીક જાણી તરત જ સિદ્ધ ભગવાનની સાક્ષીએ ચારે આહારનો ત્યાગ કરી અણુસણ સ્વીકાર્યું.

કનકબાહુને વિકરાળ સિંહે ફાડી નાખ્યા ક્ષમાના ધારક કનકબાહુ, સમભાવપૂર્વક નવકાર મહામત્રનું સ્મરણ કરતા કાળધર્મ કરી પ્રાણુત નામના દશમા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા

ક્રૂર કર્મ કરવાવાળો સિંહ પોતે કરેલા કર્મને ભોગવવા માટે ત્યાથી મરીને પાચમી નારકીમા ઉત્પન્ન થયો મુનિવરોના ઘાતથી ઉપાર્જન કરેલા પાપના પરિણામને ત્યા નારકીમા ભોગવે છે. ત્યા પોતાનુ આયુષ્ય પૂર્ણ થયા પછીથી સિંહનો જીવ બ્રાહ્મણ કુલમાં ઉત્પન્ન થયો જન્મતાની સાથે જ તેના માતપિતા મરણ પામ્યા. કમઠ એનું નામ પાડવામા આવ્યું છે. ખાવા માટે પણ એને પુરતું મળતુ નથી ભિક્ષાથી જેમ તેમ નિર્વાહ કરતો સંસારથી કંટાળીને પચાગ્નિતાપ તપનાર તાપસ બને છે અને બાહ્યતપને આરાધતો કમઠ જનમનરંજન કરવામાં પોતાની સર્વશક્તિને ખર્ચી રહયો છે. ચારે દિશામા ધગતી ધગતી અગ્નિ જલાવી મુખ ઉચે રાખી સૂર્યની આતાપના લઈ રહ્યો છે

કનકબાહુનો જીવ પ્રાણુત દેવલોકમાંથી ચ્યવી, અરિષ્ટ નેમિ ભગવતના નિર્વાણુથી ૮૩૭૫૦ વર્ષ વ્યતીત થયા પછી, વાણારસી નગરીના મહારાજા અશ્વસેનની સર્વગુણ સંપન્ન અગ્રમહિષી વામાદેવીની કુક્ષીમાં ચૌદ સ્વપ્ન સૂચિત પુત્રપણે ઉત્પન્ન થાય છે.

'તીર્થંકરોની માતા ચૌદ સ્વપ્નને જુવે છે.' સ્વપ્ન પાઠકો દ્વારા આવી ભવિષ્યવાણી સાભળી હર્ષિત થયેલા વામાદેવી સુખપૂર્વક, બાધારહિત કાળ નિર્ગમન કરી રહ્યા છે.

ભગવાનના ગર્ભમા આવ્યા પછી જગતમા સર્વત્ર શાન્તિ વ્યાપી ગઇ. ગર્ભસ્થ ભગવાનના પ્રભાવથી દિશાઓ પ્રસન્ન બની ઉઠી યોગ્ય સમય થતાં જે વખતે મ મારભરમા એટલા બધા શુભ પરમાણુ હતા તેજ વખતે પોષ દશમની (માગશર વ ૧૦) ની મધ્યરાત્રીએ વિશાખા નક્ષત્રમાં ચંદ્રનો યોગ આવતાં ભગવાન શ્રી પાર્શ્વનાથનો જન્મ થયો

છપ્પન દિક્કુમારીઓના આસન ચલાયમાન થવાથી ભગવાનનો જન્મ જાણી તરત જ ત્યા આવી પોતપોતાના યોગ્ય કર્તવ્યને બજાવે છે

સૂતિકાકર્મની સમાપ્તિ થયા પછી અચલ એવુ ઇદ્ર રાજનુ આસન પણ ચલાયમાન થયુ, અવધિજ્ઞાનથી તેવીશમા તીર્થંકરનો જન્મ થયેલ જાણી હર્ષવિભોર હૈયે ઇદ્ર મહારાજ-સિહાસનથી ઉતરી, સાત, આઠ ડગ જિનેશ્વર જે દિશામાં છે તે દિશા તરફ જઇ 'શક્રસ્તવ' વડે ભગવાનની સ્તુતિ કરે છે' પછીથી ઇદ્રમહારાજની આજ્ઞાથી સર્વદેવોને ભગવાનના જન્મની જાણ કરવા માટે હરિણૈગમેષી દેવ સુઘોષા ઘંટા વગાડે છે. સર્વ દેવ દેવીઓને ભગવાનના જન્મ મહોત્સવ ઉપર આવવાનુ આમત્રણ પાઠવે છે.

સૌધર્મેન્દ્ર પાલક વિમાનમા આરૂઢ થઇ અસંખ્ય દ્વિપ સમુદ્રનુ ઉલ્લઘન કરતા વાણારસી નગરીમા ભગવાનની સન્મુખ, જિનગૃહને, જિનેશ્વરને તથા જિનમાતાને પણ પ્રદક્ષિણા આપી ઉપસ્થિત થાય છે. સૌધર્મેન્દ્ર સાથે આઠ લોકપાલ, આઠ પટરાણી, સાત પ્રકારના સૈન્ય, સાત સેનાધિપતિ. ત્રણ પર્ષદા,

ચોરાશી હજાર સામાનિક દેવ, ત્રણલાખ છત્રીસ હજાર અંગ-રક્ષકદેવ અને બીજા કરોડો દેવ દેવીઓનો પરિવાર છે

ભગવાનના અત્યંત પ્રભાવશાલી અતિશયની લીલા તો જુઓ! 'સવિ જીવ કરૂં શાસન રસી' એ ભાવનાની પ્રબલતાના યોગે તીર્થંકર નામકર્મને ઉપાર્જન કરનારા સર્વ તીર્થંકરોનો અતિશય એટલો બધો હોય છે કે એમના પાંચે કલ્યાણકોના પ્રસંગે અસંખ્ય દેવ દેવીઓ ઉપસ્થિત થાય છે. જગતમાંથી મારી, મરકી વ્યાધિ વગેરે ઉપદ્રવો શાન્ત થાય છે એમના પ્રકટ પ્રભાવથી દુઃખમાંજ જીવન પસાર કરનાર નારકીઓ પણ થોડી ક્ષણની શાંતિને મેળવે છે આવા ભગવાનના નામ સ્મરણનો પ્રભાવ પણ અવર્ણનીય છે

ત્યાર બાદ વામામાતાને અવસ્વાપિની નિદ્રા આપી તેમની પાસે પરમાત્માનું પ્રતિબિંબ સ્થાપન કરી સૌધર્મેન્દ્ર પાંચ દિવ્ય રૂપને ધારણ કરી પરમાત્માને મેરૂ પર્વત પર લઈ જઈ પાંચસો યોજન લાંબી અતિપાંડુક બલા નામની શિલાપરના સિંહાસન ઉપર પોતાના ઉત્સંગમાં પરમાત્માને પધરાવી ઇંદ્રમહારાજ બેસે છે. આ વખતે આસન કંપાયમાન થવાથી સર્વ ઇંદ્રો ભગવાનનો જન્મ મહોત્સવ જાણી ત્યાં આવ્યા અચ્યુતેન્દ્રના આદેશથી અન્ય દેવોએ લાવેલ સુગંધી જળ, ઔષધિ વગેરે ઉત્કૃષ્ટ સામગ્રીથી પરમાત્માનો અભિષેક કર્યો

પછીથી અચ્યુતેન્દ્રના ઉત્સંગમાં પરમાત્માને પધરાવી સૌધર્મેન્દ્રે વૃષભના ચાર રૂપો વિકુર્વી પોતાના શૃંગ દ્વારા સુગંધી જળનો ભગવાનને અભિષેક કર્યો આ વખતે વિવિધ દેવો વાજિંત્રો વગાડતા હતા, નૃત્ય કરતા હતા અને બીજા છત્ર ચામરાદિ વીંઝતા હતા સર્વ અભિષેકની વિધિ પૂર્ણ થયા પછીથી ગંધ કષાયી કોમળ વસ્ત્રથી ભગવાનના દેહને લૂછીને

વિવિધ વસ્ત્રો અને અલંકારો પહેરાવ્યા અને તેમની સન્મુખ ધૂપ ઉખેવી અષ્ટ માંગલિક આલેખી ઇંદ્ર મહારાજાએ ભગવાનની ભક્તિ ભાવપૂર્વક સ્તુતિ કરી જન્મ કલ્યાણક ઉજવી કૃતકૃત્યના અનુભવતા સૌધર્મેન્દ્ર પરિવાર સિવાય બધાજ ઇન્દ્રાદિ દેવો પોત પોતાના સ્થાનકે ગયા સૌધર્મેન્દ્ર જિનેશ્વરને જિનગૃહે લાવી માતાની અવસ્વાપિની નિદ્રા તથા પ્રતિબિંબ સંહરી ભગવાનને માતા પાસે મૂકયા અને ઉદ્‌ઘોષણા કરી કે 'ભગવાનનુ અને ભગવાનની માતાનું જે કોઇ અનિષ્ટ ચીંતવશે તેનુ મસ્તક અંજન મંજરીની જેમ સ્વયમેવ તૂટી જશે' રત્ન અને સુવર્ણની વૃષ્ટિ કરી ઇંદ્ર મહારાજ સ્વસ્થાને ગયા.

પ્રિયંકરા નામની દાસીએ પુત્રજન્મની વધામણી અશ્વસેન રાજાને આપી અશ્વસેન રાજાએ મહામહોત્સવ શરૂ કર્યો. ચંદ્ર સૂર્યદર્શન, ષષ્ઠી જાગરણ વગેરે વિધિ થયા પછી બારમા દિવસે સર્વને ભોજનાદિથી સત્કાર કરી પરમાત્માનુ ગુણ નિષ્પન્ન એવુ 'પાર્શ્વકુમાર' નામ પાડ્યુ

દેવોએ અંગૂઠામા સ્થાપન કરેલ અમૃતરસનું પાન કરતા ભગવાન બાલ્યાવસ્થામાથી યુવાવસ્થામા આવ્યા ત્યારે કુશસ્થલ નગરના મહારાજા પ્રસેનજિતની પુત્રી પ્રભાવતીદેવી સાથે ભગવાનનુ પાણિગ્રહણ થયુ. ભોગાવલી કર્મને ભોગવતા ભગવાન પોતાનો સમય નિર્ગમન કરી રહ્યા છે

એકદા પૂજાની સામગ્રી લઇ ઉત્સાહપૂર્વક નાગરિકોને નગર બહાર નીકળતા જોઇ પોતાના સેવકને તેનુ કારણુ પૂછે છે સેવકના મુખથી કમઠ નામના મહાતપસ્વીનુ આગમન જાણી ભાવદયાને ધારણુ કરતા, જન્મથીજ ત્રણજ્ઞાનના ધારક ભગવાન તાપસ પાસે જાય છે

'મહાનુભાવ ! છ જીવ નિકાયના વધનુ અકાર્ય આરંભી તમે તપસ્વીના નામે તમારી જાતને ઓળખાવો તે તો અયોગ્ય ગણાય' કરૂણા સાગર ભગવાને અત્યંત કોમળ વાણીથી કમઠ તાપસને સંબોધ્યો.

'રાજકુમાર ! ! અશ્વક્રીડા કરવામા મશગુલ તમને કષ્ટ સાધ્ય તપની ખબર ન પડે ભોગ વિલાસની લાલસામા રાજ-વૈભવમા તમારૂં જીવન સમાપ્ત થઈ રહ્યું છે, એનો વિચાર કર્યા વિના સંસાર વિમુખ બનેલા એવા અમને ઉપદેશ આપ-વાની તમારે તકલીફ કેમ લેવી પડી ?' કટાક્ષથી કમઠ બોલ્યો.

'અરે મહાનુભાવ ! જેમાં પ્રત્યક્ષ જીવવધ થઈ રહ્યો છે એને તમે જો ધર્મ કહેતા હો, તપ કહેતા હો, તો તે તપ નથી ધર્મ પણ નથી કેવળ કાયાને ક્લેશ આપવા જેવું જ છે શા માટે તમે તમારી જાતને ઠગો છો ?' પ્રભુ સ્થિર નયને શાન્ત ભાવે સત્ય વસ્તુસ્થિતિ સમજાવતા હતા.

'ઓ રાજકુમાર ! તપસ્વીનું અપમાન કરવાનો તમને અધિકાર નથી ધર્મ અમારી પાસે હોય, તમારી પાસે ધન. તમે તમારો રસ્તો માપી લો. નાહક અમને ક્રોધી બનાવી અમારા તપમા ખલેલ પહોચાડશો નહિ' કમઠ ક્રોધથી લાલ નેત્રવાળો બની બોલી ઉઠ્યો.

કરૂણાસિંધુ પ્રભુપાર્શ્વનાથ ભગવાને વધુ કંઇ પણ કમઠને કહેવુ તે દેવના ઊપર દારૂ નાખવા જેવુ જાણી પાસે ઉભેલા અનુચરને બળતા લાકડામાથી એક લાકડુ બતાવી તેને બહાર ખેંચવા કહ્યુ બળતા કાષ્ટને બહાર કઢાવી તેને વિદારણ કરતા તેમાથી અર્ધો બળતો કાળો નાગ નીકળ્યો બળતા નાગને પ્રભુ પોતે 'નવકાર મહામંત્ર' સંભળાવે છે મધુર વાણીદ્વારા નવ-કાર મહામંત્રનુ સ્મરણ કરતો નાગ ત્યાથી મરી ધરણેન્દ્ર દેવ બને છે

લોકોથી નિંદિત પામેલો કમઠ પરમ કૃપાલુ પરમાત્મા ઉપર પણ દ્વેષબુદ્ધિને ધારણ કરતો તે સ્થળેથી તરત જ ચાલ્યો જાય છે. અજ્ઞાન કષ્ટ કરી મૃત્યુ પામી મેઘમાલી નામનો દેવ થાય છે

વસંત ઋતુમા વન વિહાર માટે વિચરતા પરમાત્મા પાર્શ્વ નાથ ભગવાનને રાજુલાદેવીને ત્યાગી જતા ભગવાન નેમિનાથના ચિત્રને જોતા જ વૈરાગ્ય ભાવની વૃદ્ધિ થાય છે

લોકાંતિક દેવો પણ પોતાના આચાર પ્રમાણે ભગવાનનુ દીક્ષા કલ્યાણક જાણી ભગવાનને ધર્મતીર્થ પ્રવર્તાવવા વિનંતી કરે છે. પ્રભુ સમગ્ર જગતના દારિદ્રને ચૂરનાર વાર્ષિક દાનનો પ્રારંભ કરે છે

વર્ષ દરમ્યાન ત્રણ અબજ અઠ્યાસી ક્રોડ ૮૦ લાખ સોનૈયાનુ ભગવાન દાન આપી મહામહોત્સવ પૂર્વક દેવેન્દ્રો અને નરેન્દ્રોથી પરવરેલા પ્રભુ વિશાલા નામની શિબિકામા આરૂઢ થઇ નગર બહાર આશ્રમપદ નામના ઉદ્યાનમા પોષ વદિ ૧૧ (માગશર વદિ ૧૧) ના શુભ દિવસે અઠ્ઠમની તપસ્યા પૂર્વક ત્રણસો કુલીન રાજપુત્રો સાથે વીસ વર્ષની વયે પરમકૃપાલુ પરમાત્મા પ્રવ્રજ્યાને પથે પરવરે છે

સર્વ સાવદ્ય યોગના પ્રત્યાખ્યાન કરતા જ ભગવાનને નિર્મલ મન પર્યવજ્ઞાન ઉત્પન્ન થયુ સર્વ દેવ દેવીઓ, નર નારીઓ પોત પોતાને સ્થાને ગયા ભગવાને કાઉસ્સગ્ગ ધ્યાનમાં રાત્રી વ્યતીત કરી પ્રાતઃકાળે અઠ્ઠમનુ પારણુ કોપકટ નામના નગરમા ધન્ય નામના ગૃહપતિને ત્યા પરમાન્નથી પારણુ કર્યું. પંચ દિવ્ય દેવતાઓએ પ્રગટાવ્યા. નગરજનોએ ધન્ય ધન્યના પોકારોથી ધન્યને વધાવી દીધો.

ક્રમશઃ વિહાર કરતા પરમાત્મા આત્મદશાને ભાવતા સંસારના સર્વ ભાવોથી સદા ને માટે પરાઙ્મુખ બનેલા કલિનામના પર્વત ઉપર કાઉસ્સગ ધ્યાને ઉભેલા છે માહધર નામનો મતંગજ (હાથી) ભગવાનને જોઇ જાતિસ્મરણ જ્ઞાન પામે છે અને સરોવરના નિર્મળ જળથી વનની કુંજોમાથી લાવેલા સુગંધી પુષ્પોથી પરમાત્માની પૂજા કરે છે ચંપા નગરીના કરકંડુરાજા ભગવાનના અતિશયને ચર પુરુષો દ્વારા જાણી આનંદિત બની બીજે દિવસે ચતુરંગી સેના સાથે ભગવાનના દર્શન કરવા આવે છે.

અપ્રતિબદ્ધ વિહારી ભગવાન તો વિહાર કરી અન્યત્ર પધારેલા છે એ જોઈ કરકંડુ રાજા પ્રભુના ચરણકમલથી પવિત્ર થયેલી ભૂમિ ઉપર મંદિર બંધાવી પાર્શ્વનાથ ભગવાનની મણિમય પ્રતિમા પધારાવે છે તે તીર્થ કલિકુંડના નામે ત્યારથી પ્રસિદ્ધિને પામ્યું હાથી શુભ ભાવપૂર્વક પાર્શ્વનાથ પરમાત્માનુ ધ્યાન ધરતો મરણ પામી કલિકુંડ તીર્થનો અધિષ્ઠાતા દેવ થાય છે

શિવનગરીની બહાર કોશામ્બ વનમા ધરણેન્દ્ર ભગવાનના મસ્તક ઉપર ત્રણ અહોરાત્ર સર્પનુ રૂપ ધારણ કરી પોતાની ફણાવાળુ છત્ર ધારણ કરે છે તે ભૂમિ અહિચ્છત્રા નામે પ્રસિદ્ધિને પામે છે

રાજપુરનગરની રાજવાટિકામા ઇશ્વર નામનો રાજા ભગવાનના દર્શન માત્રથી જાતિસ્મરણ જ્ઞાન પામી પરમ કૃપાલુ પરમાત્માને પોતાના પરોપકારી માની કુર્કુટેશ્વર તીર્થની સ્થાપના કરે છે જગતમા મહાપ્રભુનો મહિમા સર્વત્ર વ્યાપી જાય છે.

પરમાત્મા વિહાર કરતા પુનઃ આશ્રમપદ ઉદ્યાનમા આવે છે આ વખતે આજ સુધી વેરને નહિ ભુલેલો કમઠ મેઘમાલી

તરીકે ઉત્પન્ન થયેલો છે, તે ભગવાનને વિભગ જ્ઞાનથી જોતાં જ મુશલધાર વરસાદને વરસાવે છે નિશ્ચલ ધ્યાનમાં ઉભેલા મહાપ્રભુને કાયાની માયા જરા પણ રહી નથી બાહ્ય અને આંતરશત્રુ જેના નાશ પામવાની તૈયારીમા છે એવા પ્રભુ તો પોતાના શુદ્ધ સ્વરૂપના રમણમા છે જેમ જેમ મહાપ્રભુના અધ્યવસાયની તીવ્રધારા વધતી જાય છે, તેમ તેમ મેઘમાલીની મેઘધારાઓ વાદળ ઘટામાથી અત્યત વેગથી વરસતી જાય છે.

જળ અને સ્થલનો ભેદ પાડવો અત્યત મુશ્કેલ બની ગયો છે પાણીનો ધોધ સાગરના મોજાની જેમ ઉછાળા મારી રહ્યો છે, છતાય મેરૂ પર્વત જેવા નિશ્ચલ મહાપ્રભુ શુભ ધ્યાનમાથી જરાપણ ચલાયમાન થતા નથી જ્યા નાસિકાના અગ્રભાગ સુધી પાણી આવે છે ત્યાજ ધરણેન્દ્રનુ આસન ચલાયમાન થાય છે નાગકુમાર ધરણેન્દ્ર, પદ્માવતીદેવી સહિત, પરમાત્મા પાસે આવી ઉપદ્રવને સહરી મેઘમાળીને ધિક્કારે છે.

મેઘમાળી પણ ધરણેન્દ્ર દેવથી પરાભવ પામેલો પોતાના આચરણની નિદા કરી સ્વસ્થાને જાય છે ધરણેન્દ્ર, પદ્માવતી પોતાના પરિવાર સાથે ભગવાનની સ્તુતિ કરે છે પ્રાર્થના કરી પોતાના સ્થાને જાય છે

દીક્ષાના દિવસથી ૮૪મા દિવસે ચૈત્ર માસની કૃષ્ણચતુર્થીના દિવસે વિશાખા નક્ષત્રમા ચદ્ર આવતા, ધાતકી વૃક્ષ નીચે પરમાત્મા બીરાજેલા છે, નિર્જલ અઠ્ઠમતપથી આત્મા ને ભાવતા મહાપ્રભુને નિર્મલ પચમ કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે.

ભગવાનનુ કેવલજ્ઞાન કલ્યાણક ઉજવવા અસખ્ય દેવ દેવીઓ ઉપસ્થિત થાય છે વૈમાનિક દેવેન્દ્રો, ચમરેન્દ્ર, બલીન્દ્ર વગેરે અસુરેન્દ્રો, વાણવ્યતર અને જ્યોતિષ દેવેન્દ્રો વગેરે બત્રીશ ઇન્દ્રો ત્યાં આવે છે

સ્તનિત કુમાર દેવો સુગંધી જળનો છટકાવ કરે છે.

વૈમાનિક, જ્યોતિષી, ભવનપતિ દેવો એક યોજન, પ્રમાણ ક્ષેત્રને આવરી લેતુ, ત્રણ પ્રકારોથી સુશોભિત સુંદરસમવસરણની રચના કરે છે. પહેલો રૂપાનો ગઢ અને સોનાના કાંગરા, બીજો સુવર્ણનો ગઢ અને રત્નના કાંગરા, ત્રીજો રત્નનો ગઢ અને મણિ રત્નના કાંગરાવાળા ત્રણ ગઢની રચના કરી તે ઉપર વ્યંતર દેવોએ ઉજ્જવળ પાદપીઠવાળા સિંહાસનની રચના કરી તે ઉપર ઈશાનેંદ્રે લટકતી મોતી માળાવાળા ત્રણ છત્રની રચના કરી તે ઉપર જિનેશ્વરદેવના શરીરથી બાર ઘણી ઊંચાઈ વાળું, કોમળ કુંપલોથી દેદીપ્યમાન નવપલ્લવિત અશોક વૃક્ષની રચના સૌધર્મેન્દ્રે કરી અને સુવર્ણના કમળ ઉપર રત્નના બનાવેલ હજાર આરાવાળુ ધર્મચક્ર સ્થાપન કર્યું, અન્ય વ્યંતર દેવોએ ઇંદ્રધ્વજની રચના કરી

દેવાંગનાઓએ મંગલ ગીતો લલકાર્યાં દુંદુભિનો નાદ ગગનને ગજવવા લાગ્યો ઉલટભેર અસંખ્ય નરનારીએ પરમાત્માના પુનિત દર્શન માટે ઉમટવા માંડયા સમગ્ર જગતમાં શાંતિના સંસ્થાપક મહાપ્રભુ સમવસરણમાં બીરાજી જગતનો ઊદ્ધાર કરવામાં સમર્થ વાણીના ધોધને વહાવે છે દેવતાઓ વાંસળીઓમાં એ સ્વરને ઝીલી લે છે. ભગવાનના અતિશયના પ્રભાવે દેવદેવીઓ નરનારીઓ તિર્યંચો સહુ પોતપોતાની ભાષામાં ભગવાનની વાણીને સાંભળી હૃદયંગમ બનાવે છે.

નથી ભગવનના સમવસરણમાં કોઈને વૈર કે વિરોધ

ગાઢ શત્રુઓ પણ સમવસરણમાં દાખલ થતાની સાથેજ મિત્રો બની જાય છે ભગવાનની વાણીને સાંભળી, પ્રવ્રજ્યાને ગ્રહણ કરી શુભદત્ત વગેરે દશ મહામુનિઓ ત્રિપદીને પ્રાપ્ત કરે છે. પ્રભાવતીદેવી પણ ભગવાનની અમૃતવર્ષિણી વાણી સાંભળી સંયમને સ્વીકારે છે

પ્રકટ પ્રભાવી શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમ –

વિતરાગ પ્રભુના ચોત્રીશ અતિશય —

૪ અતિશય જન્મથીજ.

૧. મેલ પરસેવા રહિત દેદિપ્યમાન અદ્ભૂત કાન્તિમય કાયા.

૨ કમલની સુવાસ કરતા પણ અતિ સુગંધિ પ્રભુના શ્વાસોશ્વાસ હોય છે.

૩ માસ અને રૂધિર ભગવાનનાં દુધ સમાન સફેદ હોય છે.

૪. પ્રભુના આહાર અને નિહાર ચર્મચક્ષુ વાળા જોઇ શકતા નથી

૧૧ અતિશય કર્મ ખપ્યાથી સ્વભાવિક પ્રગટ થાય છે.

૧ પ્રભુના સમવસરણની ભૂમિ એક જોજન પ્રમાણ હોવા છતા તેમા કરોડો દેવો, મનુષ્યો, તિર્યંચો સંકોચ–પીડા વિના સુખપૂર્વક સમાય છે

૨. પ્રભુની વાણી ૩૫ ગુણવાળી, મધુર ધ્વનિવાળી, માલકોશ રાગમા હોય છે. દેવ, મનુષ્યો તિર્યંચો પોતપોતાની ભાષામા સમકાળે સમજે છે સાત નય, સાતસોભંગ અને સપ્તભંગીના સ્વરૂપવાળી હોય છે.

૩ ભગવંતની પાછળ બાર સૂર્યની કાન્તિથી અધિક તેજવાળુ ભામંડલ એટલે તેજનો સમુહ હોય છે જે મનુષ્યોને જોવાથી અત્યાનંદ થાય છે અને ભગવાનનુ તેજ આ રીતે એકત્રીત થયેલ હોવાથી ભગવાનના મુખ સામે સુખેથી જોવાય છે.

૪. પ્રભુ જ્યા વિચરે ત્યાથી સર્વ દિશાઓમા ૨૫-૨૫ જોજન અને ઉચે ૧૨ાા જોજન, નીચે ૧૨ાા આમ સવાસો જોજન ભૂમિમા પૂર્વેના થયેલા જ્વરાદિ સર્વ રોગો નાશ પામે છે. અને નવા ઉત્પન્ન થતા નથી.

૫ ઉપરોક્ત ભૂમિમા પૂર્વે બાંધેલા તેમજ જાતિથી ઉત્પન્ન થયેલાં (સ્વભાવિક) વૈર પરસ્પર બાધાકારી થતાં નથી.

૬. ઉપરોક્ત ભૂમિમાં સાત પ્રકારના ભય-ઉપદ્રવ રૂપ જે ઇતિઓ ત્થા પાક વિગેરેને નાશ કરનાર તીડ સુડા, ઉંદર વિ. થતા નથી

૭ ઉપરોક્ત ભૂમિમાં મરકી દુખ દેવાદિકે કરેલાં ઉપદ્રવો તથા અકાલ મૃત્યુ થતા નથી

૮ ઉપરોક્ત ભૂમિમાં અતિવૃષ્ટિ થતી નથી.

૯. ઉપરોક્ત ભૂમિમા અનાવૃષ્ટિ થતી નથી

૧૦ ઉપરોક્ત ભૂમિમા દુષ્કાળ પડતો નથી

૧૧. ઉપરોક્ત ભૂમિમા સ્વચક્ર કે પરચક્રનો ભય થતો નથી

૧૯ અતિશયો દેવકૃત થાય છે

૧. પરમ પાવન પ્રભુ જે સ્થળે વિચરે ત્યા આકાશમાં દેદીપ્યમાન કાન્તિવાળુ પ્રકાશ કરનારુ ધર્મ ચક્ર ફરતુ આગળ ચાલે છે

૨ જગદ્ગુરુ જ્યા જ્યા વિચરે છે ત્યા આકાશમાં બ ને બાજુ શ્વેત ચામરો ચાલે છે ભગવાન જ્યાં બીરાજમાન થાય ત્યા વિંઝાવા લાગે છે

૩. ત્રિભુવનપતિ જ્યાં વિચરે છે ત્યાં આકાશમાં નિર્મળ સ્ફટિક મણિમય પાદપીઠ સાથે સિંહાસન ચાલે છે પ્રભુ જ્યારે બીરાજે ત્યારે યથા યોગ્ય પાદપીઠ સાથે ગોઠવાય છે, અને તેના ઉપર ભગવાન બેસે છે પાદપીઠ ઉપર પ્રભુના ચરણ કમલ રહે છે.

૪. તીર્થંપતિ જ્યા વિચરે છે ત્યા આકાશમા ત્રણ છત્ર સાથે ચાલે છે પ્રભુ જ્યારે બિરાજે છે ત્યારે પ્રભુના મસ્તક પર અદ્ધર ધારણ થાય છે

૫ દેવાધિદેવ જ્યા વિચરે છે. ત્યા આકાશમા રત્નમય ધર્મધ્વજ એક હજાર જોજનનો આગળ ચાલે છે સમવસરણમા પ્રભુની આગળ રહે છે

૬. પરમકૃપાળુ દયા સિંધુ પ્રભુ જ્યા વિચરે છે. ત્યાં માખણ જેવા કોમળ સુવાળા નવ કમળો સુવર્ણના દેવો રચે છે તે બે કમળ ઉપર ભગવાનના ચરણ હોય છે સાત કમળ પ્રભુની પાછળ ચાલે છે. તેમાથી અનુક્રમે બે બે કમળ પ્રભુની આગળ આવતાં જાય છે

૭ જગતારક પ્રભુ જય દેશના આપે છે ત્યા દેવે સમવસરણની રચના કરે છે તે સમવસરણમાં પ્રભુની પાસે ચારે તરફ મણીઓનો કોટ પ્રથમ વૈમાનિક દેવો બનાવે છે.

૮ ભગવાનના સમવસરણની ચારે બાજુ સર્વને દર્શન થાય અને દરેકને દેશના વખતે એમજ લાગે કે ભગવાન મને જ કહે છે માટે ત્રણ દિશાઓના સિંહાસન પર ભગવાનના જેવાજ ત્રણ પ્રતિબિંબ

દેવો સ્થાપન કરે છે જોનારને ચારે દિશામા ભગવાન દેશના દેતા જણાય છે.

૯. સમવસરણમા ભગવાન ઉપર તેમનાથી બાર ગણો ઉંચો અશોક વૃક્ષ દેવો બનાવે છે

૧૦. પ્રભુ જ્યાં વિચરે ત્યા કાંટા ઉધા થઇ જાય છે

૧૧ પ્રભુના વિહાર વખતે માર્ગમા વૃક્ષો નીચા નમી પ્રભુને પ્રણામ પાઠવે છે.

૧૨ વિતરાગ પ્રભુ વિચરતા હોય ત્યારે આકાશમા દેવ દુંદુભિનો નાદ દેવો કરે છે.

૧૩. પ્રભુ જ્યા વિચરે ત્યા શીતળ, સુખ સ્પર્શવાળો અને સુગંધયુક્ત એવો પવન સર્વ દિશાઓમાં ચારે તરફ એક જોજન ભૂમિ પ્રમાર્જન કરે છે

૧૪. જગદ્બંધુ જીનેશ્વર જ્યા વિચરે ત્યા મયુર, પોપટ વિ૦ પક્ષીઓ પ્રભુને પ્રદક્ષિણા આપે છે

૧૫ જે સ્થળે પ્રભુ બિરાજે છે ત્યા ધુળી શમાવવા ધનસારાદિ યુક્ત ગંધોદકની વૃષ્ટિ મેઘકુમાર દેવો કરે છે.

૧૬ સમવસરણની ભૂમિમા ચારે તરફ નીચે બીંટવાળા, ચંપક વિ૦ જળ-સ્થળનાં ઉત્પન્ન થયેલા પંચવર્ણી પુષ્પોની વૃષ્ટિ કરે, જોજન પ્રમાણ ભૂમિમાં કરોડો સુર અસુરો અને સંખ્યાબંધ માનવી, તિર્યંચ એકબીજાના ઘર્ષણ વિના જ સુખપૂર્વક સમાય છે. બેસી શકે છે કોઇને પીડા થતી નથી તેવીજ રીતે પ્રભુના પ્રબલ અતિશયથી આ સચિત્ત એવા પુષ્પોના જીવને મુનિગણોથી કે દેવ, મનુષ્યોને

તિર્યંચનો ગમનાગમનથી પણ પીડા થતી નથી. આ પુષ્પ વૃષ્ટિ જાનુ પ્રમાણ હોવા છતાં તેના જીવો મુનિગણ દેવને મનુષ્યોના ચરણ સ્પર્શમયથી જ સમવસરણમા અત્યત અમૃતથી સીંચાતા હોય તેમ ઉલ્લાસને પામે છે. પણ પીડાતા નથી આ અતિશયનો પ્રભાવ

૧૭ દેવાધિદેવના મસ્તકના કેશ, દાઢી, મુછ અને હાથ પગના નખ વધતા નથી. તેજ સ્થિતિમા રહે છે

૧૮ શ્રી જિનેશ્વરપ્રભુ પાસે અત્યત ભક્તિભાવે નિરતર ઓછામા ઓછા એક ક્રોડ દેવો ચારે નિકાયના હોય છે

૧૯ જીનેશ્વર ભગવાન જ્યા વિચરતા હોય ત્યા વસંત વિ છએ ઋતુના મનોહર પુષ્પ ફલાદિકની સામગ્રી નિરતર પ્રગટ થાય છે એટલે ઋતુઓ પણ બધી અનુકુળ હોય છે.

આ ચોત્રીશ અતિશયોથી શોભતા પૃથ્વીપટને પાવન કરતા અનાથ નિરાધાર પ્રાણીઓના નાથ અશરણ્ય જીવોના શરણભૂત ત્રિભુવનપતિ અદ્દ્ભૂત મહિમાવાળા અતિર્વર્ણનીય ગુણ સમુહ સ્વરૂપ દેવાધિદેવ પરમકૃપાળુ તિર્થંકરદેવના નામ; સ્તુતિ, સ્મરણ, શ્રવણ માત્રથી મારા જન્મજન્મના ભવોભવના પાપ પ્રલય પામે આવી ત્રિકાળવર્તી શ્રી જીનેશ્વરોને મારી ત્રિવિધે પ્રાર્થના છે તે સફળ થાઓ હે પ્રભુ મને મારૂ પ્રભુત્વ પ્રગટ થાય એજ એક આશીર્વાદ આપો

શ્રી પાર્શ્વનાથ ભગવાનને દશ ગણધરો, સોળ હજાર સાધુઓ, આડત્રીશ હજાર સાધ્વીઓ, એક લાખ ચોસઠ હજારથી

અધિક ઉત્તમ શ્રાવકો. ત્રણલાખ ઓગણપચાશ હજાર શ્રાવિકાઓ આદિ પરિવાર હતો પાર્શ્વનાથ પ્રભુએ ત્રીસ વર્ષ ગૃહસ્થપણામા અને સીત્તર વર્ષ સંયમીપણામા વ્યતીત કર્યા

સે. વર્ષનું આયુષ્ય પૂર્ણ થયા પછી સમેતશિખર પર્વત ઉપર માસિક સલેખના કરી (એક મહિનાના ઉપવાસ કરી) શ્રાવણ સુદિ આઠમના દિવસે શૈલેશીકરણનો પ્રારભ કરી સમગ્ર નામ આયુષ્ય, ગોત્ર અને વેદનીય કર્મનો સર્વથા ક્ષય કરી ભગવાન મોક્ષે પધાર્યા.

ચતુર્વિધસઘ અને દેવ દેવીઓએ રડતા હૃદયે ભગવાનનું નિર્વાણ કલ્યાણક ઉજવ્યુ

પુરૂષાદાનીય પાર્શ્વનાથ ભગવાનનુ નિર્મલ ચારિત્ર સમ્યક્ત્વની નિર્મલતામા ભાવવૃદ્ધિમા ઘણુ સહાયક છે

પાર્શ્વનાથ ભગવાનની આરાધના દ્વારા જગતના સહુ જીવો આત્મ શુદ્ધિના અમર પથે વિચરો—એજ

## કલિકાલ કલ્પતરુ

દીક્ષા લઈ સર્વસંગનો ત્યાગ કરી, નિર્મળ બનેલ છદ્મસ્થાવસ્થામા પ્રતિમા ધ્યાને ઉભેલ યુગાદિદેવ પ્રથમ તીર્થપતિ શ્રી આદિનાથની પાસે નમિ અને વિનમિ રાજ્યની યાચના કરી રહ્યા છે ભગવાનની રાત—દિવસ સેવા બજાવી રહયા છે. ભગવાનના માર્ગમા કાટા દૂર કરી સુગધી જલનો છટકાવ કરી રહ્યા છે શ્રી નાગેન્દ્રદેવ એક વખત યુગાદિ દેવનાં દર્શન કરવા આવ્યા છે ત્યા નમિ—વિનમિની ભક્તિથી પ્રસન્ન થઈ પાઠસિદ્ધ ગૌરી પ્રજ્ઞપ્તિ આદિ અડતાલીસ હજાર વિદ્યાઓ આપે છે અને વૈતાઢય પર્વતની ઉત્તર શ્રેણિ દક્ષિણ શ્રેણિમા નગરો વસાવવા અનુજ્ઞા આપે છે.

પોતાનું કાર્ય સિદ્ધ થયેલ જાણી ઉતાવળો જઇ રહેલ નમિ વિનમિને નાગરાજ સંબોધે છે.

"મહાનુભાવ ! સંસારના વૈભવો તો ક્ષણિક છે. એની અંદર મશગુલ રહેનાર પોતાના સ્વત્વને ગુમાવે છે સંસારના વૈભવમા મસ્ત બનેલા તમે ભગવાન યુગાદિદેવની ચરણ સેવા ભૂલતા નહિ, અને સાથે ચિંતામણિ રત્ન કરતા પણ અધિક આ બીજી પ્રતિમાજી તમને આપુ છુ તેનુ પૂજન ભૂલતા નહિ"

નાગરાજના હાથમા રહેલ અલૌકિક પ્રતિમાને જોઇ બન્ને ભાઇ આશ્ચર્યચકિત નયને નાગરાજને નીરખી રહ્યા.

'નાગરાજ ! એક ભગવાન આદિનાથ, અને આ બીજા ભગવાન કયા?' નમિરાજ બોલી ઉઠયા

મહાનુભાવ ! આ તો છે આ ચોવીશીના ભવિષ્યમા થનારા મહાપુરૂષ પાર્શ્વનાથની પ્રતિમા છે, ઘણીજ પુરાણી. એનો ઇતિહાસ પણ એટલો જ રસિક છે એને પૂજનારા જીવનમા સુખ, શાન્તિ, સમાધિ અને સમૃદ્ધિને અનાયાસે મેળવે છે

બન્ને ભાઇઓ શાન્ત સ્વભાવે નાગરાજને સાભળી રહ્યા નાગરાજે આગળ લંબાવ્યુ.

પુરુષશ્રેષ્ઠ ! વિદેહ ક્ષેત્રમા વિચરતા તીર્થંકર દેવો પાસે મે સાભળ્યુ છે કે ગતચોવીશીમા આ ભરત ક્ષેત્રના નવમા તીર્થપતિ શ્રી દામોદર ભગવાનના શાસનમા પરમકૃપાલુ પરમાત્માની વાણીના પવિત્ર રંગે રંગાયેલા શ્રી અષાઢી શ્રાવકે ભગવાનને પૂછ્યુ હતુ, 'ભગવાન ! મારો મોક્ષ ક્યારે થશે?'

મેઘસમાન ગંભીર વાણીથી અષાઢી શ્રાવકને સંબોધતાં ભગવાને કહ્યુ કે, 'હે શ્રાવક શ્રેષ્ઠ ! આગામી ચોવીશીના

તેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ પ્રભુના શાસનમાં તેઓ-શ્રીજીના ગણધર થઇ તમે મોક્ષે જશો હે અષાઢી! પ્રત્યેક તીર્થંકરો બળ, અતિશય, જ્ઞાન, ધી, શ્રી આદિ ગુણોથી સમાન હોવા છતા આ અવસર્પિણી કાલમા પુરૂષોમાં, પુરૂષાદાનીય પ્રગટ પ્રભાવી તરીકે પરમતારક પાર્શ્વનાથ પ્રભુ પ્રસિદ્ધિને પામશે તેમના એક હજાર ને આઠ પ્રભાવી નામો પ્રસિદ્ધ થશે. દામોદર તીર્થંકરની વાણી સાભળી પોતાના પરમોપકારી પાર્શ્વનાથ પ્રભુજીની પ્રતિમા ભરાવી શ્રી અષાઢી શ્રાવક ત્રિકાળ ભાવપૂર્વક પૂજા કરવા લાગ્યા કાલક્રમે તેઓ મરણ પામી સ્વર્ગે ગયા પોતાના ઉપકારી દેવની પ્રતિમા પણ દેવલોકમાં લઇ જઇ ત્યા, ભક્તિભાવ પૂર્વક પૂજા કરવા લાગ્યા તે પછી સૂર્યના વિમાનમા, ચન્દ્રના વિમાનમા અને બારે દેવલોકમા પણ તે પ્રતિમાજી પૂજાયા છે અસખ્ય દેવ, દેવીઓ અને નરનારીઓએ પ્રભુની ભાવપૂર્વક સ્તવના કરી છે.'

'મહાનુભાવ! તે જ પ્રતિમાજી હાલ મારી પાસે છે તે હું તમને આપવા ચાહું છું, ભાવી કાળમા તે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ તરીકે પ્રસિદ્ધિને પામવાના છે માટે શુભ ભાવપૂર્વક ભગવાન આદિનાથ તથા અચિન્ત્ય ચિંતામણિ રત્ન સમા અલૌકિક પાર્શ્વનાથ પ્રભુની તમે ભક્તિ કરજો' નાગરાજ, નમિરાજના હાથમા પ્રતિમાજી પધરાવતા છેલ્લી શીખ આપી વિદાય થયા

સુવર્ણ મંદિર બનાવી પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાજી પધ-રાવી સાઠ હજાર વર્ષ સુધી નમિ અને વિનમિએ પ્રભુની સેવા ભક્તિ કરી પ્રાન્તે ભગવાન રૂષભદેવની પાસે સંયમ ગ્રહણ કરી, દીર્ઘચારિત્ર પર્યાય પાળીને શત્રુંજય પર્વતપર બે ક્રોડ મુનિરાજોની સાથે ફાગણ સુદી ૧૦ ને દિવસે મોક્ષે પધાર્યા.

કાળનો અવિરત પ્રવાહ વહી રહ્યો છે દિવસ પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ કાયમના માટે ચાલુ જ છે. કાલની થપાટ ખાઇને અનેક ધુરધરો પણ ગબડી પડ્યા. એમના અભિમાનનો નશો ઘડીના છઠ્ઠા ભાગમા ઉતરી ગયો.

જરાસંધ, પ્રતિવાસુદેવ પોતાના ત્રિખંડ ઉપર, અને અતુલ બળ ઉપર મુસ્તાક બનેલો કૃષ્ણ-બલરામને યુદ્ધમાટે આહ્વાન મોકલે છે- અરે! યાદવોને અનેક જાતના ઉપાલભો પાઠવે છે કૃષ્ણરાજનો પુણ્યભાનુ સહસ્રકિરણે ખીલી રહ્યો છે છપ્પન કુલ કોટિ યાદવોના સ્વામી શ્રી કૃષ્ણ મહારાજ યુદ્ધના આહવાનને ઝીલી લે છે બન્ને સેના સામે સામી બાખડે છે હજારો નિર્દોષ નરોનુ ઇર્ષ્યાની વેદી પર બલિદાન અપાય છે

અરે! હત્યાનો ઘોર યજ્ઞ આરંભાઇ ગયો છે, પણ પ્રતાપી કૃષ્ણને જરાસંઘ હરાવવા શક્તિમાન બનતો નથી, હતાશ અને નિરાશ બનેલો જરાસંઘ પોતે સાધેલી આસુરી 'જરા' વિદ્યાને યાદવોના સૈન્ય ઉપર મૂકે છે

શ્રી કૃષ્ણ, અરિષ્ટનેમિ અને બલરામ સિવાય બીજા બધાજ ઉપર જરાની જબ્બર અસર થવા માડી, શસ્ત્ર હાથમા લેવાની તાકાતવાળો કોઇપણ રહ્યો નહિ વૃદ્ધાવસ્થાની અસરથી વ્યાધિગ્રસ્ત બનેલુ સમગ્ર સૈન્ય બેહોશ, બેહાલ, નિર્બલ બની ગયુ

કૃષ્ણમહારાજ સૈન્યની આવી સ્થિતિ જોઇ ચિન્તામગ્ન બની ગયા ત્રણ દિવસની અંદર તો સમગ્ર સૈન્ય મૃતપ્રાય· હાલતમા આવી ગયુ કૃષ્ણને કોઇ ઉપાય સૂઝતો નથી ત્યાજ પરમ કૃપાલુ- બાવીશમા તીર્થંપતિ શ્રી અરિષ્ટનેમિ ભગવાન જણાવે છે

'કૃષ્ણ દેવ ! શાને ચિન્તામગ્ન બન્યા છો? તમે અઠ્ઠમનો તપ કરી પદ્માવતી દેવીની આરાધના કરો, અને એમની પાસેથી તેવીશમા તીર્થંપતિ શ્રી પાર્શ્વનાથ પ્રભુની પરમ પ્રતિભા સંપન્ન પ્રતિમાજીને મેળવો તે તીર્થંપતિની પ્રતિમાના સ્નાત્ર જળને છાટવાથી દુષ્ટ આસુરી વિદ્યા તરત જ પલાયન થઇ જશે. ત્રણ દિવસ તમારા સમગ્ર સૈન્યની રક્ષા હું કરીશ'

નેમિનાથ ભગવાનના વચનથી નિર્મળ શ્રદ્ધા પૂર્વક કૃષ્ણમહારાજ અઠ્ઠમનો તપ કરે છે ત્રીજા દિવસે પદ્માવતી દેવી હાજર થાય છે કૃષ્ણમહારાજ નમ્રતા પૂર્વક જાદવોની જરા નિવારણ માટે પ્રભુ પાર્શ્વનાથજીની પ્રતિમાજીની યાચના કરે છે

કૃષ્ણદેવ ! તમે ભૂલ્યા અઠ્ઠમતપની આરાધના કરી મને ન બોલાવી હોતતો પણ ચાલત. બાલ બ્રહ્મચારી બાવીશમા તીર્થંપતિ તમારા અનુજ શ્રીનેમીનાથ ભગવાનના પાદ પ્રક્ષાલનથી પણ જાદવોની જરા, જરાવાર પણ ન ટકત પણ વાધો નહિ. ભાવી કાલે આ તીર્થની ભૂમિની, અને માનવલોકનાં સર્વ હિતૈષી લોકોની આ પ્રતિમા પૂજનના પ્રતાપે ઉન્નતિ થવાની છે માટે અમારા આરાધ્યદેવ તમને આનંદથી સોપીએ છીએ, તમે એમની ભક્તિ સભર હૈયે પૂજા કરજો. પદ્માવતી દેવીએ પ્રતિમાજી કૃષ્ણ મહારાજને સોપતા સંભળાવ્યુ.

પાર્શ્વનાથની અલૌકિક આહ્લાદક પ્રતિમાજીને નજરે નીહાળતાજ કૃષ્ણ મહારાજનું હૈયુ હર્ષ વિભોર બની ગયું પ્રતિમાજીના પ્રક્ષાલનજળને જાદવો ઉપર છાટતાજ દુષ્ટ 'જરા' રાક્ષસી જાદવો પાસેથી નીકળી જરાસંઘ પાસે પહોચી ગઇ

કૃષ્ણ મહારાજાએ પંચજન્ય શંખને ફુંક્યો ઉંઘમાથી આળસ મરડીને જેમ જાગતુ હોય તેમ સમગ્ર સૈન્ય નવ

ચૈતન્યને પામી યુદ્ધ માટે પુનઃ તૈયાર થયું.

કૃષ્ણે જરાસંઘને હરાવ્યો. પ્રતિવાસુદેવ જરાસંઘના ચક્રથી જ વાસુદેવ કૃષ્ણે તેનું મસ્તક ઉડાવી દીધુઃ

જે જગ્યાએ શંખને પૂરી સકલ સૈન્યને સચેતન બનાવ્યું હતું, તેજ જગ્યાએ 'શંખેશ્વર, ગામ વસાવ્યું. પ્રતિમાજીને નૂતન જિન મંદિરમા પધરાવ્યા ત્યારથી શંખેશ્વર પાર્શ્વનાથ ના નામથી તે તીર્થ અને તે પ્રભુજી પ્રસિદ્ધ થયા.

કહેવાય છે કે 'કૃષ્ણ મહારાજ પોતાની દ્વારકા નગરીના રાજમહાલયમાં બેઠા બેઠા શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુના મંદિરના શિખરના રોજ દર્શન કરતા હતા, ઉત્તુંગપ્રાસાદ ભાવિક ભક્તો ને આરાધના માટે આહ્‌વાન આપતો હતો. ત્યારથી શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ તીર્થ અસ્તિત્વમા આવ્યું. દિનાનુદિન તે પ્રતિમાજીનો પ્રભાવ અત્યંત વધતો જ ગયો છે

પ્રત્યેક પર્વના દવસોમા નાગરાજ ધરણેન્દ્ર પદ્માવતી સહિત પાર્શ્વનાથ પ્રભુ પાસે આવી ભક્તિ પૂજા કરે છે પ્રગટ પ્રભાવી પાર્શ્વ પ્રભુના નિર્મળ ધ્યાનથી ક્ષય, ભગંદર, કોઢ, કંઠમાળ જેવી ભયંકર વ્યાધિઓ પણ નાશ પામે છે એકાગ્ર-ચિત્તથી ભગવાનના સાનિધ્યમા રહેનાર આત્મા પોતાની અભીષ્ટ સિદ્ધિને મેળવે છે શ્રીનેમિનાથ ભગવાન પણ વિચરતા અનેક મહાત્માઓ સાથે અહિ પધાર્યા હતા, જે પ્રાણી આ તીર્થસ્થાન મા રહી છ માસ સુધી પુરુષાદાની પાર્શ્વનાથ પ્રભુની આરાધના કરે છે તે સકલ સંપદાને પામે છે મોક્ષ માર્ગના અનુકૂલ સંયોગને મેળવે છે

શ્રી સજ્જન મંત્રીએ તે પછી ઘણા સમય બાદ શ્રી શંખેશ્વર તીર્થનો પુનરુદ્ધાર કર્યો હતો. ૧૧૫૧ ના સજ્જન મંત્રીના જીર્ણોદ્ધાર પછી તેરમા સૈકાના અંતમાં ગુજરાતના મહામંત્રી વસ્તુપાલે ફરીને જીર્ણોદ્ધાર કર્યો હતો

૫૦૦ આંબિલની અખંડ આરાધના કરતા શ્રીવર્ધમાન સુરીજી મહારાજને શંખેશ્વર પાર્શ્વનાથ પર અપ્રતિમ પ્રીતિ હતી. રાત દિવસ આચાર્યદેવ આરાધ્યદેવ શ્રી પાર્શ્વનાથ પ્રભુનું ધ્યાન ધરતા સૂરિજીના ઉપદેશથી મહામંત્રી વસ્તુપાલે શંખેશ્વરજી તીર્થનો ઉદ્ધાર કરાવ્યો હતો અને શ્રી વસ્તુપાલના સ્વર્ગગમનથી માંડી યાવજ્જીવ સુધી શ્રી વર્ધમાન સૂરીજી મહારાજે આંબિલ કર્યા હતા. શારીરિક શકિત ક્ષીણ થતાં છેલ્લે છેલ્લે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાને વંદન કરવા આવવાની ઉત્કૃષ્ટ ભાવનાથી શંખેશ્વર તીર્થ તરફ આવતા રસ્તામાંજ શ્રીવર્ધમાનસૂરિજી મહારાજ કાલધર્મ પામ્યા

શ્રી તીર્થપતિના ધ્યાનમા શુભ ભાવ પૂર્વક કાલધર્મ પામીને આચાર્યદેવ શંખેશ્વર તીર્થના અધિષ્ટાયક એવા વ્યંતર દેવ થયા જે આજે પણ ભગવાનની ભકિત કરનાર ભાવુકોને ઈષ્ટ ફલ સિદ્ધિમા તે સહાયક બને છે

તે દેવ પણે ઉત્પન્ન થતા જ તેમણે મરણ પામેલ વસ્તુપાળ કયા ઉત્પન્ન થયા છે? તે પોતાના જ્ઞાનથી જોયુ. પણ પોતાના અલ્પ જ્ઞાનથી તે અધિષ્ઠાયકદેવ પોતે કાઇ જાણી શકયો નહિ તરત જ તે મહાવિદેહ ક્ષેત્રની પૂર્વ મહાવિદેહમાં જ્યા પુષ્કલાવતી વિજયમા શ્રી સીમંધરસ્વામી વિચરતા હતા ત્યા ગયો ભક્તિથી ભગવંતને નમીને તેણે પૂછ્યુ "ભગવાન! વસ્તુપાળ ભરત ક્ષેત્રમાથી પોતાનુ આયુષ્ય પૂર્ણ કરીને હાલમાં કયા ઉત્પન્ન થયા છે?"

"વસ્તુપાળનો જીવ અહીંયા પુષ્કલાવતી વિજયની પુંડરિકગીરીનગરીમા કુરુચંદ્ર નામે રાજા થયો છે" સીમંધર સ્વામીએ કહ્યુ.

"ભગવંત! અહિંયાથી રાજપાટ ભોગવીને તે ક્યાં જશે?" ફરીને દેવે પૂછ્યું.

"વસ્તુપાળ અહીથી રાજપાટ નો ત્યાગ કરીને ચારિત્ર અગીકાર કરશે સયમ પાળીને પાચ અનુત્તર વિમાનના પ્રથમ-વિજય વિમાનમા અહમિંદ્ર એવા દેવ પણે ઉત્પન્ન થશે. ત્યા દેવપણાના સુખ ભોગવીને અહીયા જ આ વિજયમા પુન ઉત્પન્ન થશે પાછા રાજપણાના સુખ ભોગવીને ચારિત્ર લઇને કેવલજ્ઞાન મેળવી તે ભવમા જ મોક્ષે જશે" સીમંધર સ્વામીએ ટુકમા વસ્તુપાલનો મુક્તિ ગમન સુધીનો અધિકાર કહી સભળાવ્યો

'અનુપમા દેવી કયા ઉત્પન્ન થઇ છે?"

"તેજપાલ મત્રીની પત્નિ અનુપમાદેવી આજ વિજયમાં જન્મથી પવિત્ર એવા ઉત્તમ જૈન કુળમા શ્રેષ્ઠીની પુત્રી થઇ છે. આઠ વર્ષની થતા તેણે સયમ લીધુ છે અને ઘનઘાતી કર્મ નો ક્ષય કરવાથી તેને કેવલજ્ઞાન પ્રાપ્ત થયુ છે દેવતાઓથી વદિત એવી આ કેવલીની પર્ષદામા બેઠેલી છે દેશે ન્યુન પૂર્વ કોટી વર્ષ પર્યંત સંયમને પાળીને ચાર અઘાતી કર્મનો ક્ષય કરીને મોક્ષે જશે"

"હવે ભગવત? બીજી એક વાત કહો, તેજપાળ અહી-યાથી ચ્યવીને કયા ઉત્પન્ન થશે ?"

"તેજપાલ મંત્રી મરણ પામીને પહેલા દેવલોકે સપત્તિમા ઇંદ્રસમાન દેવ થશે"

"તે મોક્ષે કયારે જશે, ભગવત !"

"ત્યાથી ચ્યવી મનુષ્ય ભવમા ચારે પ્રકારના ધર્મની સામગ્રી પામીને અનુક્રમે ચોથે ભવે તે સિદ્ધ થશે"

એ પ્રકારની ભગવંતની વાણી સાંભળીને કેવલીની પર્ષદા-મા બેઠેલી અનુપમા સાધ્વીને વદન કરીને તે દેવ સ્વસ્થાનકે ચાલ્યો ગયો

સુભટશાહ – મધ્ય હિંદુસ્તાનમાં નાગપુર નામે મોટું શહેર છે આ શહેરમાં ઓશવાળ વંશનો પૂર્ણસિંહ નામે અલ્તમશ બાદશાહનો માનીતો મંત્રી રહેતો હતો તેણે શત્રુંજય, ગિરનાર વગેરેની યાત્રાઓ કરી હતી અને અણહિલ્લવાડના મહાઅમાત્ય વસ્તુપાળ તેજપાળે તેમનો સત્કાર કરીને રાજ્ય તરફથી સારી મદદ આપી હતી ત્યાના ઓશવાળ વંશમા સુભટશાહ નામે એક શેઠ હતો. ગુણવંતોમા શિરોમણિ એવા તે શેઠને શંખેશ્વર પાર્શ્વનાથને વંદન કરવા નો અભિગ્રહ હતો એક દિવસે તેણે તે વિચાર પોતાના કુટુંબમા જણાવ્યો. અને સર્વ કુટુંબીઓની અનુમતિથી શંખેશ્વર જવાનો વિચર નક્કી કર્યો સારે દિવસે પોતાના કુટુંબ સહિત તે ગાડા જોડીને ભોગાદિકની કેટલીક વસ્તુઓ સાથે લઇને નિકળ્યો અનેક પ્રકારની ભાવના ભાવતો સુભટશાહ ત્વરાએ શંખેશ્વરજીને વાંદવા ચાલ્યો કેટલોક માર્ગ ઉલ્લંઘન કરી ગયા પછી રસ્તામા તેને બહારવટીઆઓનો ભેટો થતાં તેઓ તેનો લગભગ અધો સામાન સારી રીતે લુંટીને ચાલ્યા ગયા

ચોર લોકોના ઉપદ્રવથી નિર્ધન થઇ ગયેલા સુભટશાહ શ્રેષ્ઠિનો ઉત્સાહ મંદ પડી ગયો, મોટી મોટી તેમની ભાવનાઓના કિલ્લા હવામા ઉડી જતા આકુળ વ્યાકુળ થઈ ગયા, તેથી “હવે શું મોં લઇને યાત્રાએ જઈશું. ચાલો પાછા વતન જઈએ” સુભટશાહના પુત્રે કહ્યુ

“ હા ! ચાલો ! સર્વ કાંઈ આપણું લુંટાઈ ગયુ એક ફક્ત જીવિત બાકી રહ્યુ ” પુત્રની માતાએ અનુમોદન આપ્યુ.

“ગમે તેમ હોય, પણ જીવિત છે તો બીજુ બધુ એની મેળે આવી મળશે એક વખત આપણે શંખેશ્વરજીને વાંદવાતો જઈએ પછી જે થવાનું હશે તે થશે” સુભટશાહનુ ખેદવાળું

ચિત્ત હોવા છતા પણ તેણે પોતાનો નિશ્ચય જણાવ્યો.

"પણ આપણી પાસે કાંઈ સાધન નથી તેનુ કેમ કરશું ?" બીજાએ પૂછ્યું.

"ધર્મ પસાયે તે સર્વે મળી રહેશે. પણ આટલે લગી આવીને હવે પાછા જઈએ એ શુ સારૂં કહેવાશે ? માટે એક વખત આપણે શંખેશ્વર પાર્શ્વનાથને તો જરૂર વાંદવા જ જોઇએ" શ્રેષ્ઠિએ પોતાનો નિશ્ચય જણાવ્યો

આખરે સર્વેજણા જવાના નિશ્ચય પર આવ્યા, પછી તેઓ જેમ તેમ શંખેશ્વર પહોંચ્યા ભગવાનનાં દર્શન કર્યાં, સ્નાન વિગેરેથી શુદ્ધ થઈને ભગવંતની-શંખેશ્વર પાર્શ્વનાથની પ્રતિમાને પૂજીને તેમની આગળ બેસી ભક્તિથી ઉપાલંભ પૂર્વક સુભટશાહ તેમની સ્તુતિ કરવા લાગ્યો.

હે પ્રભુ ! હે અંતર્યામિ ! તમે અનંત શક્તિવાન્ છો. તમારા પ્રભાવ થકી પ્રાણીઓ અનેક કષ્ટથી મુક્ત થાય છે. સંપદાઓ સ્વયમેવ તેમને આવીને પ્રાપ્ત થાય છે આ અવસર્પિણી કાલમા ચોવીશે તિર્થંકરોમા આપ પ્રગટ પ્રભાવવાળા અને ભક્તજનોને ચિંતામણિ સરખા છો આ કલિકાલમાં પણ લોકોમા આપનો મહિમા જાગતો-હાજરા હજુર છે દેવ-દાનવ કિન્નર ગાંધર્વ અને તેના સ્વામીઓ-ઇંદ્રો સર્વ કોઈ તમારો પ્રભાવ ગાયા કરે છે એવા તમે પુરિસાદાની કહેવાઓ છો એક નમસ્કાર માત્રથી તમે તમારા ભક્ત જનની વિપત્તિઓ દૂર કરીને સંપત્તિઓ આપો છો ત્યારે ક્રુર ચોર, લુંટારા વિગેરે મારી ઋદ્ધિ લુંટી ગયા છતા પણ તમે કાંઇ કરી શક્યા નહિ ? ભક્ત જનોને અભિષ્ટ દેવાનું આપે વ્રત લીધુ છે. છતા આજે પોતાના ઘરની રક્ષા કરવામા કેમ મંદ થઇ ગયા છો ? શું તમારો જાગતો પ્રભાવ વ્યર્થ થશે ?" એ પ્રમાણે

ભક્તિએ કરી મુગ્ધ એવી સ્તુતિ કરતો જોયો તે વખતે તેની આગળ શ ખેશ્વરાધિષ્ઠાયક પેલો દેવ જે મહાવિદેહ ક્ષેત્રમાં ગયેલો હતો, તે અકસ્માત્ તેની આગળ પ્રગટ થયો, હે શ્રાવકોત્તમ ! તુ ભગવત ને વ્યર્થ ઉપાલમ્ભ શામાટે આપે છે ?"

"દેવ ! આવા ભગવંત નો પ્રગટ પ્રભાવ છતા મારી બધી સામગ્રી ચોર લોકો એ લુંટી લીધી, તેથી પ્રભુ સાથે વાત કરૂં છુ" સુભટશાહે અકસ્માત્ પ્રગટ થયેલા દેવને કહ્યુ.

"અરે ! તારી બધી સામગ્રી તારી ગાડીમા જ છે. છતાં તું વ્યર્થ-પ્રભુને મુગ્ધ ભાવથી ઉપાલંભ શા માટે આપે છે. ? દેવતાએ કહ્યુ

એટલામા તો વચમાં તેના પુત્રે હર્ષથી બોલતા જણાવ્યુ, બાપુ ! પૂજા યોગ્યની સર્વ સામગ્રીઓ તથા આપણું જે કાઇ લુંટાઈ ગયું હતુ તે સર્વ પુન પ્રાપ્ત થયું છે કાઇ પણ ચીજ આપણી ગઇ નથી

"અહો ! આતો ખરે આશ્ચર્ય ! સુભટશાહે દેવને પૂછયું

"તીર્થોની ભક્તિ કરવાથી તે તીર્થના અધિષ્ઠાયક દેવતાઓ સાવધાન થઈને મનુષ્યોને ઇષ્ટફલ આપે છે બાકી તો કૃતકૃત્ય થયેલા આ વિતરાગ પ્રભુ તો મુક્તિ ગયા છે એટલે તે તો સ્તુતિથી પ્રસન્ન થતા નથી કે નિંદાથી ક્રોધ પામતા નથી" દેવતાએ કહ્યુ

"દેવ ! આપ શુ શ ખેશ્વર પાર્શ્વનાથના અધિષ્ઠાયક દેવ છો?"

"હા ! હાલમા જ હું શ ખેશ્વરના અધિષ્ઠાયક તરીકે ઉત્પન્ન થયેલો છું તમારા માલની લુ ટ થયેલી જાણી મે જ તે વસ્તુઓ તમને પાછી લાવી આપી છે" કહીને દેવ અદ્રશ્ય થઈ ગયા.

બાદ તે શ્રાવકોત્તમ કેટલાક દિવસ ત્યા રહ્યો, અને પૂર્ણ ભાવ ભક્તિપૂર્વક શખેશ્વર પાર્શ્વનાથની ભક્તિ, સેવા, પૂજા, પ્રભાવના, ઉપાસના કરી અને શાસનના ઉદય માટે સંઘપતિને યોગ્ય સમસ્ત કૃત્યો તેણે ત્યા વિધિ પૂર્વક કર્યા અને પછી તે પોતાના વતન પાછો ફર્યો ત્યાના સકલ સઘને રસ્તાની બીના તથા પ્રભુનો પ્રભાવ જણાવવાથી સકલ સઘને ઘણોજ હર્ષ થયો.

દુર્જન શલ્ય રાજાને કોઢનો જબરજસ્ત વ્યાધિ થયો હતો સૂર્ય દેવની આરાધના કરતા પણ તે વ્યાધિ મટયો નહિ સૂર્યદેવે શ્રી શખેશ્વર પાર્શ્વનાથની આરાધના કરવાનું સુચવ્યુ દુર્જનશલ્ય શખેશ્વરમા આવી શ્રી શખેશ્વર પાર્શ્વનાથ પ્રભુની છત્ર છાયામાં ભગવાનનુ ધ્યાન ધરતો રહ્યો નિર્મલ ચિત્તથી ભગવાનની ભક્તિ કરતા નામસ્મરણના અજબ પ્રભાવથી દુર્જન શલ્યનો કોઢ રોગ સર્વથા નાબૂદ થયો ભગવાન ઉપર અન્ય લોકોને પણ ઘણી આસ્થા જામી પાર્શ્વનાથ પ્રભુનો ચમત્કારિક મહિમા જવલત રીતે ગતમા વધવા લાગ્યો દુર્જનશલ્ય રાજા પ્રભુનો પરમ ઉપાસક બન્યો વસ્તુપાલે બંધાવેલ મદિરનો દુર્જન શલ્ય રાજાએ જીર્ણોદ્ધાર કરાવી પ્રતિષ્ઠા કરાવી

શાહેનશાહ ઔરંગઝેબના વખતે ગુજરાતના શાહઝાદા મહુમદ આઝમ શાહે શ્રી શખેશ્વર તીર્થનો વિધ્વંસ કરાવ્યો હતો અનેક પ્રયત્ન છતા તીર્થ બચ્યુ નહિ પરન્તુ પૂજારીઓની કુનેહથી પ્રતિમાજીને ભડારી દેવામા આવેલા જેથી મૂલ પ્રતિમા કાયમ માટે ટકી જ રહ્યા

ત્યાર પછી કેટલાક સમય બાદ શ્રી મહાવીર ભગવાનની ૬૧મી પાટે આવેલા વિજયપ્રભુસૂરિજીના ઉપદેશથી શ્રી સઘે નવા ભવ્ય જિન મદિરનું નિર્માણ કરી, ભંડારેલા પ્રતિમાજીને પુન સ્થાપિત કરી પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવ્યો સત્તરમી સદીના અતે પુન તે તીર્થનો વિજય ધ્વજ જગતમા ફરકવા લાગ્યો

૧૭૫૦ની સાલમાં કવિરત્ન ઉપાધ્યાયજી શ્રી ઉદયરત્નજી મહારાજના સદુપદેશથી ખેડા નીવાસી એક સદ્દગૃહસ્થે શ્રી શંખેશ્વરજી તીર્થનો સંઘ કાઢયો હતો શ્રી શંખેશ્વરજીના ઠાકોર, તથા પૂજારીઓ આવનાર યાત્રાળુ પાસે એક ગીની લઈ પછી જ પ્રભુના દર્શન કરાવતા. શ્રી સંઘ થોડો મોડો પહોચતા જ પૂજારીઓએ પેટીમાં રહેલ પ્રતિમાજીના દર્શન કરાવ્યાં નહિ, સંઘની અનેક જાતની વિનતીને અવગણવામા આવી.

પ્રભુના દર્શન આડે આવતા અંતરાયથી ઉદયરત્નજી મહારાજનો અંતરાત્મા કકળી ઉઠયો. એમણે ઠાકોરને અને પૂજારીને સમજાવવા ઘણી મહેનત કરી પણ વ્યર્થ સામેથી જવાબ મળ્યો 'જો તમારી દર્શનની આટલી ઉત્કટ ઇચ્છા હોય તો અધ્યાત્મ બલથી મંજૂષા ખોલો અને પ્રતિમાના દર્શન કરો.'

બસ, આ શબ્દ ઉદયરત્નજી મહારાજના હૈયા સોસરવો ઉતરી ગયો ધ્યાનસ્થ દશામા બેસી બાલક આર્ત્તનાદે જેમ પોતાની પ્યારી માતાને સંબોધતો હોય તેમ કવિરત્નજી શાન્તચિત્તે, સ્વસ્થનયને, કરુણાર્દ્ર વાણીથી ગેય પદ્ધતિએ ભગવાનને વિનતિ કરવા લાગ્યા.

પાસ શંખેશ્વરા, સારકર સેવકો<br>
દેવકાં એવડી વાર લાગે<br>
કોડી કરજોડી દરબાર આગે ખડા<br>
ઠાકુરા ચાકુરા માન માગે (૧)

પ્રગટ થા પાસજી મેલી પડદો પરો<br>
મોડ અસુરાણને આપ છોડો.<br>
મુજ મહિરાણ મંજુષમાં પેસીને<br>
ખલકના નાથજી બંધ ખોલો (૨)

શબ્દે શબ્દ દર્દભરી આરઝુ રજૂ થતી હતી. સકલ સઘ ઉદયરત્નજીમ૦ની આજુબાજુ ગોઠવાઇ ગયો હતો, શંખેશ્વર પાર્શ્વનાથના ધ્યાનમા આતુરતા પૂર્વક સહુ તત્પર હતા પૂજારીઓ આ યોગી શું કરશે ? એજ વિચારોમા અટવાઇ રહ્યા હતા ઉદયરત્નજીમ૦ની વાણી આગળ વધી.

જગતમા દેવ જગદીશ તુ જાગતો,
એમ શું આજ જિનરાજ ઉ ઘે
મોટા દાનેશ્વરી તેહને દાખીએ
દાન દેહ જગ કાળ મોઘે (૩)

શબ્દે શબ્દના પરમાણું ફેલાઇ રહ્યા છે હૃદયમાથી નીકળતો કરુણ ધ્વનિ બધ કમાડને પણ ફાડવા સમર્થ બની રહ્યો છે બધા જ અદ્ધર નયને ઘડીમા પેટીના દ્વારને ઘડીમા કવિરત્નની મુખમુદ્રાને નીહાળી રહયા છે

કમાડમાથી તડ તડ અવાજ આવતો સભળાયો. સભા સ્તબ્ધ બની ગઇ નિસ્પદ નયને અવિચલ ભાવે સહુ જોઇ રહ્યા કવિવરની જોશીલી જબાન પણ એટલા જ વેગથી ગતિ કરી રહી છે,

ભીડ પડી જાદવા જોર લાગી જરા
તત્ક્ષણ ત્રીકમે તુજ સભાર્યો,
પ્રગટ પાતાલથી પલકમા તેં પ્રભુ
ભક્ત જન તેહનો ભય નિવાર્યો. (૪)

શબ્દબાણથી જાણે વીધાઇને કમાડ તૂટી પડતુ હોય તેવા પ્રચંડ અવાજથી બારણુ ખૂલી ગયુ ભક્તજનો ભગવાનના ગુણ ગાનમા આનંદથી નાચવા લાગ્યા ઉદયરત્નજી મહારાજના અંતરાત્મામા આનંદની ઉર્મિનો ઓઘ ઉભરાવા લાગ્યો.

ઉદયરત્નજી મહારાજ આનંદોલ્લાસથી ભાવાવેશમાં આવી શબ્દપુષ્પોની માળા ગૂંથી પ્રભુના કંઠમા સ્થાપન કરવા લાગ્યા. આદિ અનાદિ અરિહંત તું એક છે.

દીન દયાળ છે કોણુ દૂજો
ઉદયરત્ન કહે પ્રગટ પ્રભુ પાસજી
પામી ભયભંજનો એહ પૂજો..! (૫)

પંડયાઓનુ માન ઓગળી ગયું. અભિમાનીઓની આતશબાજી આપોઆપ શાન્ત પડી ગઈ ત્યારથી ઠાકોરોના અને પંડયાઓના તાબામા રહેલી પ્રતિમાજી શ્રીસંઘને સોંપી દીધી. અને ત્યારબાદ શ્રીસંઘે હાલ વિદ્યમાન છે તે નૂતન જિન મંદિર બનાવી મહા પ્રભુપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાજી ત્યા સ્થાપન કરાવી

o o o o

શ્રી પ્રકટ પ્રભાવી પાર્શ્વનાથનો ચમત્કાર જગતમા ઘણોજ પ્રસરી રહ્યો હતો. અહિં દર્શન કરવા આવનાર યાત્રીઓ રસ્તામા કદી દુ:ખી થયા નથી અરે! કદાચ કોઈ રસ્તામા તેઓ લૂટાઈ ગયા હોય તો પણ પ્રભુ પાર્શ્વનાથના પ્રતાપે પાછી ધન-દોલત મેળવવા પણ તેઓ ભાગ્યશાળી બન્યા છે.

શ્રી પાર્શ્વનાથ ભગવાનના શાસનમાં પાર્શ્વનાથ પ્રભુના સેવક તરીકે રહેલ અનેક દેવ-દેવીઓ પ્રભુ પાર્શ્વનાથની ભક્તિ કરનાર ભાવુકોના મનોવાંછિત ને પૂરે છે પાર્શ્વયક્ષ નાગરાજ ધરણેન્દ્ર અને પદ્માવતી દેવી ભગવાનના પરમ ઉપાસક તરીકે પ્રસિદ્ધ છે ઉપરાંત જયા, વિજયાદિ સોળ વિદ્યાદેવીઓ તેમજ ૬૪ ઇંદ્રો, દશ દિગ્પાલો, નવગ્રહો, યક્ષો

વૈરોટયા વગેરે સમગ્ર દેવ દેવીઓ પ્રભુ પાર્શ્વનાથના પરમ ઉપાસકો છે

ધરણેન્દ્ર અને પદ્માવતીએ આ તીર્થાધિરાજનો મહિમા ઘણો વધાર્યો છે આજે પણ સાચા દિલથી પ્રભુ પાર્શ્વનાથની સેવા કરનાર સર્વ ઇષ્ટ વસ્તુઓને અનાયાસે પ્રાપ્ત કરે છે.

વિક્રમની ૧૪મી શતાબ્દિમા પૂર્ણિમાગચ્છના ચારિત્ર પાત્ર આચાર્ય દેવશ્રી પરમદેવ સૂરિજીએ પાર્શ્વનાથ ભગવાનની પરમ કૃપાથી વર્ધમાન તપની ઓળી, નિર્વિઘ્ને સંપૂર્ણ કરી હતી

એલંગપુરના મહારાજા એલગદેવની કાયા શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીના નમણજળના છંટકાવથી રોગ રહિત બની હતી

શ્રી શંખેશ્વર પાર્શ્વનાથની આરાધના કરનાર વ્યક્તિ બાહ્ય–આંતર સર્વ ઉપદ્રવોથી મુક્ત બને છે પં.વીરવિજયજી મહારાજને–યતિના ચઢાવવાથી કોઇ રાજા ઘણોજ ઉપદ્રવ કરતો હતો પં વીર વિજયજી મહારાજે તે ઉપદ્રવ શાંત કરવા માટે શ્રી શંખેશ્વરજી તીર્થમા આવી બાર મહિના સુધી ઉત્કૃષ્ટ તપ આદર્યું હતુ ઉપદ્રવમુક્ત થયા પછી શંખેશ્વરજી તીર્થ પર અતુલ્ય ભક્તિવાળા બન્યા ૧૮૭૭ અને ૧૮૭૮માં બે મોટા સંઘ અમદાવાદથી તેમની નિશ્રામા નીકળ્યા હતા

શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુની ભક્તિ કરનાર ભાવુકો દઢ શ્રદ્ધાપૂર્વક માને છે કે તેમની યાત્રા કરવા જનાર પ્રાણી સર્વ ઉપદ્રવોથી મુક્ત બને છે. અરે ! એતો અનુભવ સિદ્ધ છે કે, જે ઇશ્વર ઉપર શ્રદ્ધાવાળા ન હતા જૈન શાસન પર ભક્તિ વાળા ન હતા એવા પ્રાણીઓને યેન, કેન પ્રકારેણ

જો પાર્શ્વપ્રભુની આરાધનાના અનુરાગી બનાવવામા આવે તો તેઓ નિ સદેહ જૈન શાસનના પરમ અનુરાગી બને છે

શ ખેશ્વર તીર્થયાત્રા કરવા જનાર રસ્તામા પણ દુ ખી થતા નથી, તેમના ઉપદ્રવો આપમેળે પાર્શ્વપ્રભુના ધ્યાનથી શાન્ત થઇ જાય છે

પ ચાસરની એક બહેન પુત્ર જન્મની ખુશાલીમા પુત્રના ભારોભાર રૂપિયા ભગવાનને ચરણે ધરવા માટે ગાડામા બેસી નીકળી રસ્તામા ચોર લોકોને ખબર પડી ત્યા આવી ગાડુ રોકી બધોજ માલ-સામાન લૂટી લીધો બહેને એકાગ્ર ચિત્તે પ્રભુને પ્રાર્થના કરી, ' મહાપ્રભો ! મારા માટેનો પહેલો અને છેલ્લો પ્રસ ગ હતો ભવિષ્યમા તારા ભ ડારમા આટલુ ધન નાખી શકુ તેવી મારી શક્તિ નથી હવે મારી લાજ રાખવી તારા હાથની વાત છે

તત્કાળ કોઈ ઘોડેશ્વાર દોડતા ઘોડે ત્યાં આવ્યો ચોરોને ભય બતાવી દુર કર્યા માલ-મિલ્કત સહિત બેનને તે ઘોડે-સ્વાર શ ખેશ્વરના પાદર પહોચાડી અદ્રશ્ય થયો

ઘણીવાર યાત્રાળુઓ રાતે રસ્તો ભૂલ્યા હોય અને એકાગ્રચિત્તે પ્રભુનુ ધ્યાન ધરે તો તેમને તેમના અધિષ્ઠાયકદેવો સહાયક બની માર્ગ બતાવી આપે છે ભયંકર અટવીમાંથી પણ યાત્રાળુને સીધો માર્ગ બતાવવામા સહાયક બને છે. ઘણી વખતે રાતે આવતા યાત્રાળુને રસ્તો ભૂલી જવાનો ભય ઉત્પન્ન થાય છે તેવા વખતે શ ખેશ્વરજીના મંદિર ઉપર 'સર્ચ લાઇટ' જેવું તેજ દુર દુર ફેંકાય છે જે યાત્રાળુઓને માર્ગદર્શન આપે છે

ઝીંઝુવાડાથી શ્રી શ ખેશ્વર તીર્થની યાત્રા કરવાને નીકળેલા સ ઘને રસ્તામા ચોરોનો મહાભય ઉભો થયો, રસ્તામાં

રક્ષણનુ કોઇ સાધન હતુ નહિ. સશસ્ત્ર ધાડપાડુઓ સઘને લૂટવાની તૈયારી કરી રહ્યા છે. ત્યાજ સઘના માણસો શ્રી શખેશ્વર પાર્શ્વપ્રભુનું ધ્યાન ધરવા લાગ્યા તરતજ શખેશ્વરની દિશામાથી ઘોડેસ્વાર સૈનિકોની એક મોટી ટુકડી આવી. ચોરોને દુર કર્યા. સઘને સલામત શખેશ્વર પહોચાડી સૈનિકની ટુકડી અદ્રશ્ય થઇ ગઇ લોકો આશ્ચર્ય મગ્ન બની પાર્શ્વપ્રભુના ધ્યાનમાં તત્પર બન્યા

આ રીતે આજે પણ ઘણા ભાવુકો શ્રી શખેશ્વરજી મહા તીર્થમા અઠ્ઠમ, આયંબિલ, વિગેરેની આરાધના કરી પોતાના ખોવાયેલ આત્મ ધનને પાછું મેળવે છે

વીર વિજયજી મહારાજ માટે જ સ્પષ્ટપણે જણાવે છે કે ' રહેજે જિનરાજ હજુરે, સેવક મનો વાછિત પુરે' પૂર્ણ શ્રદ્ધાથી આ કલિકાલમા પણ પાર્શ્વનાથ પ્રભુની આરાધના કરનાર; કલ્પ વૃક્ષની પાસેથી જેમ ઇચ્છિત સિદ્ધિને મેળવે છે તેમ સર્વ ઇષ્ટ સામગ્રીઓને અનાયાસે એ આત્મા પ્રાપ્ત કરે છે-

આ ભવમા રોગ રહીત કાયા, ઇષ્ટ સામગ્રીની પ્રાપ્તિ, પરભવમા સ્વર્ગ અને પ્રાન્તે મોક્ષ સુખને પણ મેળવવા એ આત્મા ભાગ્યશાળી બને છે.

કલિકાલના કરાળ પજામાથી છુટવાનુ, અને મુકિત વધુને મેળવવાનુ ઉત્તમ સાધન શ્રી પાર્શ્વપ્રભુની સેવા છે શાતિના ધામ સમા એ મહાતીર્થમા જનાર આત્મા બળતા દાવાનળ જેવા સસારમાથી શાન્તિ મેળવીને ત્રિવિધ તાપને, ઉપશમાવવાનો માર્ગ મેળવે છે.

આ શખેશ્વર તીર્થની આરાધના દ્વારા સહુ આત્માઓ ચિર શાતિને પામો.

## આરાધનાનુ અમૃત

સંસાર ચક્રવાલમા પરિભ્રમણ કરતા પ્રાણીને જ્યાં સુધી સાચો સથવારો મળે નહિ ત્યાં સુધી ભવભ્રમણ ટળે નહિ. અનાદિકાલથી સંસાર સાગરમા અટવાતા આત્માને તીર્થંકર દેવ જેવા સહાયક મળે ત્યારેજ આત્મ સ્થિતિ સુધરે.

શ્રી પાર્શ્વનાથ પ્રભુની આરાધના આત્મશક્તિનો અખૂટ ખજાનો એકત્ર કરવા માટે અત્યંત ઉપયોગી છે વાસનાના વિષધરો જ્યારે આત્માને ફ્રૂફોળી ખાતા હોય ત્યારે આરાધનાનું અમૃત વિષધરોના વિષને પણ દુર કરે છે આત્માને મુક્ત દશામા આણે છે.

શંખેશ્વર પાર્શ્વનાથની આરાધના એ સમકિતની નીશાની.

સમકિત પામનાર આત્મા નિયમા મોક્ષે જવાના

ભગવાન પાર્શ્વનાથના જન્મ વિગેરે કલ્યાણક જ્યારે થએલા છે તે દિવસોમા શ્રી પાર્શ્વનાથ ભ. ની નિર્મળ આરાધના દ્વારા આત્મશકિતને એકત્રિત કરવા તત્પર બનવુ જોઇએ.

ભગવાન શ્રી ગૌતમસ્વામીજી મહારાજે 'પોષદશમીની આરાધના કેવી રીતે કરવી ? એમ જ્યારે પૂછેલુ ત્યારે પરમ-કૃપાલુ પરમાત્મા શ્રી મહાવીર દેવે ભવ્યજનોને હિતકારી ઉપદેશ આપતાં ફરમાવ્યુ હતુ કે,

'પોષ દશમી એ પાર્શ્વનાથ ભગવાનના જન્મ કલ્યાણકનો દિવસ હોઇ એ દિવસની નિર્મલ આરાધના કરનાર ભવ્યાત્મા આ ભવ અને પરભવમા પાપ વ્યાપારોથી નિવૃત્ત પામનારો બને છે'

'પોષ દશમીની આરાધના'

○ માગશરવદિ નોમ, દશમ અને અગિયારસ ત્રણ દિવસ એકાસણા કરવા

નોમના દિવસે સાકરના પાણીનુ અને દશમના દિવસે ખીરનુ એકાસણુ, આ બે દિવસ ઠામચોવિહાર એકાસણા. કરવા અને અગીયારસના દિવસે અનુકુળતા મુજબ એકાસણું કરવુ નોમ અને દશમ એ બે દિવસ ‘ શ્રી પાર્શ્વનાથાય અર્હતે નમ ’ અગિયારસના દિવસે ‘ શ્રી પાર્શ્વનાથાય નમ ’ ની વીસ વીસ નવકારવાળી રોજ ગણવી બારખમાસમણાં બાર સાથીયા, પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાની ભક્તિ ભાવપૂર્વક શકયતા મુજબ અગ પૂજા અને અગ્ર પૂજા કરવી

૦ શ્રી પાર્શ્વનાથ સ્વામી આરાધનાર્થં કાઉસ્સગ્ગ કરૂ ? (ઇરિયાવહિય કર્યા પછી) આ પ્રમાણે બોલી બાર લોગસ્સ અથવા અડતાલીસ નવકારનો કાઉસ્સગ્ગ કરવો લોગસ્સ ‘ચંદેસુનિમ્મલયરા’ સુધી બોલવો

દશ વર્ષ સુધી આ રીતે આરાધના કરનાર ભવ્યાત્મા કર્મજન્મ અનેક જાતની આધિ વ્યાધિ અને ઉપાધિમાથી જલ્દી મુક્ત બને છે અને શાશ્વત શિવધામને મેળવવા ભાગ્યશાળી બને છે

આરાધનામા બે ટાઇમ પ્રતિક્રમણ ત્રણ ટાઇમ, દેવ વદન પણ કરવા જોઇએ

પોષ દશમીની આરાધના દ્વારા મહાભાગ્યશાળી શ્રી સુરદત્ત શ્રેષ્ટી જે સામગ્રીને પામ્યા તેનો રસિક ઇતિહાસ પણ જોવા જેવો છે

સુરેન્દ્રપુરના ઉદ્યાનમા સમિતિ ગુપ્તિ સાધક આચાર્ય શ્રી જયઘોષ સુરિજી મહારાજા પધાર્યા છે તે વખતે દરિદ્રતાની સાક્ષાત્ મૂર્તિ જેવો સુરદત્ત શ્રેષ્ઠી પણ ત્યા આવેલો છે, દરિદ્ર નારાયણ જેવા તેના હાલ છે એના અતરમા ઉલ્કાપાત મચી રહ્યો છે ગુરુદેવની દેશના સાભળી, વાણી સુધાનું પાન કરી પાવન બનેલો સુરદત્ત એકાન્તમા ગુરૂદેવને પૂછે છે.

'ગુરુદેવ! અનર્ગલ લક્ષ્મીનો હું સ્વામી હતો પણ આજે મારી પાસે કાણી કોડી પણ રહી નથી. મારા દુખની દાસ્તાન રજુ કરતાં શબ્દોની શરવાણી પણ સૂકાઇ જાય એમ છે દુખ અને દર્દમા બેહાલ બનેલા મને કોઇ ઉપાય બતાવો'

'મહાનુભાવ! લક્ષ્મી આવે અને જાય એ કોઇ મોટી વાત નથી આજનો ભિખારી કાલે તવંગર બની જાય આજનો રાજા કાલે રસ્તાનો રઝડતો રંક પણ બની જાય એવી વિષમ સ્થિતિમા ધર્મને સમજેલો આત્મા કદી વિષાદ ધારણ કરે નહિ. છતાય તમારી આત્મશુદ્ધિ માટે તમારે પોષ-દશમી' ની આરાધના કરવી જોઇએ પ્રભુ પાર્શ્વનાથના પ્રકટ પ્રભાવના પ્રતાપે તમે સર્વ અભીષ્ઠ વસ્તુને અનાયાસે પ્રાપ્ત કરશો' આચાર્ય જયઘોષ સૂરિજી ગંભીર ધ્વનિથી બોલ્યા

ગુરુના વચનથી ગાઠ વાળી તેજ દિવસથી પોષદશમીની આરાધનાના નિશ્ચય સાથે સુરદત્ત ઘેર ગયો

માગશર વદિ નોમ, દશમ, અગિયારસના એકાસણાં સાથે પ્રભુ પાર્શ્વનાથની આરાધના સુરદત્ત કરવા લાગ્યો. દશ વર્ષની તે આરાધના પૂર્ણ થતાજ, કાલકૂટ બેટમા અટવાયેલા શેઠના સવાબસો વહાણ આપોઆપ શેઠને મળી ગયા ઘરનાં ભંડારમાં સાપ અને વીંછી રુપે થઇ ગએલ અગીયાર ક્રોડ સોના મહોર પૂર્વવત્ બની ગઈ

શેઠ-શેઠાણી પાર્શ્વનાથ પ્રભુ પ્રત્યેની અચલ અને અટલ ભક્તિવાળા બની જૈન ધર્મના પરમ ઉપાસક બન્યા રાજાએ તેમનું શ્રેષ્ઠીપદ નિર્ધનતાના કારણે લઇ લીધું હતું તે પણ પાછું આપ્યું.

લોકોમા મહામહિમાશાલી પાર્શ્વનાથ પ્રભુનો મહિમા વધવા લાગ્યો ઘણા ભાવુકો પણ આરાધનાના માર્ગે પ્રયાણ કરવા તત્પર બન્યા. સુરદત્ત શેઠે આચાર્ય સુખેન્દ્રસૂરિજી મહારાજ પાસે સંયમને સ્વીકાર્યુ પુત્રે પણ પિતા પાછળ પાર્શ્વનાથની આરાધના ચાલુ રાખી સુરદત્તમુનિ પાર્શ્વપ્રભુ પર પૂર્ણ આસ્થાવાળા બની માસક્ષમણની ઉગ્ર તપશ્ચર્યા કરતા આયુષ્ય પૂર્ણ થતા દશમા પ્રાણિત દેવલોકમા ઉત્પન્ન થયા ત્યાથી મહાવિદેહ ક્ષેત્રમા રાજકુમાર તરીકે અવતરી સંયમ સ્વીકારી મોક્ષે પધાર્યા

આવો છે પાર્શ્વનાથ પ્રભુની આરાધનાનો પ્રતાપ આરાધનાના અમૃતને મેળવનાર મહા ભાગ્યશાળી આત્મા સંસારના વિષમય વિપમ વાતાવરણમાથી જલ્દી ઉગરી જાય છે પોપદશામીની આરાધના કરનાર આત્માએ દર કૃષ્ણ પક્ષની દશમીએ એકાસણુ કરી, પાર્શ્વનાથ પ્રભુની ૨૦ નવકારવાળી ગણવી જોઇએ, પ્રતિક્રમણાદિ આવશ્યક ક્રિયાઓનો પણ આદર કરવો જોઇએ જેનાથી આરાધના જલ્દી ફળે

તીર્થની યાત્રા કરનાર કે તીર્થંકરની આરાધના કરનાર આત્માએ સામાન્યત અભક્ષાદિના ત્યાગી, રાત્રીભોજનના ત્યાગી બનવુ જોઇએ. કદમૂળ, રાત્રીભોજન, બહારની અભક્ષ ચીજો આત્માને આરાધનાથી વિમુખ બનાવે છે આત્મત્વની અધોગતિને નોતરાવે છે એ ધ્યાનમા રાખવુ જરૂરી છે

સમાધિ અને બોધિની પ્રાપ્તિ માટે પાર્શ્વનાથ પ્રભુના ૧૦૮ નામમાથી પણ શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુના નામનો જાપ કલિકાલમા કલ્પતરુ સમાન વિશેષત ફળ આપનાર છે. કહેવાય છે કે પાર્શ્વનાથ પ્રભુના સંતાનીય સાધુઓ કાળ ધર્મ પામી ઘણા ભવનપતિ દેવમા ઉત્પન્ન થયા છે. ત્યાં પ્રભુ પ્રત્યે

અવિહડ રાગથી શાસન ભક્તિથી શ્રી પાર્શ્વપ્રભુના મહિમાને અત્યંત વધારતા ભકતોને ઇષ્ટ ફલ સિદ્ધિમા સહાયક બને છે.

શંખેશ્વર પાર્શ્વનાથની નિયમિત આરાધના કરનાર મહાનુભાવે નીચે પ્રમાણે આરાધના કરવી, જેથી એ આરાધનામાં અંતરની ઉર્મી ભળતા સદ્યઃ ફલવતી આરાધના બને.

દરરોજની શ્રી શંખેશ્વર પાર્શ્વનાથની આરાધના —

પ્રાતઃ કાર્યમાં પ્રતિક્રમણાદિકમાથી નિવૃત્તિ થઇ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથની આરાધનાનો પ્રારંભ કરવો.

(૧) શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનું ચૈત્યવંદન અથવા (આઠ થોયથી) દેવવંદન એક વખત અવશ્ય કરવું તે પણ પ્રાત કાળે જ કરવુ ઇરિયા વહિયા પૂર્વક (ચૈત્યવંદન–દેવવંદન–જાપ–ધ્યાન આદિમા શ્રી શંખેશ્વરની મૂર્તિની સાદૃશ્ય કલ્પના આપણી સન્મુખ ઘડવી અથવા શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનો ફોટો સન્મુખ રાખવો)

(૨) શ્રી શંખેશ્વર પાર્શ્વનાથના દુહા પૂર્વક બાર ખમાસમણા આપવા તે આ પ્રમાણે—દુહો

(૧) સકલ સમીહિત પૂરવા, કલ્પવૃક્ષ અવતાર ।
પાર્શ્વ પ્રભુ પ્રસન્ન સદા, શંખેશ્વર સુખકાર ॥

ૐ હ્રીં શ્રીં અશોક વૃક્ષ પ્રાતિહાર્ય યુક્તાય શ્રીમદ્ અર્હતે શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ–ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસિહિઆ એ મત્થએણ વંદામિ આ પહેલું ખમાસમણ થયુ

(૨) સકલ સમીહિત પૂરવા, કલ્પવૃક્ષ અવતાર ।
પાર્શ્વ પ્રભુ પ્રસન્ન સદા, શંખેશ્વર સુખકાર ॥

ૐ હ્રીં શ્રીં સુર પુષ્પ વૃષ્ટિ પ્રાતિહાર્ય યુકતાય શ્રીમદ્ અર્હતે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમ –પછી ખમાસમણ દેવું એ બીજું ખમાસમણ થયુ

(૩) સકલ સમીહિત પૂરવા, કલ્પવૃક્ષ અવતાર।
પાર્શ્વ પ્રભુ પ્રસન્ન સદા, શંખેશ્વર સુખકાર ॥

ૐ હ્રીં શ્રીં દિવ્ય ધ્વનિ પ્રાતિહાર્ય યુકતાય શ્રીમદ્ અર્હતે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમ –પછી ખમાસમણ દેવું એ ત્રીજુ ખમાસમણ થયુ

(૪) સકલ સમીહિત પૂરવા કલ્પવૃક્ષ અવતાર।
પાર્શ્વ પ્રભુ પ્રસન્ન સદા, શંખેશ્વર સુખકાર ॥

ૐ હ્રીં શ્રીં ચામર યુગલ પ્રાતિહાર્ય યુક્તાય શ્રીમદ્ અર્હતે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમ.–પછી ખમાસમણ દેવું એ ચોથુ ખમાસમણ થયુ

(૫) સકલ સમીહિત પૂરવા, કલ્પવૃક્ષ અવતાર।
પાર્શ્વ પ્રભુ પ્રસન્ન સદા, શંખેશ્વર સુખકાર ॥

ૐ હ્રીં શ્રીં સિંહાસન પ્રાતિહાર્ય યુકતાય શ્રીમદ્ અર્હતે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમ –એ પછી ખમાસમણ દેવુ. એ પાચમુ ખમાસમણ થયુ

(૬) સકલ સમીહિત પૂરવા, કલ્પવૃક્ષ અવતાર।
પાર્શ્વ પ્રભુ પ્રસન્ન સદા, શંખેશ્વર સુખકાર ॥

ૐ હ્રીં શ્રીં ભામંડલ પ્રાતિહાર્ય યુકતાય શ્રીમદ્ અર્હતે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમ·–પછી છટ્ઠુ ખમાસમણ દેવું એ છટ્ઠુ ખમાસમણ થયુ.

(૭) સકલ સમીહિત પૂરવા, કલ્પવૃક્ષ અવતાર।
પાર્શ્વ પ્રભુ પ્રસન્ન સદા, શંખેશ્વર સુખકાર ॥

ૐ હ્રીં શ્રીં દેવ દુંદુભિ પ્રાતિહાર્ય યુકતાય શ્રીમદ્ અર્હતે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમ –પછી ખમાસમણ દેવું એ સાતમું ખમાસમણ થયું.

(૮) સકલ સમીહિત પૂરવા, કલ્પવૃક્ષ અવતાર ।
પાર્શ્વ પ્રભુ પ્રસન્ન સદા, શંખેશ્વર સુખકાર ॥

ૐ હ્રીં શ્રીં આત પત્ર પ્રાતિહાર્ય યુક્તાય શ્રીમદ્ અર્હતે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ–પછી ખમાસમણ દેવુ એ આઠમુ ખમાસમણ થયુ.

(૯) સકલ સમીહિત પૂરવા, કલ્પવૃક્ષ અવતાર ।
પાર્શ્વ પ્રભુ પ્રસન્ન સદા, શંખેશ્વર સુખકાર ॥

ૐ હ્રીં શ્રીં જ્ઞાનાતિશય યુક્તાય શ્રીમદ્ અર્હતે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ–પછી ખમાસમણ દેવુ એ નવમું ખમાસમણ થયુ.

(૧૦) સકલ સમીહિત પૂરવા, કલ્પવૃક્ષ અવતાર ।
પાર્શ્વ પ્રભુ પ્રસન્ન સદા, શંખેશ્વર સુખકાર ॥

ૐ હ્રીં શ્રીં વચનાતિશય યુક્તાય શ્રીમદ્ અર્હતે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમ–પછી ખમાસમણ દેવુ એ દશમું ખમાસમણ થયુ.

(૧૧) સકલ સમીહિત પૂરવા, કલ્પવૃક્ષ અવતાર ।
પાર્શ્વ પ્રભુ પ્રસન્ન સદા, શંખેશ્વર સુખકાર ॥

ૐ હ્રીં શ્રીં પૂજાતિશય યુક્તાય શ્રીમદ્ અર્હતે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમ પછી ખમાસમણ દેવુ એ અગીઆરમું ખમાસમણ થયું.

(૧૨) સકલ સમીહિત પૂરવા, કલ્પવૃક્ષ અવતાર ।
પાર્શ્વ પ્રભુ પ્રસન્ન સદા, શંખેશ્વર સુખકાર ॥

ૐ હ્રીં શ્રીં અપાય પગમાતિશય યુક્તાય શ્રીમદ્ અર્હતે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમ–પછી ખમાસમણ દેવુ એ બારમુ ખમાસમણ થયું.

બાર ખમાસમણા આપ્યા પછી ઇચ્છાકારણે સંદિસહ ભગવન્ ! શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ આરાધનાર્થં કાઉસ્સગ્ગ કરુ ઇચ્છં ! શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ આરાધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં

વદણુ વત્તિઆએ૦ અન્નત્થ બોલી બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ ચંદેસુ નિમ્મલયરા સુધી કરવો પછી પ્રગટ લોગસ્સ કહેવો

પછી ખમાસમણ આપી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન શ્રી શંખેશ્વર પાર્શ્વનાથસ્વામી અધિષ્ઠાયક ધરણેન્દ્ર પદ્માવતી વૈરુટયાદિ દેવા દેવ્યો આરાધનાર્થં કાઉસ્સગ્ગ કરૂ ! ઇચ્છં ! શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્વામી અધિષ્ઠાયક ધરણેન્દ્ર પદ્માવતી વૈરુટયાદિ દેવા દેવ્યો આરાધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગ અન્નત્થ ઉસસિ એણ૦ ચાર લોગસ્સ સાગરવર ગંભીરા સુધી કાઉસ્સગ્ગ કરીને પાળી નમોઽર્હત્૦ બોલી.

ધરાધિપતિ પત્ની યા, દેવી પદ્માવતી સદા ।
ક્ષુદ્રોપદ્રવત સામામ્ પાતુ, ફૂલ્લત્ ફણાવલી ॥

આ પ્રમાણે થોય બોલી ઉપર પ્રગટ લોગસ્સ કહેવો. ત્યાર પછી ૧૦૮ વાર નીચે પ્રમાણે શ્રી શંખેશ્વર પ્રભુનો જાપ કરવો ૐ નમો ભગવતે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય હ્રીઁ ક્લીઁ શ્રીઁ ધરણેન્દ્ર પદ્માવતી સહિતાય નમઃ—અથવા ૐ હ્રીઁ શ્રીઁ શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ

કોઇ પ્રસંગે બે હજાર—સાડા બાર હજાર અથવા લાખ જાપ કરવાની ભાવના અઠ્ઠમ આદિ ત્રણ આયંબિલાદિમા કલ્યાણક વિગેરેના દિવસોમા બીજાપદનો જાપ વિશેષ સંખ્યામા કરવો

ત્યાર પછી શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિનું અથવા ફોટાનુ ધ્યાનાલંબન લઇ નીચે પ્રમાણે ભાવના ભાવવી.

હે અનાથના નાથ ! અશરણના શરણ ! તરણ તારણ ! મુક્તિમાર્ગના દાતાર ! અમાની ! અરાગી ! અદ્વેષી ! પરમાનંદ પદને પામેલા ! કેવળ જ્ઞાન અને કેવળ દર્શન ને ધારણ કરનારા જગત્ જીવોના ઉદ્ધારક ! કરૂણાના ભંડાર ! કલિકાલમા કલ્પ વૃક્ષ સમાન ! બોધિ અને સમાધિ ને આપનાર ! હે દેવાધિદેવ ! મારા મહાન્ પુન્યોદયથી મે તમને આજે પ્રાપ્ત કર્યા છે. હવે

આ જગત્માં મારે કંઈ મેળવવાનું બાકી નથી તો હે નાથ! તમારે શરણે આવેલા એવા મારા જેવાને બોધિ અને સમાધિ આપવાને માટે જરાપણ વિલંબ ન કરશો. એવી મારી નમ્ર પ્રાર્થના છે.

હે પરમાત્મા! રાગ-દ્વેષ મોહ વિગેરે મહા મલ્લોની સામે જંગે ચઢનાર તારા અદ્‌ભૂત શૌર્યની ગાથા વર્ણવવા હું અશક્ત છુ હે પ્રભુ! તારી નિર્મળ આરાધના દ્વારા મારા આંતર શત્રુઓ જલ્દી વિલય પામો નથી મારે ધનની આકાંક્ષા નથી ભૌતિક સુખોની લાલસા મારે તો જોઈએ કેવળ તારૂ પરમાત્મપદ

આધિ, વ્યાધિ અને ઉપાધિથી ભરેલા આ સંસાર સમુદ્રમા પડેલા એવા મને ઝીલી લેનાર તુ મારો સાચો સુકાની છે.

ભગવાન્! આત્મ દૃષ્ટા! મે આજ સુધીના ભવોમા પાપ કર્મ કરવામા કોઈ કમીના રાખી નથી મારૂ અંતર તારા ચરણોમા આળોટી પાપનુ પ્રાયશ્ચિત માગી રહ્યુ છે ઓ દેવાધિ દેવ! જો તારૂ શરણુ મને ન મળ્યું હોત તો ભવારણ્યમાં ભટકતા એવા મને વાસનાના વરૂઓ ફ્રેડી ખાત

ભગવાન્! તારી સેવા મળી એજ મારા માટે મોક્ષના સાચા મેવા છે હવે મારે તારું જ શરણુ જોઈએ તારા શરણુ દ્વારા જ હુ પાપ કર્મથી નિવૃત્તિ મેળવી શકીશ

આજસુધી મે વખોડવા લાયક ઘણુ કર્યું જીવનમાં હતાશા અને નિરાશા ઘણીજ સાંપડી હવે બસ સુકૃતની અનુમોદના અને દુષ્કૃતની નિંદા સાથે તારા શરણુને સ્વીકારૂં છુ. પરમ કૃપાલુ! તારા શરણે આવેલા ને હવે સમાધિ સાથે આત્મ ભાવની સુંદર પરિણુતિ ને વધારનાર નક્કર માર્ગ બતાવજે અને ભવના ભ્રમણુ ને ટાળજે, એ સિવાય મારે બીજુ કશું જ જોઈએ નહિ

ભવો ભવ તુમ ચરણોની સેવા
હુ તો માગું છુ દેવાધિદેવા,
સામું જુઓ ને સેવક જાણી
એવી ઉદય રત્નની વાણી

## પ્રભુ ગુણગીતા

મંત્રાક્ષર ગર્ભિત
'શ્રી પાર્શ્વનાથ ચૈત્યવંદવનમ'

ૐ હ્રીં અર્હમથો નમો ભગવતે શ્રી પાર્શ્વનાથાય યો.
મધ્યે પંકજ મૂર્ધ્નિ મૂર્તિરતનુ સ્ફાર સ્ફટા મંડિત'
ૐ હ્રીં શ્રીં ધરણેન્દ્ર સેવિત ચતુર્દિક પાર્શ્વભાગેડષ્ટભિ:
પત્રસ્થૈ સહિતાય વર્ણનિવહુ પદ્માવતી મુખ્ય કૈ' ॥ ૧ ॥
અ` મટ્ટે જિનેન્દ્ર ક્રમકજ નિકરે ક્ષુદ્રસ સદ્ વિઘટે,
ક્ષુદ્રંદાકદેવિ પાર્શ્વક્રમ કમલજુષા સ્ત ભયસ્ત ભયો અ',
સ્વાહાન્તેડથ ત્રિલોકી ત્રિગુણ પરિવૃતા કોનિરુદ્ધ વિદધ્યા:
સદ્ય સિદ્ધિંમનીષાં વિજ્યમસુમતામિષ્ટદા કામધેનુઃ ॥ ૨ ॥
આસ્થાનેષુ મહિભૂજા સવિજ્યી નશ્યન્ત્યવશ્ય તતો
વેલૈકાન્તરિક ત્રિનિત્યકમહા ચાતુર્થિકાલા જ્વરા ।
નાલ મુદગલ શાકિની પ્રભુતયસ્રાતુ: પુરસ્ત્વાદશે,
નિભીંકોભુવિ ભ્રભમીતિ ય ઇમા ત્વત્પાદસેવા વહેત ॥ ૩ ॥

(૨)

ૐ નમ પાર્શ્વનાથાય, વિશ્વચિન્તામણીયતે
હ્રીં ધરણેન્દ્ર વૈરોટયા, પદ્માદેવી યુતાયતે ૧
શાન્તિ તુષ્ઠિ મહાપુષ્ટિ, ધૃતિકીર્તિ વિધાયિને
હ્રીં દ્વિડવ્યાલ વૈતાલ, સર્વાધિ, વ્યાધિનાશિને ૨
જયાજિતાખ્યા વિજ્યા, ખ્યા પરાજિતયાન્વિત'
દિશા પાલૈગ્રહૈર્યક્ષૈ, વિદ્યાદેવીભિરન્વિત. ૩

ૐ અસિઆ ઉસાય નમઃ, તત્ર ત્રૈલોક્ય નાથતામ,
ચતુ ષષ્ટિઃ સુરેન્દ્રાસ્તે, ભાસન્તે છત્ર ચામરૈઃ ૪
શ્રી શંખેશ્વર મંડન પાર્શ્વજિન પ્રણુતકલ્પ તરૂ કલ્પ,
ચૂરય દુષ્ટ વાતં પૂરય મે વાંછિતં નાથ ૫

(૩)

સકલ ભવિજન ચમત્કારી, ભારી મહિમા જેહનો.
નિખલ આતમ–રમા–રાજિત, નામ જપીએ તેહનો
દુષ્ટ કર્માષ્ટક ગંજરી, ભવિકજન મન સુખ કરો,
નિત્ય જાપ જપીએ, પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો ૧
બહુ પૂન્ય રાશી, દેશ કાશી, તત્થ નગરી વાણારસી
અશ્વસેન રાજા રાણી વામા, રૂપે રતિ તનુ સારસી
તસ કુખે સુપન ચૌદ સૂચિત સ્વર્ગથી પ્રભુ અવતર્યો
નિત્ય જાપ જપીએ, પાપ ખપીએ સ્વામી નામ શંખેશ્વરો ૨
ત્રણલોક તરુણી મનપ્રમોદી, તરૂણ વય જબ આવીયા
તવ માતતાતે પ્રસન્ન ચિત્તે ભામિની પરણાવીયા
કમઠ શઠ કૃત અગ્નિ કુંડે નાગ બળતો ઉદ્ધર્યો નિત્ય ૩
પોષ માસે કૃષ્ણપક્ષે દશમી દિન પ્રભુ જનમીયા
સુરપતિ સુરકુમરી ભક્તિભાવે મેરુશૃંગે સ્થાપીયા !
પ્રભાતે પથ્વીપતિ પ્રમોદે જન્મ મહોત્સવ અતિ કર્યો નિત્ય. ૪
પોષ વદી એકાદશી દિન પ્રવ્રજ્યા જિન આદરે
સુર અસુર રાજી ભક્તિસાજી સેવના ઝાઝી કરે
કાઉસગ્ગ કરતા દેખી કમઠે કીધ પરિષહ આકરો–નિત્ય–૫
તવ ધ્યાન ધારારુઢ જિનપતિ મેઘધારે નવિ ચળ્યો
તિહા ચલિત આસન ધરણ આયો, કમઠ પરિસહ અટકળ્યો
દેવાધિદેવની કરે સેવા કમઠને કાઢી પરો નિત્ય–૬
ક્રમે પામી કેવળજ્ઞાન કમલા સંઘ ચતુર્વિધિ સ્થાપીને
પ્રભુ ગયા મોક્ષે સમેત શિખરે માસ અણુસણ પાળીને
શિવ રમણી રંગે રમે રસીયો ભવિક તસ સેવા કરો નિત્ય–૭

ભૂત પ્રેત પિશાચ વ્યંતર જલણુ જલોદર ભય ટળે
રાજ રાણી રમા પામે ભક્તિ ભાવે જો મળે.
કલ્પ તરુથી અધિકદાતા જગત ત્રાતા જય કરો. નિત્ય-૮
જરા જર્જરી ભૂત જાદવ સૈન્ય રોગ નીવારતા
વઢીયાર દેશે નિત્ય બીરાજે ભવિક જીવને તારતા
એ પ્રભુતણી પદ પદ્મ સેવા રૂપ કહે પ્રભુતાવરો. નિત્ય-૯

શ્રી ચિંતામણી પાર્શ્વનાથ ચૈત્યવંદન—

નમદેવ નાગેન્દ્ર મંદારમાલા, મરદછટા ધૌત પાદારવિંદમ્ ।
પરાનંદ સંદર્ભ લક્ષ્મી સનાથં, સ્તુવે દેવચિંતામણિ પાર્શ્વનાથમ્ ।૧।
તમોરાશિ વિત્રાસને વાસરેશ, હત્ કલેશ લેશ શ્રિયા સંનિવેશમ્ ।
કમાલીન પદ્માવતી પ્રાણનાથ સ્તુવે દેવ ચિંતામણિ પાર્શ્વ-
નાથમ્ ॥ ૨ ॥
નવશ્રી નિવાસ નવા ભોદ તુલ્યમ્ નતાન । શિવ શ્રેણિદાને સલીલમા
ત્રિલોકીશ પૂજ્ય ત્રિલોકસ્ય નાથમ્, સ્તુવે દેવ ચિંતામણિ
પાર્શ્વનાથમ્ ॥ ૩ ॥
હત વ્યાધિ વૈતાલ ભૂતાદિ દોષમ્, કૃતાશેષ ભવ્યાવલિ પુન્ય પોષમ્ ।
મુખ શ્રી પરાભૂત દોષાધિનાથમ્, સ્તુવે દેવ ચિંતામણી પાર્શ્વ-
નાથમ્ ॥ ૪॥
નૃપસ્યાશ્વસેન સ્યવંશેડવતંસ, જનાના મનોમાનસે રાજહંસમ્ ।
પ્રભાવ પ્રભાવાહિની સિંધુનાથમ્, સ્તુવેદેવ ચિંતામણિ પાર્શ્વ-
નાથમ્ ॥ ૫ ॥
કલૌભાવિના કલ્પવૃક્ષો પમાનમ્, જગત્ પાલને સતત સાવધાનમ્ ।
ચિર મેદ પાટસ્થિતં વિશ્વનાથમ્, સ્તુવે દેવચિંતામણિ પાર્શ્વ-
નાથમ્ ॥ ૬ ॥
ઇતિનાગેન્દ્રનરામર, વંદિત પાદાં બુજ પ્રવરતેજા ।
દેવકુલ પાટકસ્થ સજયતિ ચિંતામણિ પાર્શ્વ ॥ ૭ ॥

### શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ સ્તોત્રમ્ :—

કિં કર્પૂરમયં સુધારસમયં, કિં ચન્દ્રરોચિર્મયં ।
કિં લાવણ્યમયં મહામણિમયં, કારૂણ્યકેલિમયમ્ ॥
વિશ્વાનન્દમયં મહોદયમયં, શોભામયં ચિન્મયં
શુકલ ધ્યાનમયં વપુર્જિનપતે, ભૂયાદ્ભવાલમ્બનમ્ ॥૧॥
પાતાલ કલયન્ ધરા ધવલયન્નાકાશમા પૂરયન્ ।
દિક્ચક્ર ક્રમયન્ સુરાસુર નર, શ્રેણી ચ વિસ્માપયન્ ॥
બ્રહ્માંડ સુખયન્ જલાનિ જલધે, ફેનચ્છલાલ્લોલયન્ ।
શ્રી ચિન્તામણિ પાર્શ્વસંભવ યશો હંસશ્ચિર રાજતે ॥ ૨ ॥
પુણ્યાના વિપણિસ્તમો દિનમણિ, કામેભકુંભ શ્રૃણિ ।
મોક્ષે નિસ્સરણિ સુરેન્દ્રકરીણિ, જ્યોતિ પ્રકાશારણિ ॥
દાને દેવ મણિર્નતોત્તમજન શ્રેણિ કૃપા સારિણિ ।
વિશ્વાનન્દ સુધા ઘૃણિર્ભવભિદે, શ્રી પાર્શ્વ ચિન્તામણિ ॥ ૩ ॥
શ્રી ચિન્તામણિ પાર્શ્વ વિશ્વજનતા, સંજીવનસ્ત્વં મયા ।
દૃષ્ટસ્તાત શ્રિય સમ ભવન્નાશક્રમાચક્રિણમ્ ॥
મુક્તિ ક્રીડતી હસ્તયોર્બહુ વિધમ્ સિદ્ધ મનોવાંછિતમ્ ।
દુર્દૈવમ્ દુરિત ચ દુર્દિનભયં, કષ્ટ પ્રણષ્ટં મમ ॥ ૪ ॥
યસ્ય પ્રૌઢતમ પ્રતાપ તપન, પ્રોદ્દામધામાડજગત્ ।
જઘાલ કલિકાલકેલિદલનો, મોહાન્ધવિધ્વંસક ॥
નિત્યોદ્યોત પદં સમસ્તકમલા, કેલિ ગૃહં રાજતે ।
સ શ્રી પાર્શ્વજિનો જને હિતકૃતે, ચિન્તામણિ પાતુ મામ્ ॥૫॥
વિશ્વવ્યાપિતમો હિનસ્તિ તરણિર્બાલોપિ કલ્પાકુરો ।
દારિદ્રાણિ ગજાવલિમ્ હરિશિશુ, કાષ્ટાનિ વન્હે કણ ।
પિયૂષસ્ય લવોડપિરોગનિવહ, યદ્વત્તથા તે વિભો ।
મૂર્તિ સ્ફૂર્તિમતી સતી ત્રિજગતિ, કષ્ટાનિ હર્તુંમ્ ક્ષમા ॥ ૬॥
શ્રીચિન્તામણિમન્ત્ર મો કૃતિયુત, હ્રીંકાર સારાશ્રિતામ્ ।
શ્રી અર્હં નમિઉણ પાસકલિત, ત્રૈલોક્ય વશ્યાવહં ॥

દ્વેધાભૂતવિષાપહ વિષહરમ્, શ્રેય: પ્રભાવા શ્રયમ્ ।
સોલ્લાસ વસહાઙ્કિત જિનકુલિંગાનન્દનં દેહિનામ્ ॥ ૭ ॥
હ્રીં શ્રીં કારવરનમોક્ષરપરમ્ ધ્યાયન્તિ યે યોગિનો ।
હૃત્ પદ્મે વિનિવેશ્ય પાર્શ્વમધિપ, ચિંતામણિસંજ્ઞકમ્ ॥
ભાલે વામભુજે ચ નાલિકરયોર્ભુયો ભુજે દક્ષિણે ।
પશ્ચાદષ્ટદલેષુ તે શિવપદમ્ દ્વિત્રૈર્ભવૈર્યાન્ત્યહો ॥ ૮ ॥
નો રોગા નૈવ શોકા ન કલહકલના, નારિમારિ પ્રચારો ।
નૈવાધિર્નાસમાધિર્નચ દરદુરિતે દુષ્ટ દારિદ્રતાનો ॥
નો શાકિન્યો ગ્રહા નો ન હરિકરિગણાવ્યાલ વૈતાલ જાલા ।
જાયન્તે પાર્શ્વચિન્તામણિ નતિવશત પ્રાણિનામ્ ભક્તિભાજામ્ ॥૯॥
ગીર્વાણ દ્રુમધેનુકુંભમણ યસ્તસ્યાઙ્ગણે રંઙ્ગિણો ।
દેવા દાનવમાનવા સવિનય તસ્મૈ હિતધ્યાયિન ॥
લક્ષ્મીસ્તસ્ય વશા વશૈવ ગુણિનાં બ્રહ્માડ સ સ્થાયિ ન ।
શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથમનિશં સ સ્તૌતિ યોધ્યાયતે ॥૧૦॥
ઇતિજિનપતિપાર્શ્વ પાર્શ્વપાર્શ્વાખ્યયક્ષ પ્રદલિતદુરિતૌઘ. પ્રિણિતપ્રાણીસાર્થ ।
ત્રિભુવન જન વાઞ્છાદાન ચિંતામણિક:, શિવપદ તરૂ બીજ બોધિ-બીજ, દદાતુ ॥ ૧૧ ॥

શ્રી વિષહર પાર્શ્વનાથનો મહામંત્ર છંદ

ૐ જિતુ ૐ જિતુ ૐ જિ ઉપશમધરી, ૐ હ્રીં શ્રી પાર્શ્વ અક્ષર જપ તે ॥
ભૂતને પ્રેત જોતી ગ વ્યંતર સૂરા, ઉપશમે વાર એકવીસ ગુણુ તે ॥૧॥
દુષ્ટ ગ્રહ રોગ શોક જગ જંતુને, તાવ એકાતરો દિન તપ તે ॥
ગર્ભ બધન વારણ સર્પ વિંછી વિષ, બાલકા બાલની વ્યાધિહ તો ॥૨॥
શાયણિ ડાયણિ રોહિણી રાંધણી, ફોટીકા મોટીકા દુષ્ટ હંતિ ॥
દાઢ ઉંદર તણી કોલ નોલા તણી, શ્વાન શીયાળ વિકરાલ દંતિ ॥૩॥

ધરણેન્દ્ર પદ્માવતિ સમરી શોભાવતિ, વાટઅઘાટ અટવી અટ તે ॥
લક્ષ્મી લુ દો મલે સુયશ વેલા વલે, સયલ આશા ફલે મન હસંતે ॥૪॥
અષ્ટ મહા ભય હરે કાન પીડા ટલે, ઉત્તરે શુલ શીષક ભણુ તે ॥
વદતિવર પ્રીતસ્યું પ્રીતિવિમલ પ્રભો, શ્રીપાર્શ્વજિન નામ
અભિરામ મ તે ॥ ૐ ॥ ॥૫॥

## શ્રી જ્ઞાન વિમલ સૂરિ વિરચિત
## પાર્શ્વનાથ સ્તવન

પાસ શંખેશ્વર ભેટીયરે લોલ, ભેટીયે વિઘ્ન વિકાર રે વાલેશ્વર
અદભૂત કીર્તિ કળિયુગેરે લોલ, ભવિજનને આધારરે વાલેશ્વર
પાસ ૧
દેશદેશના જન ઘણારે લોલ, યાત્રા કરવા કાજ રે વાલેશ્વર
આવે અતિ ઉલટ ભર્યા રે લોલ, લેઈ લેઇ પૂજ સમાજ રે વા.
પાસ. ૨
નવરંગી આગી રચે રે લોલ, ભવિ અંગે ધરી ભાવ રે વા
એહિજ ભાવના ભાવતા રે, ભવજલ તરવા નાવ રે વાલેશ્વર
પાસ ૩
કમઠ હઠી હઠ ભ જણો રે લોલ, ર જણો જગ જન ચિત્તરે વા.
સાથ મિલ્યો હવે તાહરો રે લોલ, કીધો જન્મ પવિત્તરે વા.
પાસ ૪
વામાનદન વાલહા રે લોલ, પ્રભાવતીના નાથ રે વાલેશ્વર
જ્ઞાન વિમલ ગુણુ બાહ્યથી રે લોલ, ગ્રહીને કરો સનાથ રે વા.
પાસ ૫

(૨)

પરમપુરૂષ પરમાતમા સાહેબજી, પુરીષાદાનીય પાસ હો
શિવસુખરા ભમ્મર થાશું વિનતિ સાહેબજી.
અવસર પામી બોલશુ સાહેબજી. સફલ કરો અરદાસ હો
શિવસુખરા ૧

દોય ન દન મોહ ભૂપરા સાહેબજી, તિણે કિયો જગ ધ ધોલહો, શિવ
ક્રેપ કરી રાગ કેશરી સાહિબજી, તેહના રાણુ સોલહે,
શિવસુખરા ૨
મિથ્યા મોહ તો આકરો સાહેબજી, કામ કટક સિરદાર હો શિવ.
ત્રણ રૂપ ધરી તેરમે સાહેબજી, હાસ્યાદિ પરિવાર હો શિવ ૩
મોહ મહીપરા જોરથી સાહેબજી, જગ સઘળો થયો જેર હો શિવ
હરિહર સુરનર સહુ નમ્યા સાહેબજી. જકડી કર્મ ને ઘેર હો
શિવ ૪
ભવસ્થિતિ ચૌગતિ ચોકમા સાહેબજી, લોક કરે પોકાર હો શિવ.
આપ ઉદાસી થઈ રહ્યા સાહેબજી, ઈમ કિમ રહેશે કાર હો
શિવ. ૫
ક્ષપક શ્રેણિરી ગજ ઘટા સાહેબજી, હલકારો અરિહ ત હો શિવ.
નાણ ખડગ મુજ કર દીયો સાહેબજી, ક્ષણમા કરૂ અરિઅંત હો
શિવ ૬
કરૂણા નયન કટાક્ષથી સાહેબજી, રિપુદલ હોએ વિસરાલ હો શિવ
ક્ષમા વિજય સુખ સ પદા સાહેબજી, પ્રગટે આક ઝમાલ હો
શિવ. ૭

(૩)

પ્રભુ જગજીવન જગબ ધુ રે સાંઈ સયાણો રે
તારી મુદ્રાએ મન મોહ્યુ રે જૂઠ ન જાણો રે
તુ પરમાતમ, તું પુરૂષોત્તમ । તુ પરબ્રહ્મ સ્વરૂપી
સિદ્ધિ સાધક સિદ્ધાત સનાતન, તુ ત્રય ભાવ પ્રરૂપી રે સાંઈ ૧
તારી પ્રભુતા ત્રિહુ જગમા હે, પણ મુજ પ્રભુતા મોટી
તુજ સરીખો માહરે મહારાજા, માહરે કાંઈ નહિ ખોટરે સાંઈ ૨
તુ નિર્દ્રવ્ય પરમપદ વાસી, હુ તો દ્રવ્યનો ભોગી
તુ નિર્ગુણ હુ તો ગુણધારી, હુ કરમી તુ અભોગી રે સાંઈ ૩
તું તો અરૂપીને હુ રૂપી, હુ રાગી તુ નિરાગી
તુ 'સિદ્ધિવિષ' હુ તો વિષધારી, હુ સાગ્રહી તુ ત્યાગી રે સાંઈ ૪

તાહરે રાજ નથી એકે, ચૌદ રાજ છે માહરે
માહરી લીલા આગલ જોતા અધિકુ શું છે તાહરે રે સાંઈ–૫
પણ તુ મહોટો ને હુ છોટો, ફોગટ કુલ્યે શુ થાય ?
ખમજો એ અપરાધ અમારો, ભક્તિ વશે કહેવાય રે સાંઈ–૬
શ્રી શખેશ્વર વામાનદન, ઉભા ઓલગ કીજે
રૂપ વિબુધનો મોહન પ્રભણે, ચરણની સેવા દીજે રે સાંઈ–૭

## સ્તવન ચોથું

નિત્ય સમરૂં સાહિબ સયણા, નામ સુણતા શિતલ શ્રવણા,
જિનગુણે વિકસે નયણા, ગુણ ગાતા ઉલ્લસે વયણા રે
શખેશ્વર સાહિબ સાચો, બીજાનો આશરો કાચો રે શખે ૧
દ્રવ્યથી દેવદાનવ પૂજે, ગુણ શાન્તરુચિપણ લીજે.
અરિહાપદ પર્યવ છાજે, મુદ્રા પદ્માસન રાજે રે શંખે ૨
સવેગે તજી ઘર વાસો, પ્રભુ પાર્શ્વના ગણધર થાશો,
તવમુક્તિ પુરીમા જાશો, ગુણી લોકમા વયણે ગવાશોરે શંખે ૩
એમ દામોદર જિનવાણી, અષાઢી શ્રાવકે જાણી
જિનવદી નિજ ઘર આવે, પ્રભુ પાર્શ્વની પ્રતિમા ભરાવે રે શંખે૪
ત્રણ કાળ તે ધૂપ ઉખેવે, ઉપકારી શ્રી જિન સેવે
પછી તેહ વૈમાનિક થાવે તેહ પ્રતિમા તિહા લાવે રે શખે ૫
ઘણા કાળ પૂજી બહુમાને, પછી સૂરજ ચદ્ર વિમાને,
નાગભોકના કષ્ટ નિવાર્યા જ્યારે પાર્શ્વ પ્રભુજી પધાર્યારે શખે૬
યદુ સૈન્ય રહ્યુ રણ ઘેરી, જીત્યા નવિ જાયે વૈરી
જરાસઘે જરા તવ મેલી, હરિ બલ વિના સઘળે ફેલીરે શખે૭
નેમીશ્વર ચોકી વિશાળી, અટ્ઠમ કરે વનમાળી
તુઠી પદ્માવતી બાલી, આપે પ્રતિમા ઝાકઝમાળી રે શંખે ૮
પ્રભુ પાસની પ્રતિમા પૂજી, બળવત જરા તવ ધ્રુજી
ન્હવણ છટકાવ જળ જોતી, જાદવની જરા જાય રોતી રે, શંખે૯

શંખપૂરી સહુને જગાવે, શંખેશ્વર ગામ વસાવે,
મંદિરમાં પ્રભુજી પધરાવે, શંખેશ્વર નામ ધરાવે રે શંખે ૧૦
રહે જે જિનરાજ હજુરે, સેવક મનવાછિત પૂરે
એ ભેટણુ પ્રભુજીને કાજે, શેઠ મોતીભાઈના રાજે રે શંખે ૧૧
નાના માણેક કેશ નંદ સંઘવી પ્રેમચંદ વીરચંદ,
રાજનગરથી સંઘ ચલાવે, ગામોગામના સંઘમિલાવે રે શંખે ૧૨
અઢાર ઈઠોતેર વરસે, ફાગણ વદિ તેરસ દિવસે,
જિનવંદી આનંદ પાવે શુભવીર વચન રસ ગાવે રે શંખે ૧૩

(૫)

આજ શંખેશ્વર જિન ભેટિએ, ભવ દુખ નાસે સાહિબ મોરા રે
જ્યો અશ્વસેન કુલ ચંદ્રમા, માતા વામાસુત પાસ સા. આ.૧
ભક્ત વત્સલ જન ભયહરુ, હસતા હણિયા ખટ હાસ સાહિબ
દાનાદિક પાચને દિહવ્યા, ફરી નાવે પાસની પાસ, સાહિબ આ ૨
કરી કરમને કારમી કમકમી, મિથ્યાત્વને ન દિઉં માન,સાહિબ
અવિરતિને રતિ નહિ એકઘડી, અગુણી અલગુ અજ્ઞાન, સા આ.૩
નિંદક નિદ્રાને નાસાવી, મૃત રાગને રોગ અપાર સાહિબ
એક ધક્કે દ્વેષને ઢાલીયો, એમ નાઠા દોષ અઢાર સા આ.૪
વલી મત્સર મોહ મમત ગયો, અરિહા નિરીહા નિરદોષ સા.
ધરણેન્દ્ર કમઠ સુરબેહું પરે, તુષ માત્ર નહિ રોષકે તોષ. સા. આ ૫
અચરિજ સુણજો એક તણે સમે શત્રુ ને સમકિત દાય સા,
ચંદન પારસ ગુણ અતિ ઘણા, અક્ષર થોડે ન કહાય સા આ.૬
જાગરણ દશા ઉપર ચડયા, ઉજ્જાગરણે વીતરાગ સાહિબ
આલંબન ધરતા પ્રભુ તણુ પ્રભુતા સેવક સૌભાગ્ય સા આ૭
ઉપાદાન કારણ કારજ સાધે, અસાધારણ કારણ નિત્ય સાહિબ
જો અપેક્ષા કારણ ભવિલહે, ફલદા કારણ નિમિત્ત સા આ. ૮

પ્રભુ ત્રાયક સાયકતા ધરી, દાયક નાયક ગંભીર સાહિબ,
નિજ સેવક જાણી નિવાજીએ, તુમ ચરણે નમે શુભવીર સા આ.૯

(૬)

શ્રી શંખેશ્વર પાર્શ્વ સુણો મુજ વિનતી
આવ્યો છુ તુમ પાસ આશા મોટી ધરી
લાખ ચોરાશી યોનિ દ્વારમા હુ ભમ્યો,
તેમાહિ મનુષ્ય જન્મ અતિહી દુલ્લહો ૧
તે પણ પૂરવ પુણ્ય પસાયે અનુભવ્યો,
તો પણ દેવગુરૂને ધર્મ ન ઓળખ્યા,
શું થાશે પ્રભુ મુજ તુજ કરૂણા વિના ?
રઝળ્યો સંકની પેરે પામ્યો વિટંબના ૨
ન દીધુ શુદ્ધ દાન સુપાત્રે ભાવથી
ન પાળ્યુ વળી શિયલ વિટંબ્યો કામથી
તપ તપ્યો નહિ કોઈ આતમને કારણે
ઝાઝુ શ કહું નાથ ? જાઉ નરક બારણે ૩
કીધા જે મે કર્મ, જો તુ વીવરી કહુ
તો લાગે બહુ વાર ભજન ક્યારે કરૂ ?
પૂર્વ વિરાધક ભાવથી ભાવ ન ઉલ્લસે,
ચારિત્ર ડહોળ્યું નાથ ! કરમ મોહની વશે. ૪
ક્ષણ ક્ષણમા બહુવાર, પરિણામની ભિન્નતા,
જાણો છો મહારાજ મારી ચપલતા,
નહિ ગુણનો લવલેશ જગત ગુણી કહે,
તે દેખી મન માહરૂ હરખે ગહ ગહે ૫
પણ થયુ મુજ આજ દરિસન દેવ અતિ ભલુ,
પૂરવ પુણ્ય સંયોગે કલ્પ વૃક્ષ જ ફળ્યુ
માગુ દીન દયાળ, ચરણોની સેવના,
હોજો ધર્મની વૃદ્ધિ, ભવોભવ ભાવના ૬

(૭)

## યશોવિજયજી મહોપાધ્યાય વિરચિત મંત્રાર્થગર્ભીત શ્રી પાર્શ્વનાથનું સ્તવન

ૐ નમો પાર્શ્વ પ્રભુ પંકજે, વિશ્વ ચિંતામણિ રત્નરે
ૐ હ્રીં ધરણેન્દ્ર પદ્માવતી, વૈરૂટયા કરો મુજ યત્ન રે ॥ ૧ ॥
અબ મોહે શાંતિ તુષ્ટિ મહાપુષ્ટિ, ધૃતિ કીર્તિ કાંતિ વિધાયિરે
ૐ હ્રીં અક્ષર શબ્દથી, આધિ વ્યાધિ સવિ જાયરે ॥ ૨ ॥
ૐ અસિઆ ઉસાય નમોનમ, તુંહી ત્રૈલોકયનો નાથ રે
ચોસઠ ઇન્દ્રો ટોળે મળી, સેવે જોડી પ્રભુને હાથ રે ॥ ૩ ॥
ૐ હ્રીં શ્રીં પાર્શ્વ પ્રભુજી, મૂળના મંત્રનું એ બીજરે
પાર્શ્વથી સવિ દુરિત ટળે, આય મિલે સવિ ચીજ રે ॥ ૪ ॥
ૐ અજિતા વિજયા તથા, અપરા વિજયા જયા જયા દેવીરે
દશ દિશીપાલ ગ્રહો યક્ષએ, વિદ્યા દેવી પ્રસન્ન હોય સેવીરે ॥૫॥
ગોડી પ્રભુ પાસ ચિંતામણી, સ્થંભણો અહે છત્તો દેવ રે
જગવલ્લભ જગમાં તું જાગતો, અંતરિક્ષ વરકાણો કરૂં સેવરે
શ્રી શંખેશ્વર પુર મંડણો પાર્શ્વજીન પ્રણુત તરૂ કલ્પરે
વારજો દુષ્ટના વૃંદને, સુજશ સૌભાગ્ય સુખકલ્પરે ॥ ૭ ॥

શ્રી ગોડીજી પાર્શ્વનાથનો છંદ –

ધવલ ધીંગ ગોડીધણી, સેવક જન આધાર, પંચમે આરે પેખીએ, સાહિબ જગ સરદાર ॥૧॥ તજો માન માયા, ભજો ભાવ આણી, વામાનંદને સેવીએ સાર જાણી, જુએ નાગ ને નાગણી એક ધ્યાને, પામ્યા ઇંદ્રની સંપદા બોધ ધ્યાને ॥૨॥ વસ્યા પાટણે કાળકેતુ ધરાયે, પધાર્યા પછી પ્રેમથી પાર કરામે, થાળીમાં વળી વાસ કીધો વિચારી, પુરે લોકની આશ ત્રૈલોકય-ધારી ॥૩॥ ધરી હાથમાં લાલ કબાન રંગે, ભીડી ગાતડી રાતડી નીલ અંગે, ચડી નીવડે તે જીએ વિઘ્નવારે, ધરેવા હરે

પંથ ભૂલા સધારે ॥૪॥ જેણે પાસે ગોડી તણો રૂપ જોયો, તેણે કર્મના બંધનો જોર ખોયો, જેણે પાસ ગોડીતણા પાપ પૂજ્યા, શત્રુ સર્વથા તેહના મર્વ ધ્રુજ્યા ॥૫॥ સહુ દેવ દેવી થયા આપ છોટા, પ્રભુ પાસના એક પરાક્રમ મોટા, ગોડી આપજોરે નવે ખંડ ગાજે, તેથી શાકિની–ડાકિની દૂર ભાજે ॥૬॥ પૂરે મનકામના પાસ ગોડી પ્રસિદ્ધો, એણે મોહ રાજા જેણે ઝેર કીધો, મહા દુષ્ટ દુકાળ જે ભૂત ભૂંડા, ગોડી પાર્શ્વ નામે પામે ત્રાસ ભૂંડા ॥૭॥ જરા જન્મ તે રોગના મૂલ કાપે, આરાધો સદા સંપદા સુખ આપે, ઉદયરત્ન ભાખે નમે પાસ ગોડી, નાખો નાથજી દુઃખની જાલ ત્રોડી ॥૮॥

## – ૧૦૮ શ્રી પાર્શ્વનાથ ભગવાન નો છંદ –

પાર્શ્વ જીનરાજ ગુણી આજ શંખેશ્વરા, પરમ પરમેશ્વરા વિશ્વ વ્યાપી, ભીડ ભાંગી જરા જાદવોની જઈ, સ્થીર થઈ શંખપુરી નામ થાપી પા૦ ૧

સાર કરી સાર મનોહારી મહારાજ તું, માન મુજ વિનતી મન્ન માચી, અવર દેવતણી આશ કોણ કામની, સ્વામીની સેવના એક સાચી પા૦ ૨

તુંહી અરિહંત ભગવંત ભવતારણો, વારણો વિષમ ભય દુઃખ વારે, તુંહી સુખ કારણે સારણો કાજમહુ, તુંહી મનોહારણો સાચ માટે પા૦ ૩

અંતરીક્ષ, અમીઝરા, પાર્શ્વ પંચાસરા, ભોયરા પાર્શ્વ ભાભા ભટેવા, વિજયચિંતામણી, સોમ ચિંતામણી, સ્વામી લીધા તણી કરો સેવા પા૦ ૪

ફળ વૃદ્ધિ પાર્શ્વ મનમોહના, મગસીયા, તારસલ્લા નમુ નાહીં ત્રોટા, સાકળસેચા પ્રભુ આશ ગુલ અરજીયા, બંભણા થંભણા પાર્શ્વ મોટા. પા૦ ૫

ગેબી, ગોડી પ્રભુ નીલકંઠા નમું. હળધરા, શામળા પાર્શ્વ પ્યારા, સુરસરા કંકણુ પાર્શ્વદાદાવળી, સૂરજમંડણુ નમું તરણુ તારા. પા૦ ૬

જગવલ્લભ કલિકુંડે, ચિંતામણી, લોઢીણા શેરીસાસ્વામી નમીએ, નાકોડ નવલા કળીચુગારાયણા, પોશીના પાર્શ્વ નમી દુઃખ દમીએ. પા૦ ૭

સ્વામિ માણીક નમુ નાથ સારોડિયા, નકોડા જોરવાડી જગેશ, કાપલી ડોલતી પ્રસમીયા મુજપરા, ગાડરીયા પ્રભુ ગુણુગીરેશ. પા૦ ૮

હમીરપુર પાર્શ્વ પ્રણુમુ વળી નવલખા, ભીડભંજન પ્રભુ ભીડ ભાગે, દુઃખભંજન પ્રભુ ડોકરીયા નમુ, પાર્શ્વ જીરાઉલા જગત જાગે. પા૦ ૯

અવંતી ઉજ્જૈનીયે, સહસ્ત્રફણા સાહિબા, મહેમદાવાદ કોકો કટેશ. નારીંગા ચંચુ ચલ્લા ચવલે સરા, તવલી ફળ વિહાર નાગેદ્રનેશ. પા૦ ૧૦

પાર્શ્વ કલ્યાણુ ગંગાણીયા પ્રણમીએ, પલ્લ વિહાર નાગેદ્રનાથા, કુરકટ ઇશ્વરા પાર્શ્વ છત્રા અહી, કમઠ દેવે નમ્યા શક્ર શાથા. પા૦ ૧૧

તીમીર ઘોઘો પ્રભુ દુદીયા વલ્લભા શંખલ ઘૃતકલ્લોલ બુઢા, ધીંગડમલ્લા પ્રભુ પાર્શ્વ ઝોટીંગજી, જાસ મહીમા નહીં જગતગુઢા. પા ૧૨

ચોરવાડી જીનરાજ ઉધામણી, પાર્શ્વ અજારા નેવ નગા, કાપરડા વજેખો પ્રભુ છે છલી, સુખ સાગર તણા કરે સંગા. પા૦ ૧૩

વિજ્જુલા કરકંડુ મંડળી કાવળી, મોહેરીયા શ્રી ફલોધી અનીદા, ઓઆ કુલપાક કેસારીયા આડંબરા, અનીચલા પાર્શ્વ પ્રણમું આનંદા પા૦ ૧૪

નવસારી નવ પલ્લવા પર્શ્વજી, શ્રી મહાદેવ વરકાણો વાસી,
પરોકલ ટાકલ નવખંડા નમું, ભવ તણી જાય જેહથી ઉદાસી.
પા૦ ૧૫

મન વાંછિત પ્રભુ પાસજીને નમુ, વળી નમુ નાથ સાચા નગીના,
દુઃખ દોહગ તજી સાધુ મારગ ભજી, કર્મના કેસરીથી ન બીહના
પા૦ ૧૬

અશ્વ નૃપનંદ કુલચંદ પ્રભુ અલુવેસરા, ભીબડા પાર્શ્વ કલ્યાણ રાયા,
હોયે કલ્યાણ જશ નામથી જયહોવે, જનની વામાને ધન્ય જેહજાયા.
પા૦ ૧૭

એક શત આઠ પ્રભુ પાર્શ્વ નામે થૂણ્યા, સુખ સંપત્તિ લહ્યો સર્વ વાતે,
બુદ્ધિ યશ સંપદા સુખ શરીરે સદા, નહીંમણા માહરે કોઇ વાતે
પા૦ ૧૮

સાચ જાણી સ્તવ્યો મન્ન મહારે ગમ્યો, પાર્શ્વ હૃદયે રમ્યો પરમપ્રીતે,
સમીહિત સિદ્ધિ નવ નિધી પામ્યો સહુ, તુજ થકી જગતમા કોન જીતે...
પા૦ ૧૯

કાજ સહુ સારજે, શત્રુ સંહારજે, પાર્શ્વ શંખેશ્વરા મોજ પાવુ.
નિત્ય પ્રભાત ઉઠી નમુ નાથજી, તુજ વિના અવર કુણ કાજ ધ્યાવુ
પા૦ ૨૦

અઢાર એકાદશીએ ફાલ્ગુનમાસીએ, બીજ ઉજ્જલપખે છંદ કરીઓ,
ગૌતમ ગુરુ તણા વિજય ખુશાલ જે, ઉત્તમે સંપદા સુખવરીયો
પા૦ ૨૧

## —સ્તુતિઓ—

શંખેશ્વર પાસજી પૂજીએ નરભવનો લાહો લીજીએ,
મન વાછિત પૂરણ સૂરતરૂ, જય વામા સુત અલવેસરુ ૧
દોય રાતા જિનવર અતિભલા, દોય ધોળા જિનવર ગુણ નીલા
દોય નીલા દોય શામળ કહ્યા, સોળે જિન કંચન વર્ણ લહ્યા ૨

આગમ તે જિનવર ભાખીયો, ગણુધર તે હિયડે રાખીયો,
તેહનો રસ જેણે ચાખીયો, તે હુવો શિવસુખ સાખીયો ૩
ધરણેન્દ્રરાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વતણા ગુણુ ગાવતી,
સહુ સંઘના સંકટ ચૂરતી, નયવિમલના વાછછિત પૂરતી. ૪

( ૨ )

પાસજિણુંદા વામાનંદા, જબગરભે ફળી,
સુપના દેખે અર્થવિશેષે કહે મઘવા મળી,
જિનવર જાયા, સુર હુલરાયા હુવા રમણી પ્રિયે!
નેમીરાજી ચિત્ત વિરાજી, વિલોકિત વ્રત લીએ ૧
વીર એકાકી ચાર હજારે દીક્ષા ધૂરે જિન પતિ,
પાસને મલ્લી મયશત સાથે બીજા સહસે વ્રતી,
ષટ્શત સાથે સંજમ ધરતા વાસુપૂજ્ય જગ ધણી,
અનુપમ લીલા, જ્ઞાન રસીલા, દેજો મુજને ઘણી ૨
જિનમુખ દીઠી વાણી મીઠી સુરતરુ વેલડી
દ્રાક્ષ વિહાસે ગઈ વનવાસે પીલે રસ શેલડી
સાકર સેંતી તરણા લેતી મુખે પશુ ચાવતી
અમૃત મીઠું સ્વર્ગે દીઠું, સુર વધૂ ગાવતી ૩
ગજમુખ દક્ષો વામન યક્ષો, મસ્તકે ફણાવલી.
ચારતે બાહી કચ્છપવાહી, કાયા જશ શામલી,
ચઉકર પ્રૌઢા, નાગારુઢા, દેવી પદમાવતી,
સોવન કાન્તિ પ્રભુ ગુણુ ગાતી વીર ઘરે આવતી. ૪

શ્રી પાર્શ્વ જિન સ્તુતિ .–

શ્રેય શ્રિયાં મંગલ કેલિ સદ્મ! શ્રી યુક્ત ચિન્તામણિ પાર્શ્વનાથ!
દુર્વાર સંસાર ભયાચ્ચ રક્ષ, મોક્ષસ્ય માર્ગે વર સાર્થવાહ! ॥૧॥

જિનેશ્વરાણાં નિકરે ક્ષમાયામ્ નરેન્દ્ર દેવેન્દ્ર નતાંધ્રિ પદ્મ !
કુરુષ્વ નિર્વાણ સુખ ક્ષમા ભૃત્, સત્ કેવલજ્ઞાન રમાં દધાન ! ॥૨॥

કૈવલ્ય વામા હૃદયૈકહાર !, ક્ષેમા સરસ્વદ્રજનીશ તુલ્ય ? !
સર્વજ્ઞ ! સર્વાતિશય પ્રધાન ! તનો તુ તે વાગ્જિનરાજ ! સૌખ્યમ્ ॥૩॥

શ્રી પાર્શ્વનાથ ક્રમણામ્બુ જાત–સારકા તુલ્ય· કલ ધૌત કાન્તિ !
શ્રી યક્ષ રાજો ગરૂડાભિધાન–શ્ચિર જય જ્ઞાન કલા નિધાન· ॥૪॥

## શ્રી પાર્શ્વ જિન સ્તુતિ –

શ્રી સર્વજ્ઞ જ્યોતી રુપં, વિશ્વાધીશં દેવેન્દ્રમ્ ।
કામ્યાકાર લીલાગાર, સાધ્વાચારં શ્રી તારમ્ ॥
જ્ઞાનોદારં વિત્તાસાર, કિર્તિસ્ફારં શ્રીકારમ્ ।
ગીર્વાણૈર્વન્દ્યં સાનન્દ, ભકત્યા વન્દે શ્રી પાર્શ્વમ્ ॥૧॥

જાગ્રદ્દિપે જમ્બુદ્વીપે, સ્વર્ણે શૈલે શ્રી શૃઙ્ગે, ।
ચશ્ચચ્ચક્રે જ્યોતિશ્ચક્રે, તુઙ્ગત્વાઢયે વૈતાઢયે ॥
શ્રેયસ્કારે વક્ષસ્કારે, દેવાવાસે સોલ્લાસે ।
યે વર્તન્તે સાર્વાધીશાસ્તે સૌખ્યં વો દેયાસુ ॥૨॥

સમ્યગ્જ્ઞાન શુદ્ધ ધ્યાન, શ્રુત્વા ધ્યાનં સન્માનં,
ત્રૈલોકય શ્રી રામારમ્ય, વિદ્વદ્ગમ્યમ્ પ્રાગમ્યમ્ ।
અર્હદ્વક્ત્રામ્ભોજોદ્ભૂત, શશ્વત્ પૂત સ ગીતમ્,
લક્ષ્મીકાન્ત વર્ણોપેત, વ દે વ્યકતં સિદ્ધાન્તમ્ ॥૩॥

ભવ્યના ભકતાનાં કલ્યાણં કુર્વાણા ણિભ્રાણા,
શીર્ષે શૌન્ડિરં કોટીર, તાર હાર વક્ષોજે, ।
વિખ્યાતા ભોગીન્દ્રોપેતા, સાલંકારા પ્રહ્લાદ,
યચ્છન્તિ સા પદ્માદેવી, સદ્બુદ્ધિ વૃદ્ધિં વૈદુષ્યમ ॥૪॥

# પાર્શ્વનાથ પ્રભુના ૧૦૮ નામ

૧ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ
૨ ,, અંતરિક્ષ ,,
૩ ,, અમિઝરા ,,
૪ ,, અજાહરા ,,
૫ ,, અહિછત્રા ,,
૬ ,, અવન્તી ,,
૭ ,, અરજીયા ,,
૮ ,, આસગુલા ,,
૯ ,, ભીલડીયાજી ,,
૧૦ ,, પંચાસરા ,,
૧૧ ,, ભોયરા ,,
૧૨ ,, ભેરવા ,,
૧૩ ,, ભાભા ,,
૧૪ ,, વિજય ચિંતામણી ,,
૧૫ ,, સોમ ચિંતામણી ,,
૧૬ ,, ક્ષીપ્રા ,,
૧૭ ,, ફલવર્ધન ,,
૧૮ ,, મનમોહન ,,
૧૯ ,, મગસીયા ,,
૨૦ ,, તારસલ્લા ,,
૨૧ ,, સકળલેચા ,,
૨૨ ,, ખંભણા ,,
૨૩ ,, સ્તંભન ,,
૨૪ ,, ગેબી ,,
૨૫ ,, ગોડી ,,
૨૬ ,, નીલકંઠ ,,
૨૭ શ્રી હળધરા પાર્શ્વનાથ
૨૮ ,, શામળા ,,
૨૯ ,, સુરસરા ,,
૩૦ ,, કંકણ ,,
૩૧ ,, દાદા ,,
૩૨ ,, સૂરજમંડળ ,,
૩૩ ,, તરણતારા ,,
૩૪ ,, જગવલ્લભ ,,
૩૫ ,, કલીકુંડ ,,
૩૬ ,, ચિંતામણી ,,
૩૭ ,, લોઢણ ,,
૩૮ ,, સેરિષા ,,
૩૯ ,, નાકોડા ,,
૪૦ ,, ઊનાવલા ,,
૪૧ ,, કલિયુગા ,,
૪૨ ,, રાવણા ,,
૪૩ ,, પોશીના ,,
૪૪ ,, માણિક ,,
૪૫ ,, નાસીરોહિયા ,,
૪૬ ,, કુણગેર ,,
૪૭ ,, જોરયાડી ,,
૪૮ ,, કાયલી ,,
૪૯ ,, દોલતી ,,
૫૦ ,, પ્રસમિયા ,,
૫૧ ,, સુજપ ,,
૫૨ ,, ગાડરિયા ,,

૫૩ શ્રી ગુણુ ગરીસા પાર્શ્વનાથ
૫૪ ,, હમીરપુરા ,,
૫૫ ,, નવલખા ,,
૫૬ ,, ભીડભંજન ,,
૫૭ ,, દુઃખભંજન ,,
૫૮ ,, ડોકરિયા ,,
૫૯ ,, જીરાઉલા ,,
૬૦ ,, સહસ્ત્રફણા ,,
૬૧ ,, મહેમદાવાદી ,,
૬૨ ,, કોકા ,,
૬૩ ,, કડેરા ,,
૬૪ ,, નારીગ ,,
૬૫ ,, ચચુ ,,
૬૬ ,, ચલ્લા ,,
૬૭ ,, ચવલેસ ,,
૬૮ ,, તીવરી ,,
૬૯ ,, કલ્યાણ ,,
૭૦ ,, ગગાણીયા ,,
૭૧ ,, પલ્લવિહાર ,,
૭૨ ,, નાગેન્દ્રનાથ ,,
૭૩ ,, કુર્કુટેશ્વર ,,
૭૪ ,, તિમરી ,,
૭૫ ,, ગોગા ,,
૭૬ ,, દુધિયા ,,
૭૭ ,, વલ્લભ ,,
૭૮ ,, સખલ ,,
૭૯ ,, ઘૃતકલ્લોલ ,,
૮૦ ,, ધાંગડમલ ,,
૮૧ શ્રી ગોટીંગજી પાર્શ્વનાથ
૮૨ ,, ચોરવડી ,,
૮૩ ,, ઊદામણી ,,
૮૪ ,, કાપરડા ,,
૮૫ ,, સુખસાગર ,,
૮૬ ,, વિજુલા ,,
૮૭ ,, કુરકડુ ,,
૮૮ ,, મંડલી ,,
૮૯ , કાલી ,,
૯૦ ,, મહુરિયા ,,
૯૧ ,, ફલોધિ ,,
૯૨ ,, અઊઆ ,,
૯૩ ,, કુલપાક ,,
૯૪ ,, કસારિયા ,,
૯૫ ,, ઊભરા ,,
૯૬ ,, નવસારી ,,
૯૭ ,, નવપલ્લવ ,
૯૮ ,, મહાદેવા ,,
૯૯ ,, વરકાણા ,,
૧૦૦ , પરોકોલ ,,
૧૦૧ , ટાકલા ,
૧૦૨ ,, નવખંડા ,,
૧૦૩ ,, મનરંજન ,,
૧૦૪ ,, સાચા ,,
૧૦૫ ,, નગીના ,,
૧૦૬ ,, ખીભડી ,,
૧૦૭ ,, અલવરા ,,
૧૦૮ ,, ડસારયા ,,

શ્રી મહાવીરાય નમઃ

# શ્રાવક કર્તવ્યની પૂર્વભૂમિકા

## શ્રાવક ધર્મને યોગ્ય કોણ ?

नामाई चउभेओ, सड्ढो सावेण इत्थ अहिगारो ।
तिविहो अ भाव सड्ढो, दंसण–वय—उत्तर गुणेहिं ॥१॥

### નામશ્રાવક

જેનામા શ્રાવકના ગુણ ન હોય, જેમકે કોઇનુ નામ 'પ્રભુદાસ, હોય અગર કોઇનું નામ 'ભગવાન' હોય પણ તેમનામાં પ્રભુની સેવા કરવાની ઇચ્છા પણ ન થતી હોય, અથવા 'ભગવાન કોણ ?' તે જાણતો પણ ન હોય, પરંતુ દરિદ્રનો દાસ હોય, આવા માણસો 'નામશ્રાવક' કહેવાય છે

### સ્થાપનાશ્રાવક

ચિત્રામણની કે કાષ્ઠપાષાણાદિકની જે મૂર્તિ તે 'સ્થાપના શ્રાવક' કહેવાય છે

### દ્રવ્યશ્રાવક

ચંડપ્રદ્યોત રાજાની આજ્ઞાથી અભયકુમારને પકડવા માટે એક વેશ્યાએ કપટપૂર્વક શ્રાવિકાનો આડંબરભર્યો વેશ ધારણ કર્યો હતો તેમ અંદરથી શૂન્ય પણ બહારથી શ્રાવકની કરણી કરનારા માણસો 'દ્રવ્યશ્રાવક' કહેવાય છે.

## ભાવશ્રાવક

જે માણસ ભાવથી શ્રાવકની ધર્મક્રિયા કરવામાં તત્પર રહે તે 'ભાવશ્રાવક' કહેવાય.

ઉદાહરણ—કેવળ ગાયનું નામ લેવાથી ચિત્રામણમાં ચિતરેલી, કાષ્ઠ કે પત્થરમાથી ઘડી કાઢેલી અને ગાયના લક્ષણો જેનામા નથી એવી કોઇ ગાયથી વસ્તુત· ગાયનું કાર્ય (દૂધ દહિ આપવાનુ) થઈ શકતુ નથી અગર આવી ગાયથી કઇ લાભ મેળવી શકાતો નથી. તેમ નામ-સ્થાપના-કે દ્રવ્ય શ્રાવક પણ પોતાનુ ઇષ્ટ ધર્મકાર્ય કરી શકતો નથી. માટે ભાવશ્રાવક જ ઉત્તમોત્તમ શ્રાવક જાણવો. આ ભાવ શ્રાવકના પણ ત્રણ પ્રકારો શાસ્ત્રમા વર્ણવેલા છે

### ૧ સમ્યગ્દૃષ્ટિ શ્રાવક

શ્રેણિક મહારાજાની જેમ ભાવથી, દર્શન શ્રાવક તે સમ્યગ્દૃષ્ટિ શ્રાવક

### ૨ વ્રતશ્રાવક

સુરસુંદર કુમારની સ્રીઓની પેઠે સમકિત મૂલ પાચ અણુવ્રતનો ધારક તે વ્રતશ્રાવક

### ૩ ઉત્તરગુણ શ્રાવક

સુદર્શન શેઠની જેમ સમકિત મૂલ પાચ અણુવ્રત તથા ઉત્તર-ગુણ એટલે ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રતને ધારણ કરે તે.

### શાવકના પ્રકારો (કૌટુંબિક સ્વરૂપે)

૧ પોતાનાં બાળક બલિકાથી પણ સાધુ ઉપર વધુ ભક્તિના પરિણામ રાખે, સાધુનાં જે કાઇ કાર્ય હોય તે મનમાં

વિચારે, સાધુની કોઇ પ્રમાદાદિ ભૂલ જોવામા આવે તો પણ રાગ ઓછો ન કરે, રાત્રે ગોચરી નીકળતા મુનિને પોરસિના પ્રત્યાખ્યાનના બાને ઠેકાણે લાવનાર શ્રાવક 'માતા-પિતાતૂલ્ય' શ્રાવક ગણાય છે

૨ મનમાં નિકટ સબંધ-રાગ રાખે પણ બહારથી વિનય સાચવવામા મંદ આદરવાળો બને, પણ સાધુનો કોઇ પરાભવ કરે તો તુરત તે સર્વ શક્તિથી મુનિને સહાયક બને તે 'બધુતુલ્ય' શ્રાવક માનવો.

૩ જે ગર્વિષ્ટ શ્રાવક સાધુના છિદ્રો જોયા કરે, તેમને તણખલા તૂલ્ય માને તે 'શોકયતુલ્ય' શ્રાવક ગણાય.

૪ જે પોતાના સ્વજન કરતા પણ મુનિને અધિક માને, કોઇ કાર્યમા મુનિ સલાહ ન લે તો અહકારથી રોષ કરે તે મિત્રતુલ્ય શ્રાવક જાણવો

## શ્રાવકને આપેલી સમાનતા

૧ ગુરૂના ઉપદેશ-સૂત્રાર્થને મગજમા બરાબર ઉતારે તે 'આરિસા' સમાન શ્રાવક કહેવાય

૨ ગુરૂના વચનનો બરાબર નિર્ણય ન કરે અને અજ્ઞાની માણસોનો ભમાવ્યો જેમ તેમ ભમે તે "ધ્વજ" સમાન શ્રાવક જાણવો

૩ ગીતાર્થ મુનિરાજ ગમે તેટલું સમજાવે છ્તા પોતાનો હઠાગ્રહ જે કદાપિ છોડે નહી તે 'સ્તભ' સમાન શ્રાવક કહેવાય.

૪ સત્ય ઉપદેશ કરનાર ગીતાર્થ ગુરુ ઉપર પણ 'તમે અસત્યવાદી

નિન્હવ છો' એવા આક્ષેપ-નિંદા કરે તે 'કંટક-ઝાંખરાં' સમાન શ્રાવક કહેવાય.

શ્રાવક શબ્દનો ટૂંકો અર્થ—જે કોઇ માનવી શ્રદ્ધાપૂર્વક ગુરુવચન સાભળે, વિનય વિવેકપૂર્વક ધર્મક્રિયાઓ કરતા કર્મ ખપાવે તે 'શ્રાવક' કહેવાય.

## "શ્રાવકનાં ખાસ કર્ત્તવ્યો"

નવકારેણ વિબુધ્ધો, સરેઇ સો સકુલધમ્મનિયમાઇ ।
પડિક્કમિઅ સુઇ પૂઇઅ, ગિહેજિણં કુણઇ સંવરણં ॥ ૧ ॥
વિહિણા, જીણ જીણગેહે, ગન્તુ અચ્ચેઇ ઉચિઅ ચિતરઓ
ઉચ્ચરઇ પચ્ચક્ખાણ, દઢ પચાચારગુરુ પાસે ॥ ૨ ॥

(૧) પ્રભાતે નવકાર ગણીને જાગૃત્ થવુ,

(૨) પોતાના કુળાચારના ધર્મ નિયમોને યાદ કરી પાલન કરવા તત્પર બનવું

(૩) સવાર સાજ નિયમિત પ્રતિક્રમણ કરવુ

(૪) શૌચાદિ ક્રિયાથી પવિત્ર બની જિનમદિરે જઇ પ્રભુ પૂજન (વાસક્ષેપથી) કરી પચ્ચક્ખાણ ધારવુ

(૫) વિધિપૂર્વક જિનેશ્વર દેવની પૂજા કરવી

(૬) ગુરૂ પાસે જઇ પચાચારમા દઢ થઇ પચ્ચક્ખાણ કરવું.

# કર્તવ્ય ૧ લું

## પ્રભાતે નવકાર ગણીને જાગૃત્ થવુ

નવકાર જગતમા પ્રાણી માત્રને સ્વર્ગને અપવર્ગના સુખ આપનાર મહાન મત્ર છે દિવ્ય ઔષધ છે. કલ્પવેલી અને કામધેનુ છે નવકારના પવિત્ર શબ્દોચ્ચારમા અણિમાદિ અષ્ટ મહાસિદ્ધિ સમાએલી છે નવકાર મત્રનુ નિત્ય સ્મરણ કરનાર મહાપાપી આત્મા પણ પોતાના પાપકર્મોને ખપાવતાં મુક્તિ સુખ મેળવે છે.

નવકારનું મહાત્મ્ય—મહાનિશીથસૂત્રમા કહેલ છે કે ભાવપૂર્વક નવકાર મત્રનુ ચિંતવન કર્યું હોય તો ચોર, જંગલી પ્રાણી, સર્પજળ અગ્નિ, બંધન, રાક્ષસ, સંગ્રામ, અને રાજા વગેરેનો ભય નાશ પામે છે

બાળક જન્મતા નવકાર ગણવામાં આવે તો નૂતન માનવનુ જીવન પીડારહિત બને છે. અને મરણ સમયે નવકાર મત્ર સંભળાવવાથી આત્માની સદ્ગતિ થાય છે. સમળીનો જીવ °રાજપુત્રી અને ચોરનો જીવ +યક્ષ થયો હતો એ શાસ્ત્રોક્ત ઉદાહરણો છે

આપત્તિ વખતે નવકારમંત્રનુ સ્મરણ ×અમરકુમાર

---

° સુદર્શના ચરિત્ર. + ઉપદેશપ્રાસાદ.

× વાચો "બત્રીસલક્ષણો બાળ" અમરકુમાર ચરિત્ર.

અને ×શિવકુમારની જેમ આલોક પરલોકની સમ્યગ્ નિરુપાધિ સંપત્તિ અપાવે છે.

માંગલિક કાર્યોમાં આ મંત્રનું સ્મરણ મનોવાંછિત પૂરનાર, ઋદ્ધિ સિદ્ધિ અપાવનાર, મહાન પૂણ્યોદય પ્રગટાવનાર જડીબુટ્ટી રૂપ છે

## નવકાર જાપની વિધિ

ચિત્તની એકાગ્રતા પૂર્વક કરેલો જાપ વધુ કલ્યાણકારી છે અને તે માટે કમળબંધની કલ્પના બતાવેલી છે

અષ્ટ પાંખડીવાળા ખીલેલા કમળના ફૂલને નજર સામે ધારણ કરવું, મધ્યની કર્ણિકા ઉપર શ્રી અરિહંતદેવની સ્થાપના કરવી પૂર્વાદિ ચાર દિશાઓ પર સિદ્ધ, આચાર્ય,ઉપાધ્યાય ને સાધુની સ્થાપના અનુક્રમે કરવી વિદિશા (ખૂણા) ની ચાર પાંખડી પર દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ એ ચાર પદ સ્થાપી નવપદનું ચિંતવન કરવું આનું નામ કમળબંધ જૈન મંદિરોમાં સ્થાપેલા સિદ્ધચક્રના ગટા કે પાટલી એ આ કમળબંધનોજ પ્રકાર છે

### ૧ હસ્તજાપ

અંગુઠા સિવાયની હાથની ચાર આંગળીઓ સન્મુખ રાખી પાંચ પ્રકારના અવર્ત્તની કલ્પના કરી જાપ કરી શકાય છે. જુદા જુદા આર્દ્ધની કલ્પના જુદું જુંદુ ફળ આપે છે

સામાન્ય આવૃત્ત, શંખાવૃત, નંદાવૃત્ત, ૐવૃત્ત, અને હ્રીંવૃત્ત એ પાંચ આવૃત્તના પ્રકારો છે.

× વાંચો શ્રાદ્ધવિધિ

આવૃત્ત મુજબ જાપ કરવા માટેની સમજ આ સાથે બાજુમા કોઠામા આપવામાં આવી છે

| આવૃત્તનુ નામ | વેઢા નંબર | કનિષ્ઠા (છેલ્લી) | અનામિકા (છેલ્લીની આગળની) | મધ્યમા (વચ્ચેની) | તર્જની) (અ પા |
|---|---|---|---|---|---|
| સામાન્ય આવૃત્ત | ૧ | ૩ | ૪ | ૫ | ૬ |
| | ૨ | ૨ | ૧૧ | ૧૨ | ૭ |
| | ૩ | ૧ | ૧૦ | ૯ | ૮ |
| શંખાવૃત્ત | ૧ | ૬ | ૭ | ૮ | ૯ |
| | ૨ | ૫ | ૨ | ૧ | ૧૦ |
| | ૩ | ૪ | ૩ | ૧૨ | ૧૧ |
| નંદાવૃત્ત | ૧ | ૩ | ૪ | ૫ | ૧૨ |
| | ૨ | ૨ | ૭ | ૬ | ૧૧ |
| | ૩ | ૧ | ૮ | ૯ | ૧૦ |
| નંદાવૃત્ત (બીજીરીતે) | ૧ | * | ૭ | ૮ | ૧ |
| | ૨ | * | ૬ | ૯ | ૨ |
| | ૩ | * | ૫ | ૪ | ૩ |
| ૐવૃત્ત | ૧ | ૧૨ | ૩ | ૪ | ૫ |
| | ૨ | ૧૧ | ૨ | ૧ | ૬ |
| | ૩ | ૧૦ | ૯ | ૮ | ૭ |
| હ્રીંવૃત્ત | ૧ | ૪ | ૩ | ૨ | ૧ |
| | ૨ | ૫ | ૬ | ૭ | ૮ |
| | ૩ | ૧૨ | ૧૧ | ૧૦ | ૯ |

ટીપ—૧ નંબરથી શરૂ કરી ૧૨ નંબર સુધીના બાર નવકાર ગણવા. એમ નવ વાર ગણતા (૧૨×૯=૧૦૮) એકસો આઠ નવકારનો જાપ થાય છે નંદાવૃત્ત જાપ ભૂત પિચાશના ઉપદ્રવનો નાશ કરે છે શંખાવૃત્ત જાપથી બંધન ક્લેશનો નાશ થાય છે ૐ વૃત્તથી જાપ કરનાર જગતમા મહા પરાક્રમી વિજેતા બને છે. અને હ્રીંવૃત્ત જાપ જગત

સમસ્તને વશ કરનાર વશીકરણ રૂપ છે. કેમકે હ્રીં'કારમાં આખુ જગત સમાએલુ છે. બીજી રીતના નંદાવૃત્તથી કનિષ્ઠા સિવાયની આગળીઓ વડે ૯ નવકાર બાર બાર ગણિને ૧૦૮ નવકારનો જાપ કરાય છે

## ૨ માનસજાપ

મનમાજ ઓષ્ઠ અને દાત હલાવ્યા વિના નવકાર મંત્રનું હૃદયથીજ સ્મરણ પોતેજ જાણે તેમ કરવુ. આ જાપ શાન્તિ અને ઉત્તમ કાર્યોની સફળતા અપાવે છે.

## ૩ ઉપાંશુજાપ

બીજો સાભળી ન શકે તેવી રીતે મનમા ઉચ્ચાર કરવા પૂર્વક જાપ કરવો તે આ જાપ રોગાદિ નષ્ટ કરી પુષ્ટિ આપનાર છે

## ૪ ભાષ્યજાપ

બીજા સાભળી શકે તેવી રીતે જાપ કરવો તે આ જાપ જારણ, મારણ, ને ઉચ્ચાટનાદિ અધમ કાર્યો માટે છે

શ્રી યોગશાસ્ત્રના આઠમા પ્રકાશમાં **असिआउसाय नमः** આ પંચ પરમેષ્ઠિના જાપ માટે કહ્યુ છે કે-"માનસિક પ્રતિમાની કલ્પના કરી 'अ' નાભિકમળમા, 'सि' મસ્તક ઉપર 'आ' મુખકમલમા, 'उ' હૃદયકમળમા, અને 'सा' કઠને વિષે પચ પરમેષ્ઠિને ભાવવારૂપ ધારીને એકાગ્રચિત્તે ધ્યાન ધરવુ પછી ઉપરના મત્રનો જાપ કરવો તે મહા કલ્યાણકારી ઇચ્છિત ફળ આપનાર છે

નવકાર મત્ર અનેક મંત્રોના મૂળ સ્વરૂપે છે. નવકારના

પદોમાં અષ્ટ મહાસિદ્ધિ સમાએલી છે. આ પદોમાથી ઉત્પન્ન કરેલા અનેક મંત્રો "નવકાર મહામંત્ર કલ્પ" મા બતાવેલા છે જે વડે આત્મશુદ્ધિ, આત્મરક્ષા સર્વોપદ્રવનાશ, જ્વર નિવારણ, સંકટમોચન, ભયનિવારણ, સર્વકાર્યસાધક, વૈરનાશક, કર્મનાશક, સર્વસિદ્ધિદાયક, મહાકલ્યાણકારક, ભૂતાદિભયનિવારણ, સર્વસંપત્તિદાયક, વિદ્યાદાયક, શાંતિદાયક, લક્ષ્મીદાયક, સર્પભયહર, રોગકલેશહર, ગ્રહપીડા-નિવારક, આદિ મંત્રોની આરાધના ગુરૂગમથી આરાધી શકાય છે.

## અષ્ટ મહાસિદ્ધિનું સ્વરૂપ

૧ અણિમાસિદ્ધિ---મહામંત્રના 'णमो પદમાં આ સિદ્ધિ સમાયેલી છે. યોગાભ્યાસી માણસો યોગ વિદ્યાથી આ સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

૨ મહિમાસિદ્ધિ--'अरिहंताण' શબ્દમાં આ સિદ્ધિ રહેલી છે, પૂજા અને પ્રશંસા કરવા યોગ્ય જે છે તેજ અરિહંત અને પૂજા પ્રશંસાનો હેતુ મહત્વ અર્થાત મહિમા છે એટલે અરિહંતનું ધ્યાન મહિમા સિદ્ધિની પ્રાપ્તિ કરાવે છે

૩ ગરિમાસિદ્ધિ--' सिद्धाण પદમા આ સિદ્ધિ સમાઈ છે આખુ પદ ગુરુ માત્રાથી બનેલ છે આ પદથી ગુરૂભાવ એટલેજ ગરિમા સૂચવાય છે એટલે આ પદના ધ્યાનથી ગરિમા સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

૪ લઘિમાસિદ્ધિ---લઘિમા શબ્દનો અર્થ લઘુતા થાય છે જીવમાત્ર તરફ લાઘવ સ્વભાવથી જોનાર આચાર્યોના

ધ્યાનથી લઘિમા સિદ્ધિ પ્રાપ્ત થાય છે 'આયરિયાણ' પદમાં આ સિદ્ધિ છે.

૫ પ્રાપ્તિસિદ્ધિ-ઉપાધ્યાય અધ્યયન કરાવે છે અને તે દ્વારા શ્રુતજ્ઞાનનો લાભ થાય છે ઉપાધિ-પદવીની પ્રાપ્તિ છે માટે उवज्झायाण' પદમા આ સિદ્ધિ સામાએલી છે.

૬ પ્રાકામ્યસિદ્ધિ—સાધુજનને કોઇ પ્રકારની કામના હોતી નથી અથવા સર્વથા પૂર્ણ કામનાવાળા હોય છે. એટલે એમનું ધ્યાન ધરનારને પૂર્ણકામના રૂપ પ્રાકામ્યસિદ્ધિ પ્રાપ્ત થાય છે એટલે सव्वसाहुण' પદમાં આ સિદ્ધિ સામાઇ છે

૭ ઇશિત્વસિદ્ધિ-પંચ પરમેષ્ઠિ બધાના ઇશ એટલે સ્વામી છે તેમને નમસ્કાર કરવાથી 'ઇશત્વ' એટલે 'સ્વામિત્વ' નો ગુણ પ્રાપ્ત થાય છે માટે 'पचणमुक्कारो' શબ્દમા આ સિદ્ધિ સામાએલી છે

૮ વશિત્વસિદ્ધિ--मगलाण' શબ્દમા સામાએલી છે ધર્મની આરાધનાથી દેવતા પણ વશીભૂત થઇ પ્રણામ કરે છે, તો પછી અન્ય પ્રાણીઓ વશીભૂત થાય એમા શી નવાઇ? તેથી આ પદનો જાપ વશિત્વ એટલે વશકરવારૂપ સિદ્ધિની પ્રાપ્તિ કરાવનાર છે

સાધારણ રીતે નવકારનો જાપ "નવકારવાળીથી થાય છે જુદી જુદી જાતની નવકારવાળીથી જાપ કરવાનુ જુદું જુદુ ફળ શાસ્ત્રમા બતાવેલુ છે.

નવકારવાળી અગુઠા પર રાખી હાથની બીજી આગળી વડે ગણી શકાય છે. નવકારવાળી ગણુતા મેરનુ ઉલ્લઘન કરવું નહિ તેમજ મણકાને નખ ન લગાડવો.

તર્જની આગળીવડે ગણુનાર મુક્તિ સુખનો ભોગી બને છે.
મધ્યમા આગળીવડે ગણુનાર દ્રવ્યાદિકનો ભોગી બને છે.
અનામિકા આગળીવડે ગણુનાર ગૃહશાંતિનો ભોગી બને છે.
કનિષ્ઠા આગળીવડે ગણુનાર શત્રુને નમાવનાર બને છે

શંખ–પરવાળાં, સ્ફટિક પુત્રજીવી, રતાંજલિ, ઘનસાર, અગર, મોતી, ચંદન, રૂપું સોનું, રૂદ્રાક્ષ, રેશમ અને સૂતર વિગેરે અનેક પ્રકારની નવકારવાળીઓ બને છે.

## નવકાર મંત્રના જાપનુ ફળ

કોડો પૂજા સમાન એક સ્તોત્ર,
ક્રોડો સ્તોત્ર સમાન એક જાપ,
ક્રોડો જાપ સમાન એક ધ્યાન,
ક્રોડો ધ્યાન સમાન એક લય,

## લય એટલે ચિત્તની એકાગ્રતા.

એકાગ્રતા પૂર્વક કરેલો જાપ અનેક પ્રકારનુ ફળ આપે છે.

૧ નવકારના એક જ અક્ષરનો જાપ સાત સાગરોપમનુ પાપ હણે છે.

૨ નવકારના એક જ પદનો જાપ પચાસ સાગરોપમનું પાપ હણે છે.

૩ સંપૂર્ણ નવકારનો જાપ પાચસો સાગરોગમનુ પાપ હણે છે.

૪ વિધિપૂર્વક જિનપૂજા કરતા એક લાખ નવકારનો જાપ નિ.સંદેહ તિર્થંકર નામકર્મ ઉપાર્જન કરાવે છે.

૫ ૮૦૮૦૮૮૦૮ નવકારમંત્ર ગણુનાર પ્રાણી ત્રીજે ભવે ચોક્કસ શાશ્વત મોક્ષસુખનો ભોક્તા થાય છે.

૬ કમલબંધથી ૧૦૮ નવકારનો જાપ કરનાર પ્રાણી, ભલે ભોજન કરતો હોય, છતા નિરંતર ઉપવાસનું ફળ મેળવે છે.

૭ "અરિહંત સિદ્ધ આચાર્ય ઉવજ્ઝાયસાહુ" એ સોળ અક્ષરનો જાપ બસોહ વાર કરવાથી એક ઉપવાસનું ફળ મળે છે

૮ "અરિહંત સિદ્ધ" એ છ અક્ષરનો ચારસો વાર. અને નવકાર મંત્રના પ્રથમ અક્ષર રૂપ "અ" એ એકજ અક્ષરનો નિરંતર જાપ કરનાર પ્રાણી પણ એક ઉપવાસનું ફળ મેળવે છે.

ઉપસંહાર—કલિકાલમા ચિત્તની વ્યગ્રતા, શ્રદ્ધાની મંદતા અને તે વિષયની અજ્ઞાનતા તેમજ બીન અનુભવના લીધે સ્તોત્ર મંત્રાદિના જાપ કરનારા ઘણા માણસો નિષ્ફળતા અનુભવે છે જ્યારે શ્રદ્ધાપૂર્વક આરાધનાના યોગે સો ટકા સફળતા પ્રાપ્ત કર્યાનાં અનેક ઉદાહરણ જૈનશાસ્ત્રમા પ્રગટ-પણે દર્શાવેલ છે

આ મંગલકારી મંત્રનો મહિમા વાણીથી અગોચર છે. ધૂપ, દીપકથી યથાવિધિ આ મંત્રનો ૧૦૮ વારનો જાપ જેના ઘરમા નિરંતર થાય છે તેના ઘરની વિપત્તિ, દુઃખ-દુર્ભાગ્ય, રોગ શોક આદિ જડમૂળમાથી નાશ થાય છે અને લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે માટે કલિકાળમાં કલ્પતરુ સમાન આ મહામંત્રની આરાધના માટે આજથી જ નિયમબદ્ધ બનવા તૈયારી કરો,

## શુ એ સાચાં રત્નો હશે? (દૃષ્ટાંત)

એક ગામમાં કોઈ ગરીબ—નિર્ધન શ્રાવક રહેતો હતો. તે નજીકના ગામમા પોટલીએ જઇ ગુજરાન ચલાવતો. કુટુંબ બહોળુ હતુ માડ માડ જીવનનિર્વાહ પુરો કરતો હતો.

પરંતુ તે ધર્મપ્રિય હતો. ગમે તે સંજોગોમાં નવકારમંત્રનું સ્મરણ કરવાનું તે ચૂકતો નહિ,

એક સમયે પાસેના શહેરમા તે માલની ખરીદી માટે ગયો. નિત્યનિયમાનુસાર નાહી પવિત્ર બની નવકારમંત્રનું સ્મરણ કરવા બેઠો, પરંતુ નવકારવાળી ઘેર ભૂલી ગયેલો, હવે કઇ રીતે નિયમ સાચવવો ? વિચાર કરતા નજીકમા પડેલા કાકરા એકઠા કર્યા એક નવકારે એક કાકરો એમ ૧૦૮ નવકાર પુરા ગણ્યા, અને એણે નિયમ સાચવ્યો

હવે તેને વિચાર થયો કે આ કાકરા નવકારમંત્ર ગણવાના વપરાશમાં આવેલા હોઇ તેને ગમે ત્યા ફેંકી દેવાથી હું આશાતનાનો ભાગીદાર બનીશ તે કરતાં તો તેને સાથે જ લઇ લઉ ઘેર જઈ પૂજાના ગોખલામા એક બાજુ પર મકી દઇશ આમ નક્કી કરી પોતાના ખેશના એક છેડે બધા કાકરા તેણે બાધી લીધા

શહેરનુ કામ કાજ પુરૂં કરી ઘેર આવ્યો રાત પડી હતી, એટલે કાકરા સાથેનો ખેશ ઓશીકે રાખી સૂઈ ગયો

ગરીબ શ્રાવકની ભાવિક પત્ની પતિસેવા કરતી પથારી પાસે બેઠી પતિ નિદ્રાવશ થયા પછી તેની નજર ઓશીકા નીચે મૂકેલા ખેશપર પડી ખેશમા બાધેલી વજનદાર વસ્તુ જોવા માટે તે લલચાઇ અને ધીમેથી પોટલી પોતાની પાસે ખેચી લઇ તેને જોવા લાગી

આ શુ ? આતો એક એકથી ચઢીયાતા મહા મૂલ્યવાન ઝળહળતા રત્નો ! શું આ સાચા રત્નો હશે ? શુ પતિદેવ નીતિ ભૂલ્યા ? ક્યાકથી તફડાવી તો નહિ લાવ્યા હોય ? આટલી નિર્ધન સ્થિતિનુ દુ ખ ભોગવ્યા છતા આજ સુધી

જેણે પ્રમાણિકતા તજી નથી તેને શું આજે અવળી મતિ સૂઝી હશે ? આવા અનેક તર્ક વિતર્કોમા તેણે રાત વિતાવી.

સવારમા ઉઠતાંજ પોતાના પતિદેવને પ્રેમપૂર્વક જગાડયા. શૌચાદિથી પરવારી રહ્યા બાદ શ્રાવિકા બોલી.

મારાથી છાની રીતે લાવેલી વસ્તુ શુ મને નહિ બતાવો ? તમારા ખેશના છેડે શું બાંધ્યુ છે ?

ગરીબ શ્રાવકને ગઈ કાલના કાંકરા યાદ આવ્યા તે લજ્જાથી નીચું જોઈ રહ્યો. જમીન ખોતરતો કહેવા લાગ્યો

" એતો નવકારવાળી ભૂલી જવાથી નવકારમંત્ર ગણવા એકઠા કરેલા કાકરા છે મને એમ થયું કે આ કાકરા હવે રખડતા ભૂમિ પર ફેંકી દેવા કરતા આપણા ઘરના ગોખલામાં મૂકું તો વધું સારૂં, એટલે સાથે લેતો આવ્યો છું. તું મારી મશ્કરી શા સારૂ કરે છે ? પૂર્વ કર્માનુસાર સર્વને મળી રહે છે એટલે નકામો શોચ શુ કામનો ? "

શ્રાવિકા બોલી 'વાહરે ! મારા ભોળા નાથ ! આ દાસી મશ્કરી નથી કરતી આજે તમારો નિયમ ફળ્યો છે આજે તો મારા અને તમારા પુણ્યાકુરનુ મોટુ વૃક્ષ થયું છે તમારા ખેશને છેડે બાધેલા કાકરા કાકરા નથી પણ લાખ લાખની કિંમતના સાચાં રત્ન છે

શ્રાવક દિગ્મૂઢ શો વિચારી રહ્યો, અને શ્રાવિકાએ ખેશમાથી જરમનના થાળમા ઢગલો કરેલ ચકચકતાં રત્નો તેની સામે ધર્યા

આ રત્નો વડે તે શ્રાવક કોટયાધિપતિ બની ગયો. ધર્મમાર્ગમાં પુષ્કળ ધનવ્યય કરતા જગતમાં કીર્તિ સંપાદન

કરી અમર બન્યો.

નવકારમંત્રના અનેક પ્રભાવિક ઉદાહરણો શાસ્ત્રમાં મોજુદ છે ધન્ય છે એવા વિરલ આત્માઓને કે જેઓ નાની સરખી ટેક પણ પ્રાણના ભોગે પણ પૂરેપુરી રીતે નિભાવી જાણતા હતા. અને તેથી તેનું સુંદર ફળ પણ પ્રાપ્ત કરી શકતા હતા

આજે છે કોઇ આવા નિયમબદ્ધ શ્રાવકો !

આજે અમુક નિયમ લીધો હશે, તો તે ક્યાં સુધી ચાલશે જ્યા સુધી ચોગમથી સાનુકુળ વાતાવરણ હોય ત્યાં સુધી, નહિતર 'બાધા મારી મા, શિરા ઉપરથી ઉતરીને શાક ઉપર જા' આમ ફેરવી તોળવાનુ પહેલું તો પછી ક્યાથી હોઇ શકે આપણો ઉદ્ધાર !



## કર્તવ્ય ૨ જું

### કુળાચારના ધર્મ નિયમોનું પાલન.

આત્માની ઓળખ–હું ત્રણ લોકની પ્રભુતાને યોગ્ય અવ્યાબાધ સુખની ઇચ્છાવાળો ચેતન આત્મા છું, ચાર ગતિની ચોરાશી લાખ જીવયોનિની રખડપટ્ટી કરતાં કોઇક પુણ્યના પ્રબળ પ્રતાપે માનવ તરીકે જન્મ પામ્યો છુ. અનાદિ સંસાર પરિભ્રમણથી ખેદ પામતો થકો મહા માંગલ્યકારી મુક્તિ સુખ મેળવવાની ઉત્તમ ભાવના સાથે આજે આવ્યો છુ છતા આ સંસાર અટવીની પાપમય પ્રવૃત્તિ પાછળ વિષય કષાયાદિમા હુ ગુંથાયેલો છું આરંભાદિ મૂર્છા, નિંદા, કુથલી, જીવહિંસા અભક્ષ્યસેવન, રાત્રિભોજન વગેરે પાપના યોગોવડે દુર્ગતિરૂપ નારકીના દ્વાર ઉઘાડી રહેલ છુ મેં અનંતીવાર દેવ, દાનવ, નરેન્દ્રોના અવતાર મેળવ્યા છે. સાગરોપમ ને પલ્યોપમ જેટલા લાબાં આયુષ્ય અનંતીવાર ભોગવ્યા છે અનંતા પશુ, પક્ષિ, તિર્યંચના ભવોમા તાપ, ટાઢ, કાંટા, કાંકરા કે બોજો વહન કરવાના અનેક દુ:ખનો અનુભવ કરી આવ્યો છું અનંતીવાર આવાજ માનવજન્મ પણ મે ધારણ કર્યાં છે પુત્રપૌત્રાદિના પરિવારથી વીંટાયો છું અનેક પ્રકારની પાપકારી લીલાઓ હુ ભોગવી આવ્યો છું. આજે કોઈ સુકૃત કરણીના યોગે આ મહાન મનુષ્ય યોનિ

ફરી ફરીને હાથ લાગી છે. આજે જે શુભાશુભ કર્મો મારા સાથે છે તે પ્રમાણે સુખદુઃખના અનુભવ મારા આત્માને કરવા પડશે.

વિતરાગ દેવોએ આ સંસારને સળગતો દાવાનળ કહ્યો છે. અગ્નિમા મૂકેલા તૃણ સમાન સસારમા માનવને જીવવાનુ છે ક્યારે બળીને ખાખ થઈ જવાશે તે નક્કી નથી ભોગવિલાસ સધ્યાના રંગ સમાન છે પક્ષીના ટોળા જેવો કુટુબ પરિવાર છે ક્યારે ભેગો થાય અને ક્યારે ઉડી જાય તે નક્કી નથી નદીના પૂરના જેમ નદીનુ વહેણુ–બાળવય, યુવાવસ્થા, ગૃહસ્થાશ્રમ ને ઘડપણ. છેલ્લે ઓસરી જતા પાણી વિનાની નદી તેમ આત્મા વિનાનું હાડપિંજર. નામ તેનો નાશ છે સૂર્ય ઉગે છે તેજ આથમે છે મને મળેલા પદાર્થો આજે ભલે તેના પર માલીકપણું ભોગવું, પણ કાલે તે બધા કારણવશાત્ છોડીને ચાલ્યા જવુ પડશે, હુ નહિ છોડુ તો તે સાધનો મને છોડી દેશે મારાથી દૂર ચાલ્યાં જશે હવે મારે મારા આત્માના ઉદ્ધાર માટે શું કરવું ? કુળાચારના નિયમોનું પાલન એ સર્વશ્રેષ્ઠ ઉપાય છે

## કુળાચારની નિયમાવલી

૧ જિન આજ્ઞા અનુસાર સમ્યગ્ શ્રદ્ધા વિવેક પરાયણ ક્રિયાકુશળ મારું શ્રાવક કુળ છે.

૨ દેવોના દેવ, સર્વજ્ઞ, પરમાત્મા, પરમતારક 'શ્રી વીતરાગ દેવ' મારા દેવ છે.

૩ પરમતારક, ભવોભવના ઉપગારી, નિર્ગ્રંથ મહાત્મા ધર્માચાર્યાદિ મારા ગુરુ છે

૪ 'અહિંસા પરમો ધર્મ' સૂત્ર સત્ય સ્વરૂપ સ્વર્ગ અપ-

વર્ગના સાચા સુખને અર્પનાર સર્વજ્ઞ કથિત મારો ધર્મ છે.

૫ પાંચમ, આઠમ, ચૌદસ જેવી પર્વતિથિઓ આરાધ્ય છે એમ માનીશ

૬ પર્વતિથિમા પૌષધોપવાસ ન બને તો ઉપવાસ, આયબિલ, એકાસણુ, બેઆસણું સચિત્તાદિનો ત્યાગ, બ્રહ્મચર્યનુ પાલન અવશ્ય આદરીશ એ મારી ફરજ સમજીશ.

૭ મદ્ય, માસ, માખણ, અને મદિરાદિ, બાવીસ અભક્ષ્ય કંદમૂળાદિ બત્રીશ અનંતકાયાદિનું ભક્ષણ, રાત્રિભોજન, એ મારા શ્રાવકકુળને કલંકિત કરનાર છે

૮ પરપરિવાદાદિ અઢાર પાપસ્થાનકથી આત્માને બચાવી. સ્વપરિસ્થિતિનું ભાન રાખી કર્તવ્ય પરાયણ બનીશ

૯ પ્રતિદિન દેવદર્શન પૂજા, સાધર્મિક ભક્તિ એ મારૂં કર્તવ્ય છે.

૧૦ સંસારનાં સર્વ પ્રાણીઓ પ્રત્યે મૈત્રિભાવના મિત્ર કે દુશ્મનના પણ ગુણાનુરાગ ઉત્પન્ન કરનાર પ્રમોદાદિક ભાવના દુખી માત્ર તરફ દ્રવ્ય, ભાવ, પૂર્વક દયારૂપ કારૂણ્ય ભાવના, અને દુશ્મનનું પણ બુરૂ ન ચિંતવવા રૂપ મધ્યસ્થ ભાવના, એ ચાર ભાવના મારા જીવનમા ઓતપ્રોત કરીશ

૧૧ શ્રાવકપણામા પણ ચારિત્રની બરોબરી કરે તેવું સમતા રૂપી સામાયિક. અને શ્રી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કરે તેવા શાસનોન્નત્તિના કાર્યો કરવા તરફ રૂચિ ધારણ કરીશ

૧૨ પશુવત્ પેટભરો નહિ બનું, પણ ભોજનાદિ અવસરે સુપાત્ર દાન, સાધર્મિક અતિથિનો સત્કાર આદિ લાભ શ્રાવક તરીકે જરૂર લઇશ

૧૩ મારા વૃદ્ધ માતાપિતા, સાધર્મિક ભાઇઓ અને પરમ ઉપકારી ગુરૂ મહારાજ, ચૈત્યો શ્રી જૈનસંઘના શુભ કર્ત્તવ્યો આદિની મારા કુટુંબ–વૈભવ કરતા પણ અધિક સંભાળ રાખીશ–સેવા કરીશ

૧૪ મારા કુટુંબીજનો-સહચારીઓને શાસનરાગી બનાવવા મારાથી બનતુ બધુ કરીશ

૧૫ મારા સમગ્ર કુળને બુદ્ધિથી, બોધથી, ફરજથી, શ્રાવક ધર્મના આચારમા જોડવાના યત્ન કરીશ

૧૬ નવકારશી, ચોવિહાર, આદિ નાના પચ્ચક્ખાણથી છઠ્ઠ અઠ્ઠમ સુધીના તપ એ મારા કુળાચારની ધર્મ પરંપરાની ફરજ છે, એમ માનીશ અને તે ધારણ કરવા ઉત્કટ ભાવના રાખીશ.

૧૭ નાટક, સિનેમા, ખેલ, તમાશા, નિંદા, કુથલી, એ મારા શ્રાવક કુળમા મારા આત્માને ઘણાજ સામુદાયિક પાપ-બંધના કારણ ભૂત બને છે માટે તે પ્રત્યે અણગમો સેવીશ

૧૮ મિથ્યાદૃષ્ટિનો પરિચય નહિ રાખું. શ્રી વિતરાગ ભગવાનની આજ્ઞા સમજવા કોશિશ કરીશ.

શંકાકંખ વિગિચ્છા, પસંસ તહ સંથવો કુલિંગિસુ
સમ્મત્તસ્સ ઇઆરે, પડિક્કમે દેસિઅં સવ્વં

શ્રી ભગવાનના વચનમા અવિશ્વાસ (શંકા) ઉત્પન્ન કરવી, ચમત્કાર આદિથી અન્ય ધર્મની ઇચ્છા કરવી, ધર્મનિંદા, દુગંછા, કંટાળો આદિઉત્પન્ન થાય તેમ કરવું. મિથ્યાત્વીનો પરિચય કરવો, તેની પ્રશંસા સ્તુતિ આદિ કરવા તે સમકિતને

મલિન કરનાર અતિચારાદિ દોષ કહેવાય છે,

આ ગાથાનો અર્થ મારા હૃદયમા હું કોતરી રાખીશ.

૧૯ મારા આત્માને પાપ રૂપી રજથી મુક્ત કરવા સંત સાધુઓનો નિરંતર સમાગમ કરીશ. આત્મ ઉન્નતિ માટે ધર્મજ્ઞાન શ્રવણ કરીશ

૨૦ જૈન શાસનના ધર્મનિયમાદિનુ સંપૂર્ણ જ્ઞાન આપનારા જીવ વિચાર, નવતત્ત્વ, દંડક, સંગ્રહણી, ભાષ્ય, કર્મગ્રંથ શ્રાદ્ધવિધિ, શ્રાદ્ધદિનકૃત્ય. હિતશિક્ષાનો રાસ, શ્રાદ્ધગુણવિવરણ શ્રાદ્ધપ્રતિક્રમણ, વગેરે પુસ્તકોનું નિરંતર યથાશક્તિ, પઠન પાઠન, વાચન મનન, કરીશ અને કરાવીશ.

## આપણા પૂર્વજો કેવા હતા ?

૧ મિથ્યાત્વી ગુરૂઓથી દૂર રહેનારા હતા જૈન ધર્મથી વાસિત માતા પિતા પોતાના બાલક બાલિકાઓને વ્યવહારિક જ્ઞાન પણ મિથ્યાત્વી ગુરૂ પાસેથી પ્રાણાન્તે પણ અપાવતા ન હતા શ્રીપાળ રાસ સાભળ્યો હશે, શ્રીમતી મયણા સુંદરીની માતા જૈનધર્મી હતી તેણે સમ્યગ્દષ્ટિ સુબુદ્ધિ પંડિત પાસેજ તેને બધુ જ્ઞાન પ્રાપ્ત કરાવેલ હતુ, તેથી માલવપતિની રાજસભામા ધર્મને કર્મવાદનો પ્રઘોષ પાડી પ્રજાપાળ રાજા વગેરે પિતૃપક્ષ અને શ્રીપાલ મહારાજા વિગેરે સ્વસુર પક્ષ ઉભયકુળમા ધર્મદીપિકા સમાન બની શકી. તેનીજ અપર બેન સુરસુંદરી, જેની માતા શૈવધર્મી હતી અને તે ધર્મના અનુયાયી શિવભૂતિ પંડિત પાસે ભણી હતી તેને નાટકના પાત્ર રૂપે તેજ ભવમા અનેક નાચ કરવો પડયો

૨ અભક્ષ્યના ત્યાગી હતા જૈન શાસ્ત્રના પાને પાને ઝળકી ઉઠેલા, આપણા વસ્તુપાળ તેજપાળ, અનુપમાદેવી,

લલિતાદેવી, ઉદયન, વિમળશા, આહડ, બાહડ, પેથડશા, આભુશા, વગેરે મહાપરાક્રમી વીર પુરૂષોના જીવન તપાસો તો જણાશે કે આ મહા શ્રમણોપાસક આત્માઓ, બાલ્યવયથીજ બાવીશ અભક્ષ્ય, બત્રીસ અનંતકાય, રાત્રિભોજન વગેરેના સર્વથા ત્યાગી નિર્લેપ હતા કુલાચારના બધા નિયમો વધતા ઓછા અંશે અમલમા મુકનારા, લીધેલા નિયમોને પ્રાણાંતે પણ ન છોડનારા હતા આ ભવ્યાત્માઓ જગતને આશીર્વાદ રૂપ બની આ લોક પરલોકમા પોતાની અમર વાસના મુકી ગયા છે

૩ સમાજના સ્તંભ તરીકે 'બહુમાન' થતું. ઉપરોક્ત શ્રાવક શ્રાવિકાઓ લગભગ સમાજમા પણ મહાન અધિકારીપણાની મહાપૂણ્યાઈઓ ભોગવતા હતા વળી પોતાને મળેલ અધિકારને સંપૂર્ણ સાચવી જાણ્યો હતો. અધિકારનો 'અ' ઉડાવી દઈ 'ધિક્કાર' પાત્ર બન્યાના ક્યાય દાખલા નથી તે કાલે પણ શાસનમા ઘણા સાધુ–સાધ્વી, શ્રાવક–શ્રાવિકા કદાચ કર્માધીન અયોગ્ય આચરણ આચરે તો આ અધિકારીઓ માતા પિતા તુલ્ય તેઓને સન્માર્ગે વાળવાના ઉપાયો યોજતા. તેમની નિંદાનો પ્રચાર જરાપણ થવા દેતા નહિ, પ્રયત્નથી પણ ઠેકાણે ન આવનાર આત્માઓ પ્રત્યે તેમણે દયાભાવ ચિંતવી તેમની ઉપેક્ષાજ કરી છે પણ તેમને કનડીને ભવાંતરના વૈરભાવ કષાયની કુટિલતાઓ કે શાસનનિંદા થવા દીધી નથી આ છે સમાજના સ્તંભનુ કર્ત્તવ્ય !

૪ નિરંતર અભ્યાસશીલ હતા, પુરૂષોની ૭૨ કળાઓ અને સ્ત્રીઓની ૬૪ કળાઓનું વિધિસરનું જ્ઞાન ઉપરોક્ત પૂર્વજોને હતુ આ લોક પરલોકના સાચા સ્વરૂપને સમજાવનાર, પ્રભુ વિતરાગના શાસનની ઉન્નતિકારક, જીવ વિચાર, દંડક, નવતત્ત્વ, સંગ્રહણી, ભાષ્ય, કર્મગ્રંથ; કમ્મ.

પયડી, પચ્ચખ્ખાણ, શ્રાવકધર્મ સમકિત મૂલ બારવ્રત; પેય અપેય, ભક્ષ, અભક્ષ, હેય, જ્ઞેય, ઉપાદેય, તત્વોનું અજોડ જ્ઞાન ધર્મગુરૂઓ પાસેથી તેમણે મેળવ્યુ હતું ગુરૂએ આપેલ નવપદ યંત્રના આલંબન અને આરાધના વડે શ્રીમતી મયના સુંદરીનુ સંસારજીવન પણ કેટલું સુખી અને પ્રભાવિક બન્યુ આ વાતને વર્ષોથી સાંભળનાર મહાનુભાવોએ કોઈ દિવસ વિચાર પણ કર્યો છે કે નવપદયંત્ર કેવું છે? કયા છે? કેવી રીતે આરાધી શકાય? આ છે, આજના અભ્યાસની શિથિલતા!

૫ સમયની કિંમત (Time is money) જાણતા હતા શ્રાવકધર્મના વ્યવહારિક અને ધાર્મિક કાર્યો સમયોચિત કરી શકાય તેવી રીતે સમયના (દિવસ રાત્રિના) વિભાગો પાડી કોષ્ટકરૂપે શ્રાદ્ધવિધિ અને હિત શિક્ષારાસમા સુંદર રીતે સમજાવેલ છે આપણા પૂર્વજો પોતાનો ક્ષણમાત્ર સમય પ્રમાદાવસ્થામાં કે પુદ્ગલિક વિષયોમા, નાટકસિનેમામા કે અનર્થ દંડમાં ગાળતા ન હતા મહારાજા કુમારપાળનુ જીવન આમ સમયસર વહેચાયુ હતું. દરરોજ અમુક સમય ધર્મ આરાધના પાછળ, અમુક સમય રાજ્યવ્યવસ્થા—ન્યાય પાછળ, અમુક વખત ખાનગી મંત્રણા અમુક સમય ભોજન અને અમુક સમય આત્માની ઉન્નતિના સોપન રચવા માટે પૂજ્ય હેમચંદ્રાચાર્ય સાથેના વાર્તાલાપમા ગાળતા હતા.

આવા આત્માઓ અનેક વહેવારોમા રોકાએલા હોવા છતા લડાઈ આદિ પ્રસંગોમા પણ દેવદર્શન, પૂજા, પ્રતિક્રમણ, સામાયિક વગેરે નિયમિત કર્તવ્ય સમયસર કરતા હતા. પ્રાણાંતે પણ ધર્મના નિયમોને ઢીલા પાડયા વિના જીવનભર સમયનો સદુપયોગ કરી જગતમાં અમરતા પ્રાપ્ત કરી ગયા છે

ધોળકામાં વીરધવળ રાજાએ દાનશાલા બંધાવી હતી. નિત્ય નિયમસર સુપાત્રને જમવાનુ અપાતુ હતુ મહામંત્રીનાં ધર્મપત્ની અનુપમાદેવી એક અવસરે જાતે પીરસી રહ્યાં હતાં. ત્યા એક પૂજ્ય ગુરુદેવશ્રી પધાર્યા. સુપાત્રના બહુમાન સહ દેવી વહોરાવવા આવ્યા અસ્વચ્છ પાત્રને પોતાની કિંમતી સાડીથી લૂછવા લાગ્યા ગુરૂમહારાજ બોલ્યા 'તમારી સાડી ન બગાડો' પરમશ્રાવિકાએ પ્રત્યુત્તર વાળ્યો પૂજ્યશ્રી! આ બધો વૈભવ અને તેના સાધનો અમારા નથી એ તો વીરધવળ રાજાના છે અમારી તો ભાવભક્તિરૂપી પૂણ્યાઇજ છે.' આ પ્રસંગે નજીકમા કાપડી વેષે જમી રહેલા રાજાને ઘણું આશ્ચર્ય લાગ્યુ રાજા પ્રસંગોપાત નવાનવા વેશે પોતાના તરફથી ચાલતા આવા કાર્યોની વ્યવસ્થાની કસોટી કરતા હતા આ પ્રસંગે રાજા પ્રગટ થઇ કહેવા લાગ્યો કે 'હે મહાસતી! જૈનધર્મદીપિકા! તમે મને અને મારા રાજ્યને ચોમેર પ્રકાશિત કર્યું ધન્ય છે તમારી લઘુતામય ઉદારતાને!' છે આજે આવા શ્રાવક–શ્રાવિકાઓ!

## ૬ બુદ્ધિનો પ્રભાવિક ઉપયોગ કરતા હતા,

દીપાવલીના શુભ મૂહૂર્તમા વ્યાપારીઓ વહીપૂજનમાં લખે છે "અભયકુમારની બુદ્ધિ હોજો" પણ કોઇવાર વિચાર પણ કર્યો છે કે અભયકુમારે કેવી બુદ્ધિનો સદ્‌ઉપયોગ કર્યો અને કેવી રીતે કર્યો હતો ?

બુદ્ધિના જુદા જુદા પ્રકારો છે

૧ પોતાની મેળે જ ઉત્પન્ન થાય એટલે કે કોઇક વાત આપ મેળેજ સમજાઇ જાય. તે ઔત્પાતિકી બુદ્ધિ.

૨ ગુરૂ આદિનો વિનય કરતાં ઉત્પન્ન થાય તે વૈનયિકી બુદ્ધિ

૩ કોઇ ધર્મ કરતાં ઉત્પન્ન થનારી કાર્મિકી બુદ્ધિ

૪ દીર્ઘકાલનો વિચાર કરવાની જે શક્તિ-પૂર્વાપરના લાબા કાળનુ પરિણામ સમજાય તે પારિણામિકી બુદ્ધિ.

## બુદ્ધિના ઉપયોગ પર અભયકુમારનું દૃષ્ટાંત

'એકાદા મહારાજા શ્રેણિકની કચેરીમા પ્રશ્ન પૂછાયો કે ઓછામા ઓછા મૂલ્યે કઇ વસ્તુ મળતી હશે ?'

ચારે બાજુથી જવાબ મળ્યો "માસ" રાજા પણ ખુશ થયો તેને પણ આ વાત સત્ય લાગી બુદ્ધિમાન અભય-કુમારે ડોકુ ધુણાવ્યુ

શ્રેણિક બોલ્યા 'કેમ, અભય ! આ વાતમા તું સમત થતો નથી'

અભયકુમાર કહે 'મહારાજા ! મોઘામા મોઘી ચીજ માસ છે નિર્દોષ પ્રાણીઓના સહાર કરવાથી પ્રાપ્ત થાય છે એટલે તેની કિમત આપને અને આ સભાને સમજાતી ન હોય તે સ્વભાવિક છે, પણ હુ આપને તેની કિમતનું પ્રત્યક્ષ પારખુ બતાવીશ'

રાજા કહે, 'ભલે આવતી કાલે આની સાબિતી આપજો'

બીજે દિવસે રાજ કચેરી હેકડેઠઠ ભરાઇ, અભયકુમારની બુદ્ધિની આજે ખાત્રી થવાની હતી રાજા ઉમરાવો અને પ્રજા ગુસપુસ વાર્તાલાપ કરી રહેલ હતા ત્યા અભયકુમારના સેવકોએ એક કોથળો ભરીને સોનૈયાનો કચેરીની મધ્યમા ઢગલો કર્યો.

અભયકુમારે કહ્યુ, 'મહારાજા ! આ છે એક ટાક માસની કિમત !'

સૌ આશ્ચર્યમુગ્ધ થઈ ગયુ સભા અવાક્ બની. આ શુ ? એક ટાક માસની કિમત આટલી બધી ! મહાઅમાત્યની બુદ્ધિ ફરી ગઇ છે કે શુ ?

અભયકુમાર સભાને ઉદ્દેશીને બોલ્યા—મહારાજા શ્રેણિક અને પ્રજાજનો ! ગઈ કાલે માંસની કિંમત સબંધી કચેરીમા જે વાત થઇ તે આપ સર્વને વિદિત છે, ત્યાર પછી હું ઘેર જઇ રાત્રે આપણાજ ગામમા ઘણા શેઠિયાઓને ત્યા ફર્યો હતો, અને દરેક પાસે મેં મહારાજની દવા માટે 'એક ટાંક માસ તમારા શરીરમાથી આપો' એવી માગણી કરી હતી અને આ માસ ન આપવુ પડે માટે શેઠિયાઓ તરફથી માસની કિંમતના બદલામા બસોહ, પાચસો કે હજાર હજાર સોનૈયા મને આપવામા આવ્યા હતા પણ કયાયથી મને માસ મળી શકયુ ન હતુ હજી પણ આ સભામાથી કોઈ માણસ પોતાના શરીરમાથી એક ટાંક માસ કાઢી આપે તો તેની કિંમત તરીકે આ ધનનો ઢગલો આપી દઈશ છે કોઇ તૈયાર ?'

સભામા શૂનકાર વ્યાપી ગયો માસ કાઢી આપવા કોણ તૈયાર થાય ?

અભયકુમારે કહ્યુ—'સાભળો ત્યારે, માસ એ સસ્તું નથી પણ મોઘુ છે પ્રાણીઓનો જીવ લઇ માસ મેળવાય છે. એક એક જીવની કિંમત કેટલી ?'

વાત સત્ય સાબીત થઇ, લાવેલ સોનૈયા દરેકને બોલાવી પાછા આપવામા આવ્યા

ત્યારથીજ લોકો અભયકુમાર જેવી બુદ્ધિની માગણી દિવાળીને દિન કરવા લાગ્યા

પ્રાણીને દુખ આપવુ એ કેટલું હિચકારૂ કૃત્ય છે એ વાતનો પ્રત્યક્ષ પુરાવો સભાને મળી ગયો. પોતાના બુદ્ધિ બળથી ધર્મવિરૂદ્ધ કે સમાજ વિરૂદ્ધના કામોને રોકવામા આગળ પડતો ભાગ લઈ જૈન સમાજમા અભયકુમાર ચમકતા તારલા સમાન બની ગયા.

## ૭ વારસામાં મળેલ દયા ધર્મ પાળતા હતા.

આ શ્રાવકો ધર્મના કુળાચારોથી સ્વ પર અને ઉભયમાં ધર્મ પરાયણ હતા. ધર્મની સાચી સમજણવાળા હોવાથી સંસારના ચતુર્ગતિજીવોના સુખ-દુઃખ અને પાપ-પૂણ્યના પુરા જ્ઞાતા હતા દયા પ્રધાન 'अहिंसा परमो धर्मः' તેમને વારસામા જ પવિત્ર પૂણ્યાઈ રૂપે મળેલ હતો. જ્યા જ્યા દુઃખ દેખે ત્યા તેમનુ હ્રદય દયાર્દ્ર બની જતુ તન મન અને ધનથી કર્તવ્ય પરાયણ બનવા તત્પર બનતા. ભાષણો જાહેરસભાઓ. ફંડફાળા. કે દેખાવની સંસ્થાઓ સ્થાપવાના ખોટા ડોળ આ લોકોના જીવનમા ન હતા સાધર્મિક ભાઈના દુઃખ દારિદ્રય દૂર કરવા માટે વ્યકિતગત રીતેજ ગુપ્ત દાન કરવું જોઈએ. એ શાસન ઉન્નતિનુ સોપાન છે એમ સમજતા અને તે પ્રમાણેજ પોતાના જીવનમા આચરણ કરતા હતા. યુદ્ધના મેદાનમા હજારો માણસોના માથાં કપાતા પણ દયા ધર્મ અને વ્યવહાર ફરજ ભૂલી ન જતા. આવા અનેક ઉદાહરણો અપણા શાસ્ત્રોમા ચમકી રહેલ છે

મહારાજા કુમારપાળના શસ્ત્રાગારનાં હથિયારો તેમના સુભટો પુંજી પ્રમાર્જીને વાપરતા. જનાવરોને ગળીને પાણી પાવા માટે જળાશયો, કુવાઓ કે સરોવરો પર વ્યવસ્થા હતી. કુંથુઆનો પણ જાણી બૂઝીને નાશ કરવામા મહાન પાપ સમજતા હતા

આજે મ્લેચ્છોના આચાર વિચારના પ્રવેશના પરિણામે ઉપરથી 'દયા' 'દયા' ના પોકાર કરનાર ઉજળા દેખતા આત્માઓ આરંભ અને હિંસામા આસકત. વિધ્વંશ પરિણામી જીવો પોતાના માતા પિતાની પણ દુઃખદ સ્થિતિ કરતા શરમાતા નથી પોતાના ત્યા નોકર તરીકે કામ કરતા

સાધર્મિકને પણ પેટ પુરતો પગાર આપવામાં સંકોચાય છે જ્યારે તિજોરીમા લીલુડીની થપ્પીઓ ગોઠવવી, અને પત્ની સંતાનોને પીળાં પતરાથી મઢી દેવા પાછળ જ જાણે જીવન સાફલ્ય હોય એવી પ્રવૃત્તિ થઈ રહી છે. એની પાછળ ઘેલછા લાગી છે તનતોડ મહેનત, છળ, કપટ પ્રપંચલીલા આદિ પાછળ પોતાના ધર્મ કર્તવ્યો ભૂલી જાય છે, અને જ્યારે લક્ષ્મી દેવીનાં રિસામણા થાય છે ત્યારે કોઇને કોઇ રીતે પગ કરીને એજ લીલુડીની થપ્પીઓ અને પીળા પતરા સરકવા માડે છે ત્યારે બિચારા હતભાગી આત્માઓ કેવા દુઃખી થાય છે જેનું શબ્દચિત્ર દોર્યા કરતા જગતમા નજરે જોઇ લેવુ વધુ શ્રેષ્ઠ છે પાપાનુબંધિ લક્ષ્મીનું છેવટે આમજ થાય છે

બીન વારસાનુ ધન રાજ્યમા લઈ લેવુ, એવો રિવાજ પહેલાના સમયમા હતો મહારાજા કુમારપાળના સમયમા એક વૃદ્ધાનો પુત્ર મરણ પામતા, વારસામા કોઇ નહિ હોવાથી તેનું ધન રાજ ભંડારમા લેવા માટે સુભટોને ન જવા દેતા પોતે જાતે ગયા અને ત્યા તેમણે વૃદ્ધાનુ રોકકળ, પુત્ર વિયોગનુ દુઃખ નજરે જોયુ, ત્યારે દયાળુ મહારાજાનું મન દયા ભાવે દયાર્દ્ર બની ગયું અને ઉલટો વૃદ્ધાને દિલાસો આપતા મહારાજા બોલ્યા 'માજી ! આજથી હુ બિનવારસી ધન રાજ્યભંડારમા ન લેવાની પ્રતિજ્ઞા લઉ છુ ઉપરાત તમારે કોઇ પ્રકારનુ દુઃખ હોય, તો તે મટાડવા હુ તૈયાર છું પરંતુ તમારો પુત્ર કુદરતના નિયમાધિન, કર્માનુસાર આ દેહ છોડી ચાલ્યો ગયો, તે માટે શોક કરવો છોડી દઇ તેના આત્માની શાંતિ અર્થે ધર્મ સેવન કરો"

કેવો દયા ભાવ ! છે આજના જમાનામા આવો દયા ભાવ દર્શાવતા શ્રાવકો !

## ૮ પોતાની ફરજ સમજતા હતા

## પરંતુ સામા આક્ષેપો મૂકતા ન હતા.

ધર્મ ભાવનાવાળા દયાળુ શ્રાવકો દરેક વખતે પોતાનો ધર્મ શુ છે ? તેનો વિચાર કરતા નથી પણ સામો માણસ આમ કેમ કરે છે ! તે મહાન કયારથી થઇ ગયો ? આ કામ તો અયોગ્ય કર્યું ! આમ બીજા આત્માની ભૂલો કાઢવામાંજ પોતાના આત્માને અધોગતિ તરફ ફેંકી રહયા છે 'પગમાં બળે તે કોઇ જોતુ નથી' આપણા પૂર્વજોના ઉદાહરણ આ વાતની સાક્ષિ આપે છે કે એ મહાન પુરુષો આવા ન હતા

### ૧ સાધુ જીવનની કિંમત [દૃષ્ટાંત]

રાજગૃહીમા એક કઠીયારે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. તરતજ કેટલાક લોકો કહેવા લાગ્યા 'ભાઇ ! ગઇ કાલે તો લાકડાં ઉપાડો પોળે પોળે ફરતો હતો, અને આજે સાધુ બની ગયો એટલે પૂજનિક ! આ કેવું ! એની પાસે શું હતુ અને શુ છોડયું ? શાનો ત્યાગ કર્યો ? મહેનત મજુરી કરતા પણ ખોરાક પૂરો મળતો ન હતો હવે શાંતિથી જીવન તો ગાળશે આ શુ ધર્મ બોધ આપવાનો હતો ?'

આ બધી વાત અભયકુમારે જાણી રાજ્ય ખજાનામાથી મહા કિંમતી પાંચ રત્નો લઇ શાસન ફરજ બજાવવા માટે કોઇ તરફ પક્ષપાત ન કરતા હજારોની માનવ મેદની સમક્ષ ઉદ્‌ઘોષણા કરી કે—

આ પાંચ મહાપ્રભાવિક રત્નો મારે બક્ષિસ આપવાં છે પણ આ સભામાથી મારે આવા પાંચ મનુષ્યો જોઈએ છે.

૧ જાણતાં અજાણતાં પણ કુંથુઆ સરખા નાના જીવની પણ હત્યા કરવા જે જીવ તૈયાર ન થાય, અને પળેપળે જીવદયા પાળવાની ચિંતવના કરે

૨ ક્રોધથી, લોભથી, હાસ્યથી, ભયથી, રાગથી કે દ્વેષથી પણ જે જરાપણ જુઠું બોલવા તૈયાર ન થાય

૩ માલીકની રજા વિના એક તૃણ સરખુ પણ જે ગ્રહણ ન કરે

૪ જીવન પર્યંત બ્રહ્મચર્ય પાળવા તૈયાર થાય

૫ એક કોડી પણ પાસે ન રાખવાનો–પરિગ્રહનો નિયમ સ્વીકારે

જે કોઇ આ પ્રતિજ્ઞાઓ સ્વીકારવા તૈયાર હોય તે મારી સામે આવો સભામા સૂનકાર વ્યાપ્યો રત્ન મેળવવાની લાલચ તો બધાને થઇ પણ તે માટેના નિયમો વિચારતા બધા થભી ગયા

અભયકુમાર કહે આવો એક નિયમ પણ સ્વીકારવા તમો તૈયાર નથી ત્યારે આ મહાત્માએ તો એકી સાથે આ પાચે નિયમો ગ્રહણ કર્યા છે અને છતા તેમને આ રત્નો લેવાની લાલચ નથી બોલો આવા મહાન આત્માની મશ્કરી-હાસી કરી નાહક પાપકર્મો બાધવાની તમારી મુર્ખાઇ માટે શુ કહેવુ ?

સૌને પોતાની ભૂલ સમજાઇ અને તરતજ માફી માગતા સાધુ ચરણે નમી પડયા

## ૨ શાસન ભકિત માટે સત્યાગ્રહ [દૃષ્ટાંત]

એક સમયે પૂજ્ય હેમચદ્રાચાર્યને શાસ્ત્ર–જ્ઞાન લખવા માટે તાડપત્રોની જરૂર હતી આખા પાટણ શહેરમાં તપાસ કરાવી પણ તાડપત્રો ન મળ્યા

મહારાજા કુમારપાળે આ વાત સાંભળી પોતાના ગુરુ માટે જરૂરી વસ્તુ પોતાના રાજ્યમાથી ન મળી માટે ઉપવાસનુ પ્રત્યાખ્યાન માગ્યુ.

સૂરિ મહારાજે કહ્યુ—આ કળિકાળમા આવો આગ્રહ કરવો યોગ્ય નથી છતાં પણ શાસનભક્તિમા કંઇ પણ ક્ષતિ રહે એ કુમારપાળ જેવા શાસન સેવકને કેમ ગમે? તેમણે તો તે સામે સત્યાગ્રહ શરૂ કર્યો

પ્રભુ સન્મુખ બેસી ધ્યાનમા લીન બન્યા ત્રણ દિવસના ઉપવાસ અ તે શાસનરક્ષક દેવીએ કુમારપાલનો બગીચો તાડપત્રમય બનાવી દીધો

પ્રભાતે મહારાજાએ પારણુ કરી ગુરુદેવપાસે તાડપત્રોનો ઢગ કર્યો. કેવી શાસન ભક્તિ?

## ૩ પ્રેમપૂર્વક ભૂલ સમજાવી [દૃષ્ટાંત]

કોઇ એક ગામમાં કોઈ મુનિરાજનું અચાનક આવવું થયુ આવતી કાલે છઠ્ઠ તપનું પારણુ હતુ. પણ કુદરતી રીતેજ કૃશ શરીરવાળા આ મુનિરાજ સાજનુ પ્રતિક્રમણ કરી નિદ્રાવશ થઇ ગયા

એકાદ પહોર વીત્યો ત્યા મુનિરાજ જાગૃત થયા ઉચે જોતા ચંદ્રમાની ચાદની ચોમેર એવી પથરાઇ હતી, કે જાણે પહોર દિવસ ચઢયો ન હોય

અર્ધ નિદ્રાને અર્ધ તદ્રાવસ્થામાં ભ્રમથી મુનિરાજ ઝોળીમા પાત્ર લઇ ગોચરી માટે ગામમા નીકળ્યા થોડેક ગયા ત્યા ગ્રામજનોનાં મકાનનાં બારણા બધ જોયા મુનિરાજ આગળ ચાલ્યા

એક મકાનનું બારણું અર્ધ બીડેલુ જાઇ મુનિરાજ મકાનમા પેઠા, અને 'ધર્મલાભ' કહી ઉભા રહ્યા

પોતાના આગણે કસમયે મુનિરાજનાં પગલાં, અને તે પણ ગોચરી માટે, આ શુ ? મકાનમાલીક અચંબામા પડી ગયો. પણ તરતજ પોતાની બુદ્ધિથી તેણે માની લીધું કે જરૂર મહારાજશ્રી ભ્રમમા ભૂલ્યા છે જો હુ ઠપકો આપીશ તો અવિનયી ગણાઇશ જો ગોચરી આપીશ તો સાધુધર્મથી ચૂકવ્યાનો દોષ મારે શિર આવશે માટે કોઈ વચ્ચેનો ત્રીજો ઉપાય મળી જાય તો વધુ ઉત્તમ!

શ્રાવક થોડીવાર નિરુત્તર રહ્યા પછી એકદમ બોલી ઊઠયો પૂજ્યશ્રી ! પધારો, આ આગણુ પાવન કર્યું. લાભ દ્યો

મુનિરાજે ઝોળીમાથી પાત્ર ધર્યું મકાનમાલીક બોલ્યો, ગુરુદેવ ! મને પોરસિનુ પ્રત્યાખ્યાન આપોને! અને પોરસિને હવે કેટલોક સમય હશે ?'' હાથજોડી નતમસ્તકે ઊભો-

મુનિરાજને આકાશમડલ તરફ જોવાની ફરજ પડી, અને ભાન આવ્યું કે હજી તો રાત્રિનો બીજો પહોર ચાલે છે

શ્રાવકનો ઉપકાર માનતા મુનિરાજ જયણાપૂર્વક ઉપાશ્રયે ચાલ્યા ગયા અને પ્રાયશ્ચિત્ત લીધુ

અપરિપકવ-અજ્ઞાની આત્માઓ આ વખતે શું કરે? કેવા આક્ષેપો મુકે? આ પણ એક વિચારણીય પ્રશ્ન છ

## ૯ આપત્તિ અને સપત્તિ સજ્જનોને મન સરખી હતી. [દૃષ્ટાંત]

સમૃદ્ધિવાન પાટણ શહેરમા ભીમદેવ સોલંકી રાજ્ય કરે નાગરાજ નામે એક શ્રાવક પાટણનો રહીશ ધર્મપ્રિય અને ગુણવાન ધનાઢચ અને ગજ્યનો માનીતો.

કોલેરાનો રોગ પાટણમા શરૂ થયો તેનો ભોગ નાગરાજ બન્યો આ લક્ષ્મીપાલકને સંતાન ન હતુ પરતુ સ્ત્રી ગર્ભવતી હતી તે ધોલકા જઈ રહેવા લાગી. કોટિનિધાન ઘરમાં ભૂમિશયન થયું

સુંદર દોહલાયુક્ત પુત્રરત્નનો જન્મ ધોળકામાં નાગરાજની સ્રીને થયે. મોસાળામા મોટા થતા આ પુત્રનું નામ પાડયું આભડ.

આભડ મોટો થયા પછી પાટણ આવ્યો, પિતાનું દાટેલું ધન મેળવી કોટયાધિપતિ બન્યો. પણ સદ્ગુણી પિતાનો સદ્ગુણી બાલક, તેથી નથી તેનામા જરાય પૈસાની ખુમારી

લક્ષ્મી કોની થઇ છે ? કે તે આભડની થાય કાળ જતાં લક્ષ્મીએ રીસામણાં લીધા. ધીમે ધીમે ચારે તરફથી નુકશાન પર નુકશાન. એક વખતનો કોટયાધિપતિ રસ્તાનો ભિખારી બની ગયો. પવાલું અનાજ ને વસ્ત્ર જેટલા પગારથી કોઈ મણિયારને ત્યાં તે મણીઓ ઘસવા ને ધમણ ફૂંકવા રહ્યો

ગરીબ બન્યા છતાં પણ કુળની ખાનદાની જતી નથી. શ્રીમાન્ હેમચંદ્રાચાર્યનો સમાગમ થયો અને પિતાના પગલે તેણે પરિગ્રહનુ પ્રત્યાખ્યાન માગ્યું 'પચાશ સોનૈયાથી વધુ નહિ રાખું' ગુરુજી ભવિષ્ય જાણુતા હતા આજનો ભિખારી આવતી કોલે ફરી કોટયાધિપતિ બનવાનો છે। એટલે તેનો સમજાવ્યો કે આટલાથી તારે નહીં નભી શકે એટલે 'પચાસ-હજાર સૌનૈયાથી વધુ થાય તો દાનમાં આપી દેવાનો નિયમ લીધો'

થોડા સમય બાદ એક બકરી વેચાતી લીધી તેના કોટે એક પથ્થર બાધેલ હતો. પૂણ્યશાલીઓ જ આ પત્થરની કિંમત જાણી શકે છે આભડે તે પથ્થર જોયો આતો નીલમણિનો ટૂકડો હતો તે તેણે લઈ લીધો તેમાથી અનેક મણિ તૈયાર કર્યા, ફરીથી પાટણ શહેરમાં આભડશા શેઠનો સિતારો ચમકી ગયો. નિયમાનુસાર લક્ષ્મીથી વધારાનું ધન સન્માર્ગે વપરાવા લાગ્યુ. અંતિમાવસ્થાએ ચોપડામાં

જોતાં અઠાણું લાખ દ્રવ્ય શુભમાર્ગે ખર્ચ કર્યાનું જણાયું છતા પણ શેઠ કહે છે કે મેં કઇ શુભમાર્ગે ખર્ચ ન કર્યું ! ખરેખર હું અભાગી છું !

આભડશાના પુત્ર જાવડશાએ પિતાની અતિમ ઇચ્છાપુરી કરવા થોડું વધુ મૂક્યું. આભડશા શાતિપૂર્વક નિર્વાણ પામ્યા

જાવડશાએ પિતાની લક્ષ્મીનો સદ્વ્યય કરી પુષ્કળ દાનધર્મ કર્યો સિદ્ધાચળ તીર્થનો જીર્ણોદ્ધાર કરી કીર્તિ સપાદન કરી

ધન્ય છે આવા સમદૃષ્ટિ પૂર્વજોને !

## કુળાચાર–ઉપસંહાર

આ પ્રમાણે શાસનસેવા એ પોતાના કલ્યાણ માટેની દરેકની ફરજ છે, પણ કોઇએ શાસનસેવાના બહાના નીચે સતપુરુષો પર આક્ષેપો મૂક્યા નથી કોઇ તીર્થંકર દેવે શાસનસેવા આવી રીતે કરવાની ફરજ પણ પાડી નથી શક્તિ અનુસાર કલ્યાણકારી સાધનનો ઉપદેશ આપ્યો છે કોઇની ભૂલ થઇ જાય તો ભૂલનો ઢોલ પીટાવી તેને ઉતારી પાડવો એ તો મહાન અન્યાય છે ભૂલ સુધારવાનો પ્રસગ ઉત્પન્ન કરી સામા માણસને સુધારવામાં ખરો ધર્મ છે

વિરધવળ રાજાનો મામો ગુરુદ્રોહી હતો તો તેમના મત્રી વસ્તુપાળ–તેજપાળે તેનો હાથ કાપી લાવી રાજાની સન્મુખ મૂક્યો હતો અને ગુરુદ્રોહીને અપાયેલી શિક્ષાથી વીરધવળ ઉલટા ખુશી થયા હતા આવી ગુરુભક્તિ હતી

વિચક્ષણ શ્રાવકો શાસનસેવા અર્થે ગુરુને અજોડ ઉપકારી માની તેમના તરફ બહુ માનભર્યો વર્તાવ રાખ્યાના અનેક દાખલાઓ છે અને તેમાજ ઉભયનું કલ્યાણ સમાએલું છે.

હા ! સમાજમાં બધા સરખા હોતા નથી. ભારે કર્મી આત્માઓ ધર્મની હીલના કરનારા પણ હોય છે. સારૂં અને નરસુ એ જોડકું જગતમા હોય છે જ સારાની પરિક્ષા નરસુ હોય તોજ થાય, પણ એથી એવા અધમ આત્માઓ પ્રત્યે તિરસ્કાર કરવાનુ જૈનધર્મ નથી સમજાવતો આવા આત્માઓને ચીડવવા, કષાયો વધારવા અને ભવાતરના ચીકણાં કર્મ બાધવા એ શ્રાવકો માટે અતિ દુ ખનો વિષય છે તેવા આત્માઓને સુધારવા માટે દ્રવ્યભાવથી દયા લાવવી, તો તેવાઓ પણ સુધરી જાય છે.

શ્રાવક કુળના નિયમોનુ આવી રીતે દીર્ઘકાળ સુધી ચિંતન-મનન અને શક્તિ અનુસાર પાલન કરવાથી પ્રાયે બીજા ત્રીજા ભવે પણ આ આત્મા જરૂર ઉચ્ચ શ્રેણિ પ્રાપ્ત કરી મોક્ષસુખનો અધિકારી બની શકે છે



# કર્તવ્ય ૩ જું

## સવારસાંજ પ્રતિક્રમણ કરવુ.

### -ભગવાનનું ફરમાન-

કુળાચારના નિયમોને વિચારી શ્રાવકે પ્રતિક્રમણ કરવુ જોઇએ, રાગ અને દ્વેષથી અહોનિશ સુતા કે જાગતા આ જીવ અનેક પ્રકારના અનાદિ કાળના અભ્યાસથી પાપ બાંધે છે આવુ જાણીને જ્ઞાની ભગવતે પરમપથ્ય ઔષધરૂપ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા,—ચતુર્વિધ સ ઘને ઉભયકાલે—સવારસાજ પ્રતિક્રમણ કરવાનું ફરમાવેલ છે

### -પ્રતિક્રમણની કિમત-

એક લાખ યોજન પ્રમાણ જંબુદ્વીપમા જેટલા પર્વતો છે તે બધાય કદાપિ સોનાના થઇ જાય, અને તે સમગ્ર સુવર્ણનું કોઇ દાતાર દાન કરે અગરતો—

એક લાખ યોજનામા જેટલી રેતી છે તે રેતીના સર્વ કણો કદાપિ રત્નો બની જાય અને એ રત્નોનુ કોઇ દાતાર દાન કરે

તો પણ

એક દિવસમા લાગેલ પાપની શુદ્ધિ થઈ શકતી નથી

જ્યારે દિવસ રાત્રિમા લાગેલ પાપની શુદ્ધિ કરવાની ભાવનાવાળો માણસ–ભવ્યાત્મા હરહમેશના દોષોની શુદ્ધિરૂપ આલોચના–પ્રતિક્રમણ કરે તો તે પાપથી વિશુદ્ધ બની આ સ સારસમુદ્રથી પાર ઉતરી પરમ સિદ્ધિપદનો ભોક્તા થઇ શકે છે.

## -પ્રતિક્રમણનો મહિમા-

ગારૂડીમંત્ર જેમ સર્પના ઝેરને ઉતારે છે, તેમ ગણધર ભગવાન કથિત મહામંત્રગર્ભિત પ્રતિક્રમણના એકે એક સૂત્ર ભવોભવના પાપરૂપી ઝેરને ઉતારે છે, અને નવા ઉત્પન્ન થતા પાપરૂપી ઝેરથી પણ રક્ષણ કરે છે

મંત્રનો ગંભીર અર્થ ભલે ન સમજ્યા હો, છતા મંત્રથી વિધિ અને શ્રદ્ધાના બળે કરીને સુવર્ણ સિદ્ધિ, દેવપ્રસન્નતા આદિ પ્રાપ્ત થઈ શકે છે તેમ પ્રતિક્રમણ સૂત્રરૂપી મહામંત્રોની વિધિ અને શ્રધ્ધાના બળે આત્માથીઓ અઇમુત્તા જેવા બાલ મુનિની જેમ કેવળજ્ઞાન રૂપી ઋદ્ધિ સિદ્ધિ ને પ્રાપ્ત કરી શકે છે

## પ્રતિક્રમણ સર્વધર્મનું અને સર્વ ધર્માનુષ્ઠાનનુ કેન્દ્ર સ્થાન છે.

શ્રી દેવાધિદેવ તિર્થંકર ભગવાનથી લઇને સામાન્ય શ્રદ્ધાળુ એવા સમ્યગ્દૃષ્ટિ અને માર્ગાનુસારી આત્માઓને પ્રતિક્રમણ અનુષ્ઠાન એકાતે ઉપકારી છે એટલે જગતમાત્રના સર્વ ધર્માનુષ્ઠાનોમા આ પ્રતિક્રમણ અનુષ્ઠાન 'કેન્દ્રસ્થાન' ભાવને યોગ્ય છેજ.

પ્રતિક્રમણ એ માનવમાત્રને કરવાયોગ્ય અવશ્ય કરણી છ વિભાગોમા વિભક્ત થયેલ છે આ છએ વિભાગો એક બીજા સાથે એવા સંકળાયેલા છે કે તેના એક એક વિભાગને છૂટો પાડી તત્વાર્થ દૃષ્ટિએ વિચારશો તો તે દરેક ભાગમા પણ છએ આવશ્યકો ગુંથાઇ ગયેલ જણાશે આમ પ્રતિક્રમણની વિધિરચના અલૌકિક રીતે બનાવેલી છે એટલે પ્રતિક્રમણને શ્રાવક ધર્મના મધ્યબિંદુ તરીકે ઘટાવીએ એ કોઇ રીતે અયુક્ત નથીજ.

મનુષ્યની માનવતાને ટકાવનાર-વૃદ્ધિ કરનાર. દાનવતા -પિશાચપણુ નાશ કરનાર છ આવશ્યકો સામાયિક, ચઉવિસત્થો વંદનક, પ્રતિક્રમણ, કાઉસગ્ગ અને પ્રત્યાખ્યાન.

## છ આવશ્યકની ટુંક સમજ

### સામાયિકઃ-

જગતની ઉપાધિ અને ઉપાધિદ્વારા થતી માનસિક, વાચિક અને કાયિક પ્રવૃત્તિને છોડીને પરમાત્મા રૂપ આત્માના માર્ગની સાચી શોધ કરવા માટે સમતા ભાવમા લીન બનવુ. ગુરૂની સાક્ષિએ ઓછામા ઓછું બે ઘડી "કરેમિભંતે" સૂત્રના ઉચ્ચાર સ્વીકાર પૂર્વક સાવદ્યના ત્યાગરૂપ આ સમતાની જે કબૂલાત આપવી પ્રણાતે સત્ય પ્રતિજ્ઞા કરવી, તેનુ નામ સામાયિક

### ૨ ચઉવિસત્થો:-

સર્વજ્ઞ, સર્વદર્શી પરમાત્મા શ્રી ઋષભદેવ આદિથી શ્રી મહાવીર સ્વામિ પર્યંત ચોવીશ જિનેશ્વરોની સ્તુતિરૂપ લોગસ્સ સૂત્રનું મન વચન કાયાથી ભાવ આરાધન કરવુ, તેનું નામ ચઉવિસત્થો

### ૩ વંદનકઃ-

સંસારમા રખડતા જીવોને પરમ પવિત્ર પ્રભુ શાસન રૂપ-બાવનાચંદનની શીતળ છાયા બતાવનાર, નિગ્રંથ મહાન ધર્માચાર્યાદિ ગુરૂઓનો બહુમાન, સત્કાર, સ્તુતિરૂપ, તેમને કરાતુ વંદન, દ્વાદશાવર્ત્ત (વાંદણા) સૂત્રથી તેમના પ્રતિ ભક્તિ પ્રદર્શિત કરવી તેનું નામ વંદનક

## ૪ પ્રતિક્રમણ:-

રાગદ્વેષથી વ્યાપેલા અનેક પાપથી શુદ્ધ કરવા પોતાના આત્માની ઘૃણા-નિંદા કરવા રુપ પ્રતિક્રમણ

## ૫ કાઉસગ્ગ:-

કાયાની ચપળતા, વાણીની વાગ્જાળને છોડીને મનથી પરમાત્માનુ ધ્યાન ધરતા નમસ્કાર મહામંત્ર લોગસ્સાદિનું સ્મરણ કરવુ તેનું નામ કાઉસગ્ગ

## ૬ પ્રત્યાખ્યાન:-

નિયતકાલ પ્રમાણે આત્માને મુખ્યત્વે આહારાદિના પાપથી નિવૃત્ત રાખવો, તેનુ નામ પ્રત્યાખ્યાન

## છ આવશ્યક નો ઉપન્યાસક્રમ:-

૧ જ્યા સુધી સમભાવ રૂપ સામાયિક પ્રાપ્ત ન થાય, ત્યા સુધી ચતુર્વિંશતિ-(લોગસ્સ ચઉવિસત્થ) સ્તવ ભાવપૂર્વક થઇ શકતુ નથી જડવાદથી સુખની ભ્રમણાઓમા પરિભ્રમણ કરતા જીવને પોતાના શુદ્ધ સ્વભાવનો ખ્યાલ પણ સમભાવ સિવાય પ્રાપ્ત થઇ શકતો નથી, માટે સમભાવી આત્મા જ શ્રી દેવાધિદેવ વિતરાગ પરમાત્માની ઉપાસનાને યોગ્ય છે

૨ આત્મા પોતેજ સ્થિર, શાંત કે સમભાવમા હોતો નથી. ત્યા સુધી સમભાવ સ્થિત મહા પુરુષોમા રહેલા ગુણોને જાણી શકતો નથી તેમજ તે ગુણોથી ઉત્સાહિ અને પ્રસન્ન બની, તે ગુણોની પ્રશંસા પણ કરી શકતો નથી આ કારણથીજ સામાયિકની પછી ચતુર્વિંશતિસ્તવ છે

૩ ચતુર્વિંશતિ સ્તવ કરવા ને યોગ્ય અધિકારી ગુરુવંદન પણ વિધિ પૂર્વક કરી શકે છે કારણ કે ચોવીશ તિર્થંકરોના

ગુણોથી પ્રસન્ન થઇ જેમણે તેમની સ્તુતી કરી નથી તે તીર્થંકર ભગવતના માર્ગના ઉપદેશક સદ્ગુરુને ભાવ પૂર્વક વદન કરી શકતોજ નથી આમ હોવાથી ચતુર્વિંશતિ-સ્તવ પછી વંદનનો ક્રમ છે.

૪ વંદન પછી પ્રતિક્રમણુ નો હેતુ એ છે કે. આલોચના ગુરુ સમક્ષ જ કરી શકાય છે જે નિરંતર ગુરુવદન કરતો નથી, તેને આલોચના પણુ યથાર્થ પાપના નિકંદન રૂપ ન બને અને ગુરુવદન સિવાય કરેલ આલોચના પણુ નામ માત્રની જ આલોચના છે- તેનાથી કાઇ પણ સાધ્ય સિદ્ધિ થઇ શકતી નથી આ કારણુથી વદન પછીજ પ્રતિક્રમણુ આલોચનાનો ક્રમ છે

૫ કાયોત્સર્ગ એ એક ચિત્તની અપૂર્વ નિર્મલતા સ્વરૂપ અનુષ્ઠાન છે અને તે પ્રતિક્રમણુ (આલોચના) કર્યા પછી જ પ્રાપ્ત થાય છે કારણુ કે જ્યા સુધી પ્રતિક્રમણુ દ્વારા પાપની આલોચના ચિત્ત શુદ્ધિકરી નથી. ત્યા સુધી ધર્મધ્યાન શુકલધ્યાન પ્રાપ્ત કરવા માટે જે ઉદ્દેશથી કાર્યોત્સર્ગ કરવાનો છે, તે ઉદ્દેશ કોઇ પણુ રીતે પ્રાપ્ત (સફળ) થતો નથી. આલોચના દ્વારા ચિત્ત શુદ્ધિ કર્યા વિના જે કાર્યોત્સર્ગ કરેછે તે તેના મુખથી કે મનથી ગમે તેવા પરમ પવિત્ર શબ્દોનો જાપ થાય તો પણ તેના અંતરમા ઉચ્ચ ધ્યેયનો વિચાર ઉદ્ભવી શકતો નથી, કારણુ કે અનુભવેલ પાપનું શલ્ય ધ્યાનમા ખડું થઇ જાય છે માટેજ પ્રતિક્રમણુ પછી જ કાર્યોત્સર્ગનો ક્રમ છે.

૬ કાયોત્સર્ગ દ્વારા વિશેષ ચિત્ત શુદ્ધિ, એકાગ્રતા, અને આત્મ-બળ જે પ્રાપ્ત કરે છે. તેજ પ્રત્યાખ્યાનનો સાચો અધિ-કારી છે જે આત્માએ ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરી નથી

તેમજ વિશુદ્ધ પરિણામે સંકલ્પબળનો સંગ્રહ કર્યો નથી, તે કદાચ પ્રત્યાખ્યાન કરે, તો પણ તે પ્રત્યાખ્યાનનો સારી રીતે ફાસીત–પાલિત આદિ છ ગુણોથી તેનો નિર્વાહ કરી શકતો નથી પ્રત્યાખ્યાન સર્વથી છેલ્લી આવશ્યક ક્રિયા છે, કારણ કે તેના માટે વિશેષ ચિત્ત શુદ્ધિ અને વિશેષ ઉત્સાહની આવશ્યકતા છે અને તે કાર્યોત્સર્ગ વિના પ્રાપ્ત થઇ શકતી નથી. આમ હોવાથી કાર્યોત્સર્ગ પછી પ્રયાખ્યાન છે.

જે ક્રિયા આત્માના વિકાસ ને લક્ષ્યમાં રાખી કરવામાં આવે છે, તેજ આધ્યાત્મિક ક્રિયા છે. આત્માનો વિકાસ એટલે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ ચારિત્ર આદિ જીવના સ્વભાવિક ગુણોની ક્રમશ શુદ્ધિ કે વૃદ્ધિ તે જેનાથી થાય છે. તે આવશ્યક સાચી આધ્યાત્મિક ક્રિયા છે.

## પ્રતિક્રમણમાં બોલાતાં સૂત્ર અર્થપૂર્ણ અને લાભકારી છે.

૧ ચૈત્યવંદન અને તે માટે બોલાતાં બધાં સૂત્રો જગચિંતામણિ, જંકિંચિ, નમુત્થુણં, અરિહંત ચેઈઆણું, લોગસ્સ, પુક્ખરવરદી, સિદ્ધાણં બુદ્ધાણં, જાવંતિ. વિશાલલોચન, સકલતીર્થ, નમોસ્તુ, ઉવસ્સગ્ગહર વગેરે વડે આપણો આત્મા ત્રણે જગતના શાશ્વત, અશાશ્વત નામ–સ્થાપના–દ્રવ્ય–ભાવ જિનેશ્વરોના દર્શન, પૂજન, વંદન, સ્તુતિ, સત્કાર, સન્માન અને સમકિતાદિનો લાભ મેળવે છે

૨ પ્રણિપાત–ખમાસમણ, ઇચ્છાકાર, અબ્ભુટ્ઠિઓ, વાંદણા, અઠ્ઠાઇજેસુ, આદિ સૂત્રોથી આ આત્માને ધર્માચાર્યાદિ મહાવ્રતધારી ગુરુજનને વંદન આદિનો મહાન લાભ પ્રાપ્ત થાય છે.

૩ ઇરિયાવહિયં, તસ્સઉત્તરી, અન્નત્થ, સાતલાખ, અઢાર પાપસ્થાનક,સવ્વસવિ, ઇચ્છામિઠામિ, વંદિત્તુ, આદિ સૂત્રો વડે આત્માને લાગેલા પાપના થર ઉખેડી નાખી લઘુતાદિ ગુણોની પ્રાપ્તિ વડે નમ્રતા ગુણનો લાભ થાય છે

૪ જ્યા જ્યા નવકાર–લોગસ્સ આદિના કાઉસગ્ગ–કાયોત્સર્ગ કરવામા આવે છે ત્યારે મન વચન કાયાને વોસિરાવેલ હોવાથી તે વડે સહેજે થઈ જતા પાપ રોકાય છે. કાયાની ચપળતા ટળે છે. ચિત્ત નિર્મળ બને છે, પરમાત્મા તિર્થંકર દેવનું સ્મરણ થાય છે. જ્ઞાન, દર્શન ચારિત્રની પ્રાપ્તિ થાય છે પાપની વિશેષ શુદ્ધિ થાય છે.

૫ કરેમિભંતે આદિ સૂત્રોથી, નમુકકારસહિત, પોરસી, સાઢપોરસી, પુરિમડ્ઢ, અવડ્ઢ, એકાસણુ, આયંબિલ, ઉપવાસ, દેસાવગાસિક આદિ પ્રભાતના પ્રત્યાખ્યાનોથી અને પાણહાર ચૌવિહાર, તિવિહાર, આદિ દિવસના પ્રત્યાખ્યાનોથી આપણો આત્મા નરકાદિ દૂર્ગતિનાં દુઃખોથી બચી જાય છે દ્રવ્ય ભાવથી આત્મા શુદ્ધ થાયછે. વ્યભિચારાદિ દોષોની સ્વાભાવિક નિવૃત્તિરૂપ સંવરભાવે દ્રવ્યથી અને ભાવથી વિરતિ ગુણની પ્રાપ્તિ કરે છે સંયમ ગુણને ખીલવે છે.

૬ શરૂમાં લેવાતું સામાયિક સમતારૂપે હોવાથી ઉપરોકત બધાય લાભના મુખ્ય નિમિત્તરૂપ ભાવ મંગલનુ કારણ છે સામાયિકથી સર્વગુણ સંપન્નતા પ્રાપ્ત થાય છે સામાયિકનુ પ્રત્યાખ્યાન "કરેમિભંતે" સૂત્ર સર્વ સૂત્ર શિરોમણિ ભાવને ધારણ કરવા રૂપ અનંતા તિર્થંકરોનું, અનંતા સંયમીઓનુ આરાધ્ય સૂત્ર છે આ સૂત્ર ભવોભવની સાચી શાન્તિના સુખ ભંડારમય છે.

# ૭ આવશ્યકનું વિસ્તીર્ણ વર્ણ અને ભિન્ન ભિન્ન રૂપે લૌકિક અને લોકોત્તર ફળ

## ૧ સામાયિકનું સ્વરૂપ–માહાત્મ્ય

શ્રી તીર્થંકર દેવો દીક્ષા અવસરે આભૂષણ વસ્ત્રો છોડી પંચમુષ્ઠિ લોચ કરી રાગદ્વેષથી રહિત બની સર્વ વિરતિ સામાયિક (ચારિત્ર) ધારણ કરવા જાવજીવન પર્યંત નિયમ રૂપે શ્રી કરેમિભંતે સૂત્ર ઉચ્ચરે છે તીર્થંકરદેવ સ્વયં ભગવાન હોવાથી તેમજ જગતના સ્વયં ગુરૂ હોઈ 'ભંતે' શબ્દને બદલે 'નમો સિદ્ધાણં' બોલી કરેમિભંતેનું પચ્ચક્ખાણ ધારણ કરે છે અને લોકોત્તર ગુણવાળા તે તીર્થંકર દેવોને તેજ ટાઇમે મનપર્યવ નામનું ચોથું જ્ઞાન ઉત્પન્ન થાય છે આ કરેમિભંતે સૂત્રની આરાધના સિવાય કોઈ આત્મા શાશ્વત સુખ પામતો નથી. પામ્યો નથી કે પામશે નહિ શ્રી ગણધર ભગવંતોથી લઇને ચરમ શરીરી તમામ સાધુ મહાપુરુષો પણ આજ કરેમિભંતે સૂત્રથી સર્વવિરતિમય ચારિત્ર ધર્મ મેળવે છે

ગૃહસ્થાશ્રમી માનવ–પ્રભુ શાસનને પામેલ શ્રાવક પણ સામાયિક પૌષધના વિશેષ નિયમ રૂપે આજ કરેમિભંતે ઉચ્ચરે છે તફાવત એટલો જ કે સાધુ જીવનના મૂળભૂત કરેમિભંતે જાવજીવના નિયમવાળું મન, વચન, કાયાના ત્રિકરણ યોગે સાવદ્યપાપ ન કરવું ન કરાવવું અને કરનારની અનુમોદના પણ ન કરવી એવા પ્રત્યાખ્યાન રૂપે છે જ્યારે શ્રાવક જીવનમાં આ સૂત્ર બે ઘડી (૪૮ મિનિટ) અગર પૌષધના (દિવસ, રાત્રિ, અથવા દિવસરાત્રી સાથે) નિયમ રૂપ મન, વચન, કાયાથી સાવદ્યપાપ ન કરવા ન કરાવવાના પ્રત્યાખ્યાન રૂપે છે.

જાવજ્જીવ પ્રત્યાખ્યાનવાળા મહાપુરૂષો અનંતજ્ઞાન અનંતદર્શન અને અનંતચારિત્ર બળથી અવ્યાબાધ સુખને શિઘ્ર પ્રાપ્ત કરે છે અપવાદ રૂપે કોઇક દેવાદિ ગતિને પામે છે

શ્રાવક જીવનમા સામાયિક-પોષધમા રહેલા આત્માઓ પણ અવધિજ્ઞાનાદિ ઉજ્જ્વળ ગુણને પ્રાપ્ત કરનાર બને છે, અને આયુષ્ય પૂર્ણ થયે દેવાદિ ગતિ મેળવે છે

સામાયિક પારવાની ગાથા પણ પરિપૂર્ણ મહત્વ બતાવે છે. સામાયિક વ્રતથી જોડાયેલ શ્રાવક જ્યા સુધી સામાયિકના નિયમ સહિત હોય ત્યા સુધી અશુભ કર્મોનુ છેદન કરે છે અને જેટલી વાર સામાયિક કરે તેટલી વાર સાધુ જેવોજ ગણાય છે માટે સુજ્ઞ માણસોએ વારંવાર સામાયિક કરવું જોઇએ

## સામાયિક કરવાનો ટૂંક વિધિ માર્ગ

શુદ્ધવસ્ત્ર, ચરવલો, કટાસણું, મુહુપત્તિ, નવકારવાલી, પુસ્તક એ સામાયિકના ઉપકરણો કહેવાય છે

ગુરુમહારાજનો યોગ હોય તો સ્થાપનાચાર્યથી જ સામાયિક થાય, જ્યારે ગુરૂ મહારાજનો વિયોગ હોય તો પુસ્તકાદિની સ્થાપના સ્થાપીને સામાયિક વ્રતનો ઉચ્ચાર કરાય છે

શુદ્ધ જગ્યાને પૂંજી, યોગ્ય મુદ્રા, યોગ્ય ઉપયોગથી સામાયિક લેવું (સામાયિક લેવાની વિધિ અન્ય પુસ્તકો-માથી જોઇ જવી) વિધિમા સજ્ઝાયના જે બે આદેશ આવે છે આનો ભાવાર્થ એ છે કે સામાયિકા સજ્ઝાયમય જ છે સજ્ઝાય એટલે સ્વાધ્યાય, જાતે અભ્યાસ કરવો

## સ્વાધ્યાયના પ્રકાર

૧ વાંચના--ગુરુ આદિ પાસે નવા સૂત્ર આદિનો પાઠ લેવો

૨ પૃચ્છના--લીધેલા પાઠ આદિ સબંધી અર્થની પૂછપરછ કરવી

૩ પરાવર્ત્તના--પૂર્વે ભણેલા પાઠ સંભાળીને તૈયાર કરવા ભણવાની શક્તિ ન હોય તેઓએ મનમા નવકાર મંત્રનો જાપ કરવો

૪ અનુપ્રેક્ષા-કાઉસગ્ગ, ધ્યાન, વિગેરેમા સંસારની અસારતા અને મહાપુરૂષોના પવિત્ર માર્ગનો મૌનપણે વિચાર કરવો

૫ ધર્મકથા--મહાપુરુષોએ શાસ્ત્રમા દર્શાવેલી મહાન કથાઓનું વાચન કરવુ પોતાનાથી ઓછા જ્ઞાનવાળાને આ કથાઓ સંભળાવવી

આવી રીતે સ્વાધ્યાયમાં સામાયિકનો સમય પસાર કરવો તે આત્માની ઉન્નતિ કરનાર છે

રાજકથા, દેશકથા, ભકતકથા, સ્ત્રીકથા, મર્મભેદિની કથા, દર્શનભેદિની કથા, ચારિત્રભેદિની કથા, આવી વિકથાઓ વાચવી સાભળવી એ ઘોર નરકાદિ કર્મબંધ કરનાર છે. કોઇના છિદ્ર જોવા રૂપ પ્રવૃત્તિ ન કરતા સમભાવમાં રહીને સ્વાધ્યાયમા અથવા મૌનરૂપે સાંમાયિક વ્રતમા સ્થિર રહેવુ.

સામાયિક લઇ પછી પ્રતિક્રમણુમા જોડાનારને યથાયોગ્ય સ્વાધ્યાય આવી જાય છે પણ પ્રતિક્રમણુ ન કરનાર આત્મા એકલું સામાયિક કરે ત્યારે ઉપરોક્ત કથનનો વિચાર કરવો ખાસ જરૂર ભર્યો છે

હવે સામાયિક વ્રતના ફળ વિષે શાસ્ત્રોક્ત બે દષ્ટાંત નીચે ટાકી બતાવેલ છે

## સામાયિકની કિંમત—(દ્દષ્ટાંત)

શ્રી ચરમ તિર્થંકર મહાવીર પરમાત્માએ નરકના નિવારણની પ્રાર્થના કરતા શ્રેણિક મહારાજાને આશ્વાસન આપતા કહ્યુ હતું કે--

'જો પુણિયા શ્રાવકનુ સામાયિક તને પ્રાપ્ત થાય તો તારા નરકના બંધન જરૂર ત્રુટી જાય'

શ્રેણિક તુરતજ પુણિયા શ્રાવક પાસે જઈ સામાયિકની માગણી કરે છે. બદલામા ધન-વૈભવના ઢગલે ઢગલાની લાલચ બતાવે છે, પુણિયો શ્રાવક જવાબ આપે છે

'હે મગધાધિપતિ ! આ સામાયિકની કિંમત કોણ કરી શકે ?, જાણો છો, તિર્થંકર દેવજ

શ્રેણિક ! સામાયિકની કિંમત માટે ફરી પ્રભુ પાસે જઇ પૂછે છે પ્રભુ પ્રત્યુત્તર દે છે

શ્રેણિક ! તારૂ મગધદેશનુ આખુ રાજ્ય એક પલ્લામા મૂકી દે, તો પણ રત્નત્રયીના ખજાનારૂપ આ સામાયિકનું પલ્લું નીચુ જ રહેશે'

સમજો, સામાયિકની કેટલી કિંમત !

## હાથીનુ ભાવ સામાયિક (દ્દષ્ટાત)

એક ગામમા એક વૃદ્ધા ડોશી રહેતી હતી તેને દર-રોજ સામાયિક કરવાનો નિયમ હતો

પડોશમાં એક ક્રોડોપતિ દાતારી રહેતો હતો સૂર્યોદય સમયે ખાડી સૂવર્ણદાન કરવાનો તેનો નિયમ હતો

એક દિવસ કોઇ ઉપદ્રવના કારણે વૃદ્ધાનું સામાયિક અને દાતારનુ દાન બંધ રહી ગયુ બન્ને ભારે અફસોસ કરવા લાગ્યા, વૃદ્ધા કહેવા લાગી હુ કેટલી અભાગિની ! મારા નિત્ય નિયમનું સામાયિક આજે ન કરી શકી

પાડોશીએ સાભળ્યુ. તે બોલી ઊઠયો. માજી ! તમે એટલુ બધુ શુ વિશેષ કરતાં હતા કે અફસોસ કરો છો. અફસોસ તો મારે કરવાનો છે કે રોજનો દાન દેવાનો સમય આજ ન સચવાયો.

વૃદ્ધા શાત ભાવે બોલી 'હુ તો પ્રભુના ફરમાન મુજબ બેઘડી સામાયિક કરી મારો આત્મા હળવો બનાવતી હતી. એટલે મને દુ ખ થાય છે. તને ન ગમે તો કાંઈ નહિ ભાઇ !

કાળે કરી બન્ને મરણ પામ્યાં વૃદ્ધા મરણ પામી તેજ નગરમા રાજકુમારી બની દાતાર મરણ પામી બન્યો રાજ્યનો પટ્ટહસ્તિ

એક વખત નગરમા સવારી ફરતાં પોતાનુ પૂર્વજન્મનુ ઘર જોતાં હાથી નાચે પડી ગયો ઘણા પ્રયત્નો છતાં તે ન ઊઠયો

જાતિ સ્મરણજ્ઞાનનો આ પ્રભાવ રાજકુમારીના જોવામાં આવ્યો અને પોતાનું પૂર્વજન્મનું ઘર જોઈ તેને પણ જાતિ-સ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ.

રાજકુમારીએ હાથીને પ્રતિબોધ કર્યો, કહ્યુ, ઊઠ, ઊઠ, સૂવર્ણદાન કરતા સામાયિકની કિંમત વધી જાય છે, છતા તેં નહોતુ માન્યુ, હવે અફસોસ શા કામનો ?

હાથી ઊભો થઇ રાજકુમારીના ચરણે નમી પડયો તેને પોતાની ગુરૂણી માનવા લાગ્યો, રોજ સુકા ઘાસનો આહાર કરતો વ્રત પચ્ચકખાણ પાળવા લાગ્યો, બાકીનુ જીવન દયાભાવ રૂપ ભાવ સામાયિકમાં પસાર કરવા લાગ્યો

શાસ્ત્રો કહે છે કે ભાવ સામાયિક કરનાર તિર્યંચ પ્રાણી પણ આયુષ્ય પુરૂં કરી દેવલોકે ઉત્પન્ન થયો અને ત્યાથી તે સિદ્ધિપદ પામશે

## ૨ ચઉવિસત્થો—ચોવિશ જિન સ્તુતિ.

આ આવશ્યકથી શ્રી તીર્થંકર ભગવાનની ઊંચામાં ઊંચી કોટીની સ્તુતિ–સ્તવના–પ્રાર્થનારૂપ મહાન મંગલકારી આરાધના થાય છે, પ્રભુ ઋષભદેવાદિ ચોવિસ જિનેશ્વરની સ્તુતિ લોગસ્સ સૂત્રમાં જેટલી સુસંગત રીતે ગોઠવેલી છે તેવી બીજી કોઇ રીતે ભાવ સ્તુતિ છદ્મસ્થ આત્માઓ કરી શકતા નથી,

પ્રભુસ્તુતિમાં જ્ઞાની પુરૂષોએ પોતાના આત્માનો નિચોડ કરેલો હોય છે, ગુણગર્ભિત સ્તુતિ માનવજીવનને ઉન્નતિના પંથે દોરી જાય છે. લોગસ્સ આવુંજ સૂત્ર છે, સ્તુતિના નામે આજે ખોટા ચેનચાળા આડંબર ઉન્માદથી ભરેલા ગીતો—પ્રભુસ્તુતિઓમા બોલાય છે, આ સ્તુતિઓથી મનમાં નથી ઉભરાતી પ્રભુભક્તિ કે નથી ઉભરાતો પરમાત્મા પ્રત્યે પ્રેમ, આવા માનવો કોઇવાર પ્રભુ સામે પણ સ્તુતિ કરતાં કરતા લડી મરવાનો પ્રસંગ ઉત્પન્ન કરી દે છે, પ્રભુસ્તુતિમા શું માગવુ, અને શુ ન માગી શકાય, આ પણ શાસ્ત્રમાં દર્શાવ્યું છે, 'રાજા પાસે ચીભડાં માગવા' એ ન્યાયે પરમાત્મા પાસે સંસારવર્ધક પદાર્થોની માગણી—માન્યતાઓ એ ઘોર દુ:ખના કારણરૂપ છે, પ્રાર્થનામાં તો પ્રભુની સેવા અને તે દ્વારા કર્મબંધન કાપી મુક્તિધામનું શાશ્વતસુખ માગવુ જોઇએ આત્મા અંદરથી હર્ષિત થાય, ત્યારે પ્રભુસ્તુતિ મહિમાને સમજી આવીજ ઉત્તમ માગણી કરે છે, લોગસ્સ સૂત્રમાં પણ આવુજ કંઇક ભરેલુ છે એટલે તેની ગાથાઓનો ગુઢાર્થ અહીં આપવામા આવેલ છે,

## 'લોગસ્સ' નો ગુઢાર્થ.

કોની સ્તુતિ કરવાની છે તે પહેલી ગાથામા દર્શાવેલ છે, શ્રી ચોવીસે જિનેશ્વર અને બીજા પણ કેવળજ્ઞાન પામેલા આત્માઓની સ્તુતિ કરવાનું બતાવ્યુ છે, આ બધા કેવા છે? ત્રણું

લોકમાં જ્ઞાન વડે ઉદ્યોત કરનારા, ધર્મરૂપી તીર્થના પ્રવર્તાવનારા અને રાગદ્વેષને જડમૂળથી જીતી લેનારા છે સ્તુતિ કરનાર પણ યોગ્ય પાત્ર હોય તો જ આવા સુંદર શબ્દવડે સ્તુતિ કરી શકે.

બીજી ત્રીજીને ચોથી ગાથામા પ્રભુના નામ–તેમની ગુણનિષ્પન્નતા પૂર્વક ગોઠવ્યા છે આમ ચોવીસ તિર્થંકરોની નામથી સ્તુતિ કરી છે

હવે પછીની પાચમી છઠ્ઠી ને સાતમી ગાથામા પ્રાર્થનાનો ઊંડો ભાવ, ઘટિત વિશેષણો પૂર્વક પ્રાર્થના વિનતિરૂપે દર્શાવ્યો છે તેમા જણાવેલ છે કે—

"એવી રીતે મારાથી સ્તુતિ કરાએલા, કર્મરૂપી રજના મેલને દૂર કરનારા, જન્મ મરણના નાશ કરનારા, સામાન્ય કેવળીઓમા ઉત્તમ–શ્રેષ્ઠ એવા ચોવીસ તિર્થંકર દેવો મારા પર પ્રસન્ન થાઓ કેટલો ઉદાત્ત ભાવ!

"જગતમા જેમનુ કીર્તન, વંદન, ને પૂજન કરાયેલુ છે. અને આ લોકમા ઉત્તમ આત્મા તરીકે સિદ્ધ થયા છે એટલે કે સિદ્ધપદને પામેલા છે, એવા દેવાધિદેવ ભગવંતો! મને આરોગ્યતા–ક્ષાયિકાદિ બોધિ, સમ્યગ્ દર્શનનો લાભ, સર્વોત્તમ પ્રકારે સંતોષ અને શાન્તિના નિધાનરૂપ સમાધિ આપો" આવા ઉત્તમ પ્રકારની જોઈએ માગણી!

"પ્રભુની ઉત્તમતા પણ કેવા પ્રકારની જાણોછો? ચંદ્રના તેજપૂંજથી વધુ નિર્મળ–પવિત્ર કાન્તિવાળા સૂર્યના પ્રકાશથી પણ વધુ તેજસ્વી–પ્રકાશ આપનારા, ગંભીરપણામા સ્વયંભૂ–રમણ–મહાસાગરથી પણ ઘણાજ શ્રેષ્ઠ ઉત્તમ ગુણવાળાછે. એવા પરમાત્મા મને મુક્તિ સુખ આપો"

આ છે ભાવસ્તુતિનું સ્વરૂપ જે અનંતા દૂર્ગતિના દુઃખ વિખેરી નાખે છે અષ્ટાપદ પર્વત પર રાવણ રાજાએ આવી જ ભાવવાહી સ્તુતિ કરી તીર્થંકર નામકર્મ બાધ્યુ છે, આપણી આવશ્યક ક્રિયામા આ સ્તુતિની ગોઠવણી એ માટે જ કરવામાં આવી છે

## ૩ વંદન આવશ્યક

પ્રતિક્રમણના છ આવશ્યકો પૈકી ત્રીજું આવશ્યક વંદન છે. આમા ગુરુ ગુણનો મહિમા દર્શાવેલ છે, ગુરૂની સાક્ષી વિના કોઈ પણ ધર્માનુષ્ઠાન થઈજ શકતું નથી, ગુરૂ આલંબન વિના આ અનુષ્ઠાનો નિષ્ફળ જાય છે પ્રાયશ્ચિત્ત રૂપી મહાન ક્રિયા કરતા ગુરૂની જરૂરિયાત પહેલી સ્વીકારાયેલી છે અને એથીજ એમા ગુરુવંદનનું ત્રીજુ આવશ્યક ગોઠવાયેલું છે. આત્માની વિશુદ્ધિ, કાર્યોત્સર્ગ અને તપશ્ચર્યા જેવા અનુષ્ઠાનો ગુરૂની પ્રસાદીથીજ સફળ થાય છે. શ્રી વિતરાગ દેવ પણ પોતાના હસ્તદીક્ષિત શિષ્યોને છદ્મસ્થ એવા ગીતાર્થ ગુરૂઓ પાસેજ મુકે છે કૃષ્ણ મહારાજાએ અઢાર હજાર સાધુઓને વંદન કરીને ક્ષાયિક સમક્તિ–તિર્થંકર નામકર્મની પ્રાપ્તિ સાથે ત્રણ નારકીના નિવારણરૂપ ફળ મેળવ્યુ હતુ એટલે ગુરૂ ભવોભવના મહાન ઉપકારી છે.

પચીશ આવર્તથી યુક્ત, બત્રીશ દોષ રહિત દ્વાદશાવર્ત વંદન વાદણાથી થાય છે શુભ ભાવપૂર્વક વંદન કરનાર આત્મા નિવાર્ણ–મોક્ષપદનો અધિકારી બને છે, અથવા તો વૈમાનિક દેવ તો ચોક્કસ બને છે એમ ગુરુવંદન ભાષ્યમા બતાવેલ છે.

આચારનું પાલન, માન–અહંકારનો ત્યાગ, ગુરૂજનની પૂજા અને સત્કાર, તીર્થંકરોની આજ્ઞાનુ પાલન, શ્રુતધર્મ આરાધનાની પ્રાપ્તિ અને સિદ્ધિ સુખની પ્રાપ્તિ એ છ મહાન ગુણો ગુરૂવંદન કરવાથી ઉત્પન્ન થઇ શકે છે

"માણો અવિણય ખિંસા, નીયાગોયં અબોહિ ભવવુડ્ઢી"

એટલે કે અભિમાન, અવિનય. નિંદા કે લોકનો તિરસ્કાર, નીચગોત્રનો બંધ, સમક્તિનો વિયોગ અને સંસારની વૃદ્ધિ એ છ પ્રકારના દોષ ગુરૂવંદન ન કરનારને લાગે છે.

## ૪ પ્રતિક્રમણુ એટલે પાપનું પ્રાયશ્ચિત્ત.

"બાલપણે સંયમ યોગધારી, વર્ષા ઋતે કાચલી જેણે તારી,
શ્રી વીર કેરો અઇમુત્ત તેઈ, સુજ્ઞાન પામ્યો સુવિવેક લેઇ"

બાલવયથી જેણે સંયમનો યોગ ધારણ કર્યો છે. એવા અઇમુત્તા નામે બાલમુનિ શ્રી વીર પ્રભુની પાસે હતા. એક સમયે ચોમાસામા પાણીના ખાબોચિયામા કાચલીને તરતી મૂકી નિહાળી રહેલ હતા અને તેમાંથી શુકલધ્યાનના પરિણામે પોતાના આત્માને આ સંસાર સમુદ્રથી તારી કેવળજ્ઞાન ને પ્રાપ્ત કર્યું આમ આત્માને લાગેલી રજ દૂર કરનાર ઇરિયાવહિયં સૂત્રથી પ્રતિક્રમણુ કરી શકાય છે.

પ્રતિક્રમણુ કરતા આત્મા સર્વ જીવો પ્રત્યે મૈત્રિ ભાવનાવાળો બને છે, વૈરભાવ-કષાય, કલેશથી મુક્ત બની ઘણાં પાપથી બચી જાય છે વિષ જેવા વિષયોથી નિવૃત્તિ મેળવે છે માટે પ્રતિક્રમણુ એટલે પાપનુ પ્રાયશ્ચિત્ત કહેલુ છે. પ્રાયશ્ચિત્ત માટે કવિઓ કહે છે—

હા પસ્તાવો ! વિપુલ ઝરણું, સ્વર્ગથી ઉતર્યું છે,
પાપી તેમા ડુબકી દઇને, પૂણ્યશાળી બને છે.

કેવી ઉત્તમ પ્રકારની ભાવના ! આજ પ્રતિક્રમણુનો સાચો અર્થ ! પશ્ચાતાપના અગાધ વારિમા નાહીને પવિત્ર બનેલા અનેક પૂણ્યશાળી આત્માઓના ઉદાહરણ શાસ્ત્રમાં મોજુદ છે

## જેને પ્રતિક્રમણુ પ્રાણુથી પણ પ્યારૂં હતુ. [દૃષ્ટાંત]

દિલ્હીમા પઠાણુ પાદશાહ ફીરોજશાહ રાજ્ય કરે. લગભગ ચૌદમી સદીની આ વાત.

પાદશાહ પાસે એક જૈન હજુરિયો, નામ મહણુસિંહ, બાદશાહ રોજ મહણુસિંહને પોતાની પાસે રાખે મુસાફરીમા બધાની સાથે મહણુસિંહ હોયજ.

આ મહણુસિંહ ભલે મુસલમાન બાદશાહની ગુલામી કરતો હતો, પણ જૈન ધર્મના કુલાચારના નિયમો બરાબર પાળતો હતો રોજે સવાર સાંજ ગમે તે પ્રસંગે ગમે તે સ્થિતિમા અને ગમે ત્યા હોય પણ પ્રતિક્રમણ કરવુ. એ તેનો અડગ નિયમ

એક સમયે સૂર્યાસ્ત થવાને થોડીક વાર હતી, કે તરતજ મહણુસિંહ પોતાના ઘોડા પરથી નીચે ઉતર્યો રાજા સુભટો સાથે દિગ્વિજય અર્થે નીકળ્યો હતો. પાછળ આવતા મહણુસિંહને યાદ કર્યા વિના રાજા સુભટો સાથે આગળ ગયો.

મહણુસિંહ સાથેનાં ઉપકરણોથી પાસેની જગ્યા પૂંજીને પ્રતિક્રમણ કરવા બેસી ગયો

થોડીવારે રાજાએ તપાસ કરાવી, તે દરમિયાન પ્રતિક્રમણ પુરૂ થયું હતુ, એટલે મહણુસિંહ જાતે જઇ રાજાને સલામ કરી બેઠો.

બાદશાહે પૂછ્યુ અબે બનિયા ઐસા ક્યો? તુમ પીછે ક્યો રહ ગયે થે!'

તેણે રૂવાબભેર જવાબ આપ્યો જહાપનાહ! જબ સવિતા નારાયણ સુબહમા પ્રગટ હોતે હૈ, ઓર સૉવકો અસ્ત હોતે હૈ, તબ દોનો વકત હમ પ્રતિક્રમણ .. હમારે ક્રિયા કરતે હૈ, અરણ્યમે ભી યહ સમય હો ગયે. ઇસકે લિયે મે આપકી સાથ ન આ શકા, મેરા નિયમ હૈ, કિ પહાડ, નદી, ઓર દૂસરા કોઇ ભી સ્થાન હો, ઓર સમય હોને પર મેં ક્રિયાકાડ અવશ્ય હી કરૂંગા.'

પાદશાહ બોલ્યા—ઐસા! તો ભી મે પૂછતા હૂ કિ ઇસ સમય પર આપકા દુશ્મન આકર જાન કાટ લે તો?

'તો ક્યા હો જાયે. જહાપનાહ! ધર્મકે લિયે મેરા પ્રાણ ભી ન્યોછાવર કરનેકી મેરી તાકાત હૈ'

પાદશાહ ખુશ હો ગયે. વીર સુભટોકો આજ્ઞા દી કિ 'યહ ધર્માત્મા જહાં પર અપની ધર્મક્રિયા કરનેકે લિયે તૈયાર હો વહાં ઉનકા રક્ષણ કરના.'

સમય બીતને પર મહણસિંહ કોઇ ગુન્હેમેં આ ગયે ઓર ઉનકો બંધનમેં જકડ, ઉન પર પહરા દે દીયા. ઉસિ સમય અપના કર્તવ્ય કરનેકે લિયે ઉન્હોને પહરદારોંકો દો દો મુહરે દેકર બંધનમુક્ત હો પ્રતિક્રમણ કી ક્રિયા કર લી માસ તક ઐસી તરહ હુઆ.

ફિર પાદશાહકો માલુમ હુઆ કિ મહણસિંહ બિન ગુન્હેગાર હૈં, તબ ઉન્હોકા બડા શિરપાવ દેકર સ્વાગત કિયા.

યહ હૈ, ધર્મક્રિયા કી અભિરૂચિ. ।

## પ્રતિક્રમણમાં અપાતા મિચ્છામિ દુક્કડ.

એકજ ઇરિયાવહિયં સૂત્રથી પણ જગતના જીવોને, પરિપૂર્ણ ક્ષમાપના ૩૬૪૮૨૪૦ ભેદોથી થાય છે તેનું સવિસ્તર કોષ્ટક નીચે આપેલ છે.

## ત્રણ જગતના જીવો.

| | |
|---|---|
| તિર્યંચગતિ ૪૮ ભેદ, | |
| નરકગતિ ૧૪ ભેદ, | |
| દેવગતિ ૧૯૮ ભેદ, | કુલ્લ ચારગતિના ચોરાશીલાખ |
| મનુષ્યગતિ ૩૦૩ ભેદ, | જીવાયોનિના ૫૬૩ ભેદ, |

## જીવો હણાવાનાં સભવ ૧૦ પ્રકારે છે—

૧ લાતે માર્યા. ૨ ધૂળથી આચ્છાદિત કર્યા ૩ ઘર્ષણકર્યું. ૪ એક બીજા જીવોને એકત્ર કર્યા ૫ જીવોને સ્પર્શ કરી દુ:ખ પમાડયું ૬ પરિતાપ કષ્ટ ઉપજાવ્યું ૭ ખેદ પમાડયા. ૮ ત્રાસ પમાડયો ૯ એક સ્થાનથી ઉપાડી બીજે મૂકયા અને ૧૦ જીવન મુક્ત કર્યા—નાશ કર્યા

માટે ૫૬૩×૧૦=૫૬૩૦ ભેદ થાય

રાગ અને દ્વેષ વડે હણવાનો સંભવ હોવાથી

૫૬૩૦×૨=૧૧૨૬૦ ભેદ.

મન, વચનને કાયાના યોગે હણવાનો સંભવ હોવાથી.

૧૧૨૬૦×૩=૩૩૭૮૦ ભેદ.

પોતે જાતે હણ્યા હોય, હણાવ્યા હોય કે હણનારની અનુમોદના કરી હોય તેથી ત્રણ કરણે ગુણતા

૩૩૭૮૦×૩=૧૦૧૩૪૦ ભેદ.

ભૂતકાલે હણ્યા હોય, વર્તમાનમા હણાતા હોય અથવા ભવિષ્ય કાલમા હણવાની કલ્પના કરી હોય તેથી

–અથવા:–

ભૂતકાલે કરેલ હિંસા–પાપને નિંદુ છુ ભવિષ્યકાળનું પ્રત્યાખ્યાન કરૂ છુ અને વર્તમાન કાળનું સંવર કરૂં છુ.

તેથી ૧૦૧૩૪૦×૩=૩૦૪૦૨૦ ભેદ.

અરિહંત, સિદ્ધ, સાધુ, સમ્યગ્દૃષ્ટિ ઇન્દ્રાદિ દેવો ગુરુ અને આત્મા એ છ ની સાક્ષીએ ગુણતા

૩૦૪૦૨૦×૬=૧૮૨૪૧૨૦ ભેદ.

જાણતા કે અજાણતાં એ બે ભેદે ગુણતા–

૧૮૨૪૧૨૦×૨=૩૬૪૮૨૪૦ ભેદ થાય છે.

## પ્રતિક્રમણનો ઉપદેશ કે ઉપકરણો આપવાનુ મહાન ફળ.

૧ દશહજાર ગાયોનું એક ગોકુલ કહેવાય છે આવા દશહજાર ગોકુલની ગાયો દાનમા આપવાથી જે પૂણ્ય થાય છે, તેટલુ જ પૂણ્ય કોઇને પ્રતિક્રમણનો ઉપદેશ દેવામા થાય છે

૨ ૮૪ હજાર દાનશાળાઓ બંધાવતા જે પૂણ્ય ઉત્પન્ન થાય છે, તેટલુ પૂણ્ય ચતુર્વિધ શ્રી સંઘગુરુને વાદણા દેવાથી થાય છે

૩ પાચસો ધનુષ પ્રમાણની ૨૮ હજાર પ્રતિમા–બિંબ નવિન ભરાવતા જે પૂણ્ય થાય છે, તેટલોજ પૂણ્યબંધ મનુષ્યને ઇરિયાવહિય પડિક્કમતા થાય છે.

૪ ૫૫૦૦ સોનૈયા ખર્ચીને જીવાભિગમ, પન્નવણા, ભગવતિ સૂત્ર આદિ આગમ–શાસ્ત્રો લખાવવાથી જે પૂણ્ય થાય તેટલું મુહુપત્તિ આપવાથી થાય છે

૫ ૫૫૦૦ ગર્ભવતી ગાયોને અભયદાન આપતાં ઉત્પન્ન થતું પૂણ્ય પણ એક મુહપત્તિ આપનાર મેળવી શકે છે

૬ શ્રી શિખરબંધ જિન જિનાલય ૨૫૦૦૦ બંધાવી તેમાં નવાબિંબ ભરાવતા આત્મા જેટલો પૂણ્યબંધ બાંધે તેટલોજ પૂણ્યબંધ ચરવળો આપતા પ્રાપ્ત થાય છે

૭ માસક્ષમણની ૧ કરોડ તપસ્યા કરે, અથવા જીવરક્ષા માટે ક્રોડ પિંજર કરાવે, તેનુ પૂણ્ય મળે તેટલું પૂણ્ય એક કટાસણુ આપનાર મેળવી શકે છે.

## શ્રી આગમની સાક્ષીરૂપ મહોપાધ્યાય
## શ્રી યશોવિજયજી કૃત પ્રતિક્રમણ ફળની સજઝાય.

શ્રી ગૌતમ પૂછે શ્રી મહાવીરને રે, ભાખો પ્રભુ સબંધ રે,
પડિક્કમણનું શુ ફળ પામીએરે, શુ શું ફળ થાએ પ્રાણી
પૂણ્ય બંધ રે ગૌ૦ ૧

સાભળ ગૌતમ તે કહુ રે, પડિક્કમણ કરતા ફળ થાય રે,
તેથી ઉત્તરોત્તર સુખ ભોગવીરે, અનુક્રમે શિવપુર જાય રે.
ગૌ૦ ૨

ઇચ્છા પડિક્કમણ કરી પામીએ રે, થાય પ્રાણીને પૂણ્ય બંધ રે;
પૃણ્યની કરણી જે ઉવેખશે રે, પરભવ થાશે અંધો અંધ રે,
ગૌ૦ ૩

પાચ્ર હજાર ઉપર પાચશે રે, દ્રવ્ય ખરચી લખાવે જેહ રે,
જીવા ભગવઇ પન્નવણું સૂત્રમા રે, મૂકે ભડારે પૂણ્ય થાય ને
ગૌ૦ ૪

પાચ હજાર ઉપર પાચશે રે, ગર્ભવતી ગાયો જેહ રે.
તેહને અભયદાન દેતા થકા રે, મુહપત્તિ આપ્યાનુ ફળ એહ રે
ગૌ૦ ૫

દશ હજાર ગાયો ગોકુલ તણી રે, એકેકું દશ હજાર પ્રમાણ રે,
તેહને અભયદાન દેતાં થકારે, પરને ઉપદેશ દીધાનું ફળ જાણ રે
ગૌ૦ ૬

ઉપદેશથી સસારી તરે રે, ઉપદેશથી પામે કેવળજ્ઞાન રે,
તેહથી અધિકું ફળ પામીએ રે, પરને ઉપદેશ દીધાનું ફળ જાણ રે,
ગૌ૦ ૭

શ્રીજિન પ્રતિમા અભિનવ શોભતારે, સહસ પચીસશીખરકરાવેજેહરે
એકેકુ મંડપ બાવન ચૈત્યનુ રે, ચરવળો આપ્યાનું ફળ એહ રે.
ગૌ૦ ૮

માસક્ષસણની તપસ્યા કરે રે, અથવા પિંજર કરાવે જેહ રે;
એહવા ક્રોડ પિંજર કરાવતાં થકા રે, કામલી આપ્યાનું ફળ એહરે
ગૌ૦ ૯

સહસ અઠ્યાસી દાનશાલા તણોરે, જે ઉપજે પ્રાણીનેપૂણ્યનોબધરે
તેહ થકી સઘ ગુરુને વાદણા કરીને, થાયે પ્રાણીને પૂણ્યનો બંધરે.
ગૌ૦ ૧૦

શ્રીજિન પ્રતિમા અભિનવ શોભતાં રે, સહસ અઠ્ઠાવીશનુ પ્રમાણરે;
એકેકી પ્રતિમા પાચસે ધનુપની રે, ઇરિયાવહિયં પડિક્કમતા ફળ
જાણ રે ગૌ૦ ૧૧

આવશ્યક સૂત્રની ઋજુગતી સૂત્રમારે
ભાખ્યો શુદ્ધ પ્રતિક્રમણનો સબંધ રે;
જીવાભિગમ ઋજુગતી જાણ રે, સ્વયં મુખે ભાખે શ્રીવીરજિણંદરે.
ગૌ૦ ૧૨

વાચકજશ કહે શ્રદ્ધા ધરેરે, પાળે શુદ્ધ પ્રતિક્રમણનો વહેવારરે,
અનુત્તર સમ સુખ પામે મોટકારે ભવિજન પામશે ભવનો પારરે
ગૌ૦ ૧૩

## કાઉસગ્ગ-(કાયોત્સર્ગ) પાંચમું આવશ્યક.

### કાઉસગ્ગની મહાનતા

મન, વચન, કાયાનાં પાપ ને ત્યાગ કરવા રૂપ મહાન પ્રભાવશાળી કર્તવ્ય કાઉસગ્ગ છે.

કાઉસગ્ગના બળે દેવ દાનવો વશ થાય છે, સર્પાદિ ઝેરી પ્રાણીઓ, વ્યાઘ્રાદિ હિંસક પ્રાણીઓ પણ કોઇ પ્રકારનો ઉપઘાત કરી શકતા નથી

કાઉસગ્ગમાજ શ્રી તીર્થંકર દેવો છદ્‌મસ્થાવસ્થામાં ઘોર કર્મોને ખપાવી શકયા હતા, અને કેવળજ્ઞાન ને કેવળદર્શન પ્રાપ્ત કરી શકયા એટલે કાઉસગ્ગ એ અત્યંત ગુણ નિષ્પન્ન મહાન તપ છે

મન, વચન, કાયાને નિર્મળ કરનાર ભાવ સ્નાન રૂપ કાઉસગ્ગ છે

કાઉસગ્ગમા ભૂતકાળના પાપ નાશ થાય છે વર્તમાન કાળના અટકે છે ભવિષ્યના પાપ ન કરવા રૂપે પ્રત્યાખ્યાન લેવાય છે

રાત્રિએ વિષય સેવન આદિ કુસ્વપ્ન અને ભય, પરાભવ, વધ આદિ રૂપ આવેલ દુઃસ્વપ્નના નિવારણાર્થે-કુસુમિણ-દુસુમિણ ઉહાવણાર્થે ચાર લોગસ્સનો સાગરવર ગંભીરા સુધીનો અને પૂર્ણ ચાર લોગસ્સનો કાઉસગ્ગ કરાય છે. જે પાપની શુદ્ધિ કરનાર માઠા સ્વપ્નની નિષ્ફળતા કરનાર બને છે

નવપદ, જ્ઞાન-દર્શન આરાધનાર્થે—દુઃખખ્ખય કમ્મ-ખ્ખય નિમિત્તે યોગ્ય કાઉસગ્ગ કરાય છે જે દુખ અને કર્મનો ક્ષય કરીને રત્નત્રયીનો લાભ અપાવનાર છે.

## કાઉસગ્ગનું સમય પ્રમાણ

એક ગાથાના ચોથા ભાગને પાદ અથવા ચરણ કહેવાય છે અને તે "**पायसमुस्सासा**" એ શાસ્ત્ર વચનાનુસાર એક પાદનું ઉચ્ચારણ કરવામા એક એક શ્વાસોચ્છ્વાસનું પ્રમાણ લાગે છે, તે પ્રમાણે શ્રી નમસ્કાર મહામંત્રનુ સ્મરણ આઠ શ્વાસોચ્છ્વાસ પ્રમાણ સમયનું છે. જ્યારે લોગસ્સ સૂત્રનું ચંદેસુ નિમ્મલયરા' સુધી ૨૫ પાદ હોવાથી પચીશ શ્વાસોચ્છ્વાસ પ્રમાણ સમય લાગે છે એટલે પ્રતિક્રમણ શ્વાસોચ્છ્વાસના આધાર પર કાઉસગ્ગના પ્રમાણનો આદેશ આપેલો હોય છે

## કાઉસગ્ગ કેવી રીતે કરશો ?

મન, વચન, કાયાના દુષ્પ્રણિધાન (પાપ) વૃત્તિ રોકીને ઉભા ઉભા બે પગની વચ્ચે આગળના ભાગમાં ચાર આગળ ને પાછળના ભાગમા કંઇક ન્યૂન અંતર રાખીને લાંબા કરેલા હાથને ઢીંચણ લગી પગની સાથળને અડકતા રાખીને હલન ચલન કર્યા વિના, નાસિકાના અગ્રભાગે નેત્રને સ્થાપન કરીને નમસ્કારાદિ મહામંત્ર અગર લોગસ્સ આદિનું સ્મરણ-ધ્યાન ધરવુ તેનુ નામ કાઉસગ્ગ, આ સ્થિતિ જિનમુદ્રા કહેવાય છે

પદ્માસન, યોગાસન, કે સિદ્ધાસનમા બેસીને નજરને નાસિકાના ટેરવાપર રાખી અથવા સામેની સ્થાપના પર એકાગ્ર કરીને પણ કાઉસગ્ગ કરી શકાય છે.

## કાઉસગ્ગનું ફળ

૧ શુદ્ધભાવે શ્વાસોચ્છ્વાસ પ્રમાણ કાઉસગ્ગ કરનાર આત્મા ૨૪૫૦૮ પલ્યોપમથી કંઇક અધિક દેવલોકનું આયુષ્ય બાંધે છે

૨ આઠ શ્વાસોચ્છ્વાસ એટલે સમગ્ર નવકારના કાઉસગ્ગે કરી ૧૯૬૩૨૬૭ પલ્યોપમનું દેવાયુષ્ય બાંધવા આ આત્મા શક્તિ ધરાવે છે

૩ પચીસ શ્વાસોચ્છ્વાસ એટલે "ચંદેસુ નિમ્મલયરા" સુધી લોગસ્સના કાઉસગ્ગ કરનાર આત્મા ૬૧૩૫૨૧૦ પલ્યોપમનુ દેવઆયુષ્ય બાંધે છે

કાઉસગ્ગ વિશેષરૂપે મોક્ષના અંગભૂત છે મોક્ષગામી આત્માઓ કાઉસગ્ગમાજ ચૌદમા ગુણ સ્થાનકને સંપૂર્ણપણે મેળવી શકે છે અ, ઈ, ઉ, ઋ ને લૃ એ પાંચ હ્રસ્વસ્વરના ઉચ્ચારણમાજ ઉત્કૃષ્ટ કાઉસગ્ગમા શૈલેશી કરણ સાધી મોક્ષ સુંદરીના વરનાર બને છે ચૌદમા ગુણસ્થાનકને પામનાર આત્માને ચલાયમાન કરવાની શક્તિ ઇન્દ્રાદિ દેવો કે દાનવોમા પણ નથી

## કાઉસગ્ગથી સદ્ગતિ મેળવાય છે—દૃષ્ટાંત

પૂર્વે એક ગામમા ચંદ્રાવતસક નામનો એક રાજા રાજ્ય કરતો હતો રાજા હતો ધર્મનો સારથિ શ્રાવક ધર્મને પાળનાર અને ત્રિકાળ પૂજા પ્રતિક્રમણ આદિ ક્રિયાના નિયમવાળો હતો પોતાનાજ રાજમહેલમા એક ઘર દહેરાસર દર્શન-પૂજા માટે તેણે બંધાવ્યુ હતુ

એકદા સાંજના સાય ત્રિકાદિ દ્રવ્ય પૂજા કરી ભાવપૂજામાં લીન બન્યો પ્રભુ સન્મુખ એકચિત્તે જોઇ રહેલ રાજાએ

અભિગ્રહ લીધો કે આ દિપક જ્યા લગી પ્રકાશમાન છે ત્યાં સુધી હુ કાર્યોત્સર્ગ કરીશ, અને પછી કાઉસગ્ગમા એકાગ્ર બન્યો પ્રભુ પ્રતિમા સાથે પોતના નેત્રો એકત્રિત કર્યા

મહારાજાની દાસી ફરતી ફરતી મંદિરમા આવી તેણીએ જોયું તો મહારાજ તો બાજુમા ધ્યાનમા નિમગ્ન ઉભા છે દિપકમા ઘી પૂરૂ થવા આવેલ છે હમણા બુઝાઇ જશે દાસીને વિચાર થયો કે સ્વામી પ્રભુદર્શનમા લીન છે, જો દીવો બુઝાશે, તો પ્રભુદર્શનમા વિક્ષેપ થશે. હુ અહી હાજર હોવા છતા આ ઠીક બનતું નથી, ત્યારે હવે તો આ દીવામા ઘી લાવીને પૂરીશ અને મહારાજની પ્રભુ ભક્તિની ભાગીદાર બનીશ

દાસી તરતજ રાજમહેલમા જઇ ઘી લઇ આવી અને દીવામા પૂરી સતેજ–પ્રકાશ કર્યો પછી તે સ્વસ્થાનકે જઇ નિદ્રાવશ થઇ.

દિપક આખી રાત પ્રકાશમાન રહ્યો. અને આમ કુદરતી રીતેજ રાજાનો અભિગ્રહ સૂર્યોદય સુધી ચાલ્યો, કાઉસગ્ગ પાળતાજ રાજાનુ ભારાવદાર શરીર પણ આખી રાત સુધી સ્થિર રહેવાના પરિણામે જકડાઇ જવાથી ઢળી પડયુ શુભ ભાવના ભાવતા મહારાજ કાળ કરી ગયા અને વૈમાનિક દેવ થયા ત્યાથી માનવભવ પ્રાપ્ત કરી મોક્ષ મેળવશે

## પ્રાપ્ત થયેલ જ્ઞાન પણ કર્મવશ જતું રહે છે.

(દૃષ્ટાંત)

એક મહાત્મા–મુનિરાજ હતા પોતાની નિત્ય ક્રિયામા હંમેશા મશગુલ રહેતા, પ્રભુધ્યાન, કાર્યોત્સર્ગ, સ્વાધ્યાય અને ઉપદેશ તેમના જીવનનો ધ્યેય હતો

એકાદ સમયે મુનિરાજે પડિલેહણ કરી કાજો ઉદ્ધરવા ઇરિયાવહિય પડિક્કમતા એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કર્યો અને

શુભ ભાવનાના ચડતા પરિણામે અવધિજ્ઞાન પ્રાપ્ત કર્યું.

અવધિજ્ઞાનના યોગે મુનિરાજ સુધર્મ દેવલોકની ધ્વજાને નીરખવા લાગ્યા આજ વખતે દેવલોકમાં ઇન્દ્ર-ઇન્દ્રાણીનુ એક દૃશ્ય તેમની નજરે જોવામા આવ્યુ. ઇન્દ્રાણી રિસાયા છે અને ઇન્દ્ર તેમને મનાવવા હાથ જોડી વિનવી રહેલ છે ગુસ્સામા ઇન્દ્રાણી લાત મારે છે ઇન્દ્રનો મુગટ દૂર જઈ પડે છે ઇન્દ્ર જેવા પણ સ્ત્રીથી આવી રીતે તિરસ્કૃત થાય છે તે જોઈ મુનિરાજ એકદમ હસી પડયા

હસવુ એ પણ મહાન મોહનીય કર્મનો એક પ્રકાર છે અને આ હાસ્યના યોગે કરી કાઉસ્સગ્ગમા રહેલ મુનિરાજનું અવધિજ્ઞાન ચાલ્યુ ગયુ. પછી એક સાધારણ મુનિની જેમ ગામ પરગામ વિહાર કરવા લાગ્યા

## –પચ્ચક્ખાણ–

(પ્રત્યાખ્યાન, છઠ્ઠું આવશ્યક)

## પ્રત્યાખ્યાન શા માટે?

પ્રત્યાખ્યાન ઘણાજ મજબૂત કર્મોને તોડનાર ઘણ સ્વરૂપે છે આરોગ્યતા આપે છે શાતાવેદનીયાદિ સુખના કારણભૂત છે તપવડે દૈવી સુખ મેળવી શકાય છે ઋદ્ધિ, સિદ્ધિને અન્ય લબ્ધિઓ પણ તપ વડેજ મેળવાય છે તપથી દેવો આકર્ષાય છે પ્રત્યાખ્યાન વિનાના પ્રાણીઓ વારવાર નરકાદિ દુર્ગતિમા અટવાય છે તિર્યંચમા માસાહારી પ્રાણી તરીકે અવતા પામે છે ભૂંડના અવતારો મેળવી વિષ્ટાનુ ભક્ષણ કરનારા થાય છે માટી માસના ભક્ષક એવા ક્ષુદ્ર જતુઓનો અવતાર મેળવે છે

આહારની લોલુપતા એ ભયકર કોટીના વિષયોને વૃદ્ધિ પમાડનાર છે વિષયોથી કષાયો વધે છે કષાયોથી ગુણાનુરાગ

પ્રાપ્ત થતો નથી. ગુણાનુરાગ વિના ધર્મક્રિયામા પ્રેમ લાગતો નથી. અને ધર્મ પ્રેમ વિના આ આત્માનો સંસારથી અંત આવતો નથી માટે હે ચેતન! પ્રત્યાખ્યાન રૂપી વિવેકની વેલડી મોક્ષમાર્ગની શિતળ છાયડી રૂપે છે તો તેનો લાભ મેળવવા માટે જીવનનો થોડો થોડો સમય પણ તેમા તુ લગાડવા તૈયાર થા

વાસુદેવ અને ચક્રવર્તી જેવા સમર્થ પુરૂષો પણ દિગ્વિજય સમયે અઠમ આદિ તપ કરે છે કોઇ પણ મંત્ર તપથી શિઘ્ર ફળદાયી બને છે શૂળરોગથી પીડાતા ચક્રવર્તીનો દાહ સાતસો વર્ષના તપસ્વીના થૂંકના સ્પર્શથી શાંત પડયો હતો અને કંચનવરણી કાય બની હતી રોહિની તપના પ્રબળ પ્રતાપે દુઃખ કોને કહેવાય એ પણ તે સમજતી ન હતી ધન્નો અણગાર, શાલિભદ્ર, ધમ્મિલકુમાર, શ્રીપાલ આદિ અનેકની જીવનકથાઓ કહી રહી છે કે તપ આલોકને પરલોકની સુખ પ્રાપ્તિ કરાવનાર અમૂલ્ય જડીબુટ્ટી છે કર્મ નિર્જરાના કારણભૂત છે

## પચ્ચક્ખાણના પ્રકારો

(અ) (૧) નમુક્કારશી (૨) પોરિસિ (૩) પુરિમડ્ઢ, (૪) એકાસણુ (૫) એકલદત્તિ (૬) આયંબિલ (૭) ઉપવાસ. (૮) દિવસ ચરિમ. (૯) અભિગ્રહ (૧૦) વિગઇત્યાગ એ દશ પ્રત્યાખ્યાનો યથાશક્તિ રોજે રોજ આચરવા યોગ્ય છે.

(બ) ૨૨ અભક્ષ્ય, (૩૨) અનંતકાય, આદિ જૈન કુલાચારને ન છાજે તેવા પ્રકારના પાપસ્થાનકના પચ્ચક્ખાણ પણ થઇ શકે છે.

(क) ગંઠસી-મુઠશી-વેઠસી અભિગ્રહાદિ રોજ રોજ યથા સામયે થઇ શકે છે

## -સાગારી અણુશન-

( એક પ્રત્યાખ્યાન )

ગમે તે શ્રાવક રાત્રે સુતી વખતે કે મરણુ કાલના ભયને સમયે જો આ પચ્ચક્ખાણુ લે અને પછી જો કદાચ તેનું અવસાન થાય તો તે જરૂર દેવગતિ મેળવી શકે છે. સાગારી અણુશણુ માટે નીચે દુહો આપેલ છે

" આહાર શરીરને ઉપધિ, પચ્ચક્ખુ પાપ અઢાર,
મરણુ આવે તો વોશિરે, જીવુ તો આગાર. "

અર્થ-જો મારૂં મરણુ થાય તો ચાર પ્રકારનો આહાર. આ શરીર, અને પાપના મૂળભૂત પરિગ્રહની ઉપાધિ, અને અઢાર પાપસ્થાનક સર્વના હુ પચ્ચક્ખાણુ ધારણુ કરૂ છું. જો હુ જીવતો રહીશ તો આ બધાનો મારે આગાર (છુટ) છે.

આ અને આવા સાંકેતિક પચ્ચક્ખાણો પણુ ટેક રૂપે માનવાના આત્માને ઉચ્ચ સ્થાન પર લાવનાર ભોમિયાની ગરજ સારે છે કોઇક સવારમા પોતાના કંદોરાને છેડે ગાઠ મારી પ્રત્યાખ્યાન કરે છે જ્યારે નવકાર ગણીને ગાઠ છોડું ત્યારે મારા મુખમાં કોઈ પણુ વસ્તુ નાખીશ, ત્યા સુધી મારૂ મુખ બંધ રહેશે આવા નિયમનુ પચ્ચક્ખાણુ ગંઠસી કહેવાય આથી મહિનામાં ૨૮ ઉપવાસનો લાભ થાય છે આ પચ્ચક્ખાણુથી એક સામાન્ય જીવ મરણુ પામતા સમ્યગ્દષ્ટિ એવો કપર્દી યક્ષ થયો હતો

એક ચોરને રાજાએ શૂળીએ ચઢાવ્યો. શૂળી પર ચઢેલો ચોર તૃષાતુર થયો નજીકમા જતી એક ડોશીએ તેને જોયો પાસે આવી તેને પાણી લઇ આવતા સુધી ચાર આહારના ત્યાગ રૂપ પચ્ચક્ખાણ આપ્યું પાણી લઇ આવતા સુધીમાં ચોર મરણ પામ્યો. આ પ્રત્યાખ્યાનના પ્રભાવે સમ્યગ્દૃષ્ટિ યક્ષ થયો ડોશી અને ચોરની વાત રાજાના કાન પર આવતા રાજા ડોશીને સતાવવા લાગ્યો યક્ષે આ જોયુ, અને પોતાને ઉપકારક વૃદ્ધ માતાના રક્ષણ માટે તેણે રાજા અને સુભટો સર્વને લોહી વહેતા કરી દીધા. રાજાએ વૃદ્ધાની માફી માગી એટલે તેમના કહેવાથી યક્ષે સર્વને શાંતિ આપી

પ્રત્યાખ્યાન નરકાદિ પાપથી મુક્ત કરે છે માટે નરકાદિ કર્મ વિપાકોદયનું ટુંક સ્વરૂપ સમજાવેલ છે

## નારકીય દશ મહાવેદનાઓ.

### ૧ શીતવેદના ત્રાસ-

કોઇ દૈવી શક્તિએ કરી પોષ માસની કડકડતી ઠંડીમાં બરફના સમુદ્રમા ઉપાડીને આ નારકી જીવોને મૂકવામા આવે તો પણ તે જીવો ખૂબ આનંદ પૂર્વક નિદ્રા મેળવે છે એટલે કે તેથી પણ અસહ્ય ઠંડીનો ત્રાસ વેઠવો તે શીતવેદના

### ૨ ઉષ્ણવેદના ત્રાસ-

કોઇ દેવ દેવીઓવડે બળતા ખેરના જાજ્વલ્યમાન અંગારામા આ જીવોને મૂકવામા આવે તો તેમા પણ તેઓ શાતાનો અનુભવ કરે છે એટલે કે એથી પણ અસહ્ય ગરમીનો ત્રાસ આ નારકી જીવો સહન કરે છે

### ૩ ક્ષુધાવેદના ત્રાસ–

પરમાધામીઓ આ નારકીઓના શરીરનુ માસ ચુંટી ચુટીને તેને પોતાને ખવરાવે છે. પૃથ્વીપટ પરનાં સર્વ ધાન્ય કદાચ નારકીઓને ખવરાવવામા આવે તો પણ તેથી તેમની ક્ષુધા શાત થતી નથી ઉલટી વધે છે આવો ભસ્મક ઉદર રોગ આ જીવો ભોગવે છે

### ૪ તૃષાવેદના ત્રાસ–

તપાવેલ મૂત્રથી પણ ખરાબ ઉકળતા વૈતરણી નદીનાં પાણી પાવામા આવે છે ઉપરાત પ્રવાહી રૂપે સીસું ગાળીને પાવામા આવે છે પૃથ્વીપટ પરના તમામ સમુદ્રનુ પાણી કદાચ આ નારકી જીવોને પાવામા આવે તો પણ તેમની તૃષા સમતી નથી ઉલટી વધે જાય છે

### ૫ ખુજલીવેદના ત્રાસ–

આ નારકી જીવોને નિરંતર ભયંકર પ્રકારની ખુજલી ખણુજ ઉત્પન્ન થાય છે જેનો અસહ્ય ત્રાસ વેઠે છે

### ૬ દાહવેદના ત્રાસ–

આ જીવોને અંગારા કરતા પણ વધુ દાહબળતરા શરીરમા ઉત્પન્ન થાય છે

### ૭ જરાવસ્થાવેદના ત્રાસ–

હંમેશા બેડોળ લજામણા દોરડા જેવા હાથ પગ અને લથડતા જરાવસ્થાથી ભારે પીડા ભોગવે છે

### ૮ પરસ્પરવેદના ત્રાસ–

અનેક પ્રકારે પરસ્પર અથડાઇ વેદનાને અનુભવે છે. આ ત્રાસની પીડા પણ ઘણીજ હોય છે.

## ૯ ભય, આક્રંદવેદના ત્રાસ–

નિરંતર આ જીવોને નિરાવલંબન, નિરાધારપણું અને ચોતરફથી આવી પડતા પ્રબળ પ્રહારની તર્જના વગેરેનો ભય રહ્યા કરે છે હે બાપ, હે–ભ્રાત, હે તાત, હે પ્રભુ આવા ભયજનક આક્રંદ નિરંતર કર્યા કરે છે

## ૧૦ શોકમુદ્રાવેદના ત્રાસ–

અશાતા કર્મના ઉદયથી આ નારકીઓનુ મુખ કોઇ દિવસ પ્રફુલ્લિત રહેતું નથી તેમનું મુખ નિરતર શોકગ્રસ્ત અને ચિતાવ્યાપ્ત હોય છે

નારકી જીવોને નિરતર સાત પ્રકારની ક્ષેત્ર વેદના પણ હોય છે

## પંદર પરમાધામીઓથી થતી વેદનાઓ.

૧ અંબ, ૨ અબરીષ, ૩ સ્યામ, ૪ સબલ, ૫ રૂદ્ર, ૬ ઉપરૂદ્ર, ૭ કાળ, ૮ મહાકાળ, ૯ અસિપત્ર, ૧૦ યમ, ૧૧ વાલુકા, ૧૨ કુંભ ૧૩ વૈતરિણી, ૧૪ ખર સ્વર અને ૧૫ મહાઘોષ આ પંદર ભૂવનપતિ નિકાયના પરમાધામી દેવો છે તેઓ ક્રિડા માટે નારકીમા જાય છે અને ત્યા "કાચ ડાને હાસ્ય થાય ને દેડકાના પ્રાણ જાય" એ પ્રમાણે વિવિધ પ્રકારની પીડાઓથી નારકીના જીવોને દુ ખી કરતાં કુતુહલ–મસ્ત બને છે નાચે છે, કૂદે છે અને હસે છે

કુભી–નારકી જીવોને કુભીપાકમાં પકવે છે

વૈતરણી—નારકી જીવોને વૈતરણી નદીમા ડૂબાવી ડૂબાવીને લોટે છે તેના પાણી પાય છે

કાળમહાકાળ—કરવત વડે વેરે છે, કુહાડા વડે કાપે છે. ઉપર ક્ષાર છાટે છે

રૂદ્રઉપરૂદ્ર—ભયંકર વીંછી, સર્પ, કાગડા, વિકુર્વી કરડાવે છે ચુંથે છે

શ્યામ, સબલ—નારકી જીવોને અગ્નિમા ઉભા રાખે છે, વિષયાસક્ત જીવોને તપાવેલી લોખંડની પૂતલીઓ સાથે આલિંગન કરાવે છે.

વાલુકા—ધગધગતી રેતીમા અગ્નિતપ્ત ધૂંસરીવાળા રથે જોડી ઉપર બેસી દોડાવે છે ઉપરથી ચાબુકના પ્રહાર મારે છે

અસિપત્ર—તલવારની ધારથી પણ તીક્ષ્ણ ધારવાળા પાનવાળા ઝાડ નીચે નારકી જીવોને બેસાડી ઉપરથી પાન ખખેરતાં તેના શરીરના ચોગમથી ખંડ ખંડ કરી નાખે છે.

મહાઘોષ—અધીરા બનાવે તેવા, બિહામણા, ત્રાસદાયક અઘોષ મોટા અવાજોથી ત્રાસ વર્તાવે છે.

આવી અનેક પ્રકારની પરમાધામીકૃત વેદનાઓ નારકીઓજ જાણે છે અને ભોગવે છે આ નારકી જીવોના શરીરમા નિરંતર ૫૬૮૯૯૦૦૦ રોગ હોય છે તેમનુ આયુષ્ય ઓછામા ઓછું દશ હજાર અને વધુમાં વધુ તેત્રીસ સાગરોપમનુ હોય છે તેમનુ આયુષ્ય નિરુપક્રમી એટલે કે ગમે તેટલા શસ્ત્રાદિથી તેમના શરીરના રાઈ રાઈ જેટલા વિભાગ કરવામા આવે, તો પણ તેમનો નિયત આયુષ્યકાળ પુરો થયા સિવાય તેમનો નાશ થઇ શકતો નથી. નિરંતર મરવાની ઇચ્છા હોવા છતાં તેમજ નાશ થવાના સંયોગો મળ્યા છતા તે મરતા નથી. પરંતુ તેમના તલ તલ જેવડા ટુકડાઓ પણ પારાના સ્વભાવે એકત્ર થઇ જાય છે

## પ્રત્યાખ્યાનથી નારકીના બંધ તૂટે છે!

૧ કર્માનુસાર બાંધેલ પાપ વિપાકોનો ઉદય આવેલ નારકી ૧૦૦ વર્ષ સુધી જેટલુ પાપ અનિચ્છાએ ખપાવે છે;

તેટલુ બાંધેલ પાપ મનુષ્ય ૪૮ મિનિટ માટે કરેલ નવકારશીના પચ્ચક્ખાણથી ખપાવે છે

૨ એક હજાર વર્ષ સુધી નારકીને જેટલા દુઃખ ભોગવવા પડે તેવા પાપ મનુષ્ય પોરિસિના પચ્ચક્ખાણથી ખપાવે છે,

૩ દશ હજાર વર્ષના પાપ સાઢ પોરિસિથી ખપાવે છે.

૪ પરિમડ્ઢના પચ્ચક્ખાણથી એક લાખ વર્ષના પાપ કપાય છે

૫ અચિત્તપાણી યુક્ત એકાસણાથી દશ લાખ વર્ષનાં પાપ નષ્ટ થાય છે

૬ નિવિથી એક કરોડ વર્ષના નારકીના પાપ ખપી જાય છે

૭ એકલઠાણાથી દશ કરોડ વર્ષના પાપ નારકી ખપાવે છે

૮ એકલદત્તીથી સો કરોડ વર્ષના પાપ ખપી જાય છે.

૯ ૧૦૦૦ કરોડ વર્ષના પાપ આયંબિલ તપથી નાશ પામે છે

૧૦ દશ હજાર કરોડ વર્ષના પાપ ઉપવાસથી નષ્ટ થાય છે.

૧૧ છઠ્ઠ તપથી એક લાખ ક્રોડ વર્ષના પાપ ખપી જાય છે

૧૨ દશ લાખ ક્રોડ વર્ષના પાપ જે નારકી અકામનિર્જરાએ ખપાવે તે મનુષ્ય એક અઠમ તપના પ્રભાવે ખપાવે છે.

આ છે પ્રત્યાખ્યાનનો પ્રભાવદર્શક મહિમા.

—o—

## પ્રતિક્રમણનાં ઉપકરણો

ચરવળો, કટાસનુ, મુહપત્તિ, નવકારવાલી, પુસ્તક, સાપડો, આ અતિ ઉપકારી સાધનો સામાયિક પ્રતિક્રમણની ક્રિયા માટે નક્કી કરેલા છે આ ઉપકરણોની શુદ્ધતા જળવાય અને તેનો સદુપયોગ થાય તેવો તેનો ઉપયોગ કરવો જોઇએ આ સાધનો

પણ અજ્ઞાનતાના દોષે ધર્મક્રિયામાં નિયમ વિરૂદ્ધ વાપરતાં ક્ષતિ દોષ લાગે છે. તે પૈકી કેટલીક ક્ષતિઓ નીચે દર્શાવી છે.

## ઉપકરણની ક્ષતિઓ

૧ મુહપત્તિ એક વેંત ચાર આંગળ સમચોરસ જોઇએ તેનાં અષ્ટ પડ મુખ આગળ રહે તેમ વાળીને રાખવામા આવે છે. તેથી વાયુકાયના જીવોનું રક્ષણ થાય છે ધર્મક્રિયામાં મુહપત્તિ શરીરથી છુટી ન પડવી જોઇએ અને ચાલુ ક્રિયામાં છુટી પડે તો "ઇરિયાવહિય" કર્યા વિના ક્રિયાની શુદ્ધિ થતી નથી

૨ મુહપત્તિ પડિલેહણના પચાસ બોલ પૈકી ચુમાલીસ બોલ મુહપત્તિ પ્રમાર્જનના અને છ બોલ બને ઢીંચણ ઉપર ચરવાળાથી પ્રમાર્જન કરી બોલાય છે મુહપત્તિથી નાભિ નીચેના અગોનુ પ્રમાર્જન કરવુ એ આશાતના ગણાય

૩ સામાયિક પ્રતિક્રમણમા ત્રસ ને થાવર જીવોની દયા પાળવા માટે ચરવળો અને મુહપત્તિ અવસ્ય સાધનભૂત છે. જયા જ્યા જીવની શકા થાય, મચ્છર આદિના ઉપદ્રવમા, ખરજ ખજવાળ આવતાં પણ મુહપત્તિ કે ચરવાળાથી પ્રથમ પ્રમાર્જના યથાયોગ્ય રીતે કરવાની ખાસ આવશ્યકતા બતાવી છે

૪ ચરવાળો ૨૪ આગળ લાકડાની દાડીના છેડા પર ઉનની ૮ આગળ દોરીનો ગુચ્છો બાધી બનાવેલ હોય છે. જમણા હાથમા ચરવળો રાખવાનુ શાસ્ત્ર ફરમાન છે શ્રાવકો માટે ગોળ અને શ્રાવિકાઓ માટે ચરવળાની દાડી ચોરસ રાખેલી હોય છે.

૫ મુહપત્તિ કે ચરવળા વિના સામાયિક પ્રતિક્રમણ ક્રિયા ન જ થાય એવી જિનાજ્ઞા છે. માટે ચરવળો ન રાખવો એ આજ્ઞા ભગનો મહાન દોષ છે

૬ ધર્મ ક્રિયામા અપાતા ખમાસમણ સત્તર પ્રમાર્જના (સડાસા) પૂર્વક કરવાના હોય છે અને ચરવળા સિવાય પ્રમાર્જના થાય જ નહિ પ્રમાર્જના વિનાનુ શૂન્ય ક્રિયારૂપ આવશ્યક વિરોધક ભાવ–ધિઠાઈ આદિ દુર્ગુણોની વૃદ્ધિ કરનાર છે.

૭ ક્રિયા કરતા ચરવળો ન હોય તો ઉભું ન થવાય ચરવળા વડે જમીન પ્રમાર્જન વિના 'આસણુ પણ ન પથરાય, જગ્યા પૂંજ્યા વિના હાથ પગ પણ ઉંચા નીચા ન કરાય આવું મહાપુરૂષોનુ ફરમાન છે. છતા આજે ક્રિયાઓ કરતા એક બીજાને ચરવળો આપવો ચરવળા વિનાજ ક્રિયામા જોડાવુ એ પણ આજ્ઞા ભંગના દોષરૂપ છે.

૮ સામાયિક લેનાર વ્યક્તિ "બેસણે સંદિસાહુ અને ઠાઉં" એ આદેશો માગે છે. તેમની પાસે ચરવળો ન હોવાથી તે ઉભો થયેલ નથી તો પછી આ આદેશો અસત્ય ભાષણરૂપ કેમ ન કહેવાય? અને જો તે આદેશો ન બોલીએ તો વિધિ માર્ગનો લોપ થાય, એ પણ મહાન દોષ નથી? આ પણ ચરવળાની આવશ્યક્તા બતાવે છે

૯ કટાસણું ત્રસકાય જીવોના રક્ષણ માટે ઊનનુ રાખવું જોઇએ તેનુ માપ ૨૪"×૨૧" નુ હોય છે

૧૦ ચરવળો, કટાસણુ ને મુહપત્તિ એ અનિવાર્ય અવશ્ય ઉપયોગી ઉપકરણ છે એ વિનાની ક્રિયાઓ ખંડિત કહેવાય છે.

શ્રાદ્ધ પ્રતિક્રમણમા રત્નશેખરસૂરિ મહારાજ ફરમાવે છે કે જાણી જોઇને અતિચાર–દોષ લગાડનાર આત્મા અતિચારના બદલામા અનાચાર પ્રાપ્ત કરે છે "जाणिअव्वा अइयारा न सेविअव्वा" જાણી જોઇને અતિચારો લગાડવા એ આચરવા યોગ્ય નથી સામાન્ય સંકલ્પરૂપ અતિક્રમ કહેવાય છે વિશેષ વિચારણાએ કંઇક પ્રવૃત્તિ કરવી એ વ્યતિક્રમ કહેવાય છે. અને

અનાચારની પ્રવૃત્તિ કરવાની તૈયારીમાં અતિચાર અને અનાચારની પ્રવૃત્તિ કરાય તેને અનાચાર કહેવાય, જાણી જોઈને ન કરવા યોગ્ય પ્રવૃત્તિ કરવી પ્રભુ આજ્ઞા વિના આજ્ઞાથી વિપરીત વર્તવુ, તે ધર્માનુષ્ઠાનો અતિચારરૂપ નહિ પણ અનાચાર દોષિત છે અને એ અનાચારની આલોચનાથી પણ શુદ્ધિ થતી નથી. આ માટે રજજા-સાધ્વી અને સાવદ્યાચાર્ય આદિના દૃષ્ટાંતો શાસ્ત્રમા બતાવેલ છે

## પ્રતિક્રમણના પ્રકારો ને સમય

### ૧ દેવસિ પ્રતિક્રમણ

દિવસ સંબંધી લાગેલા દોષની આલોચના માટે દરરોજ સાંજે આ પ્રતિક્રમણ કરાય છે અર્ધસૂર્ય અસ્ત થાય તે સમયે "વંદિત્તુસૂત્ર" બોલાય એવી રીતે આ પ્રતિક્રમણ કરવુ જો કે દિવસના બારથી રાત્રિના બાર સુધીનો સમય 'દેવસિ' કહેવાય છે.

### ૨ રાઈ પ્રતિક્રમણ

રાત્રિ સંબંધી લાગેલાદોષની આલોચના આ પ્રતિક્રમણથી થાય છે રોજ પરોઢિયે પ્રતિક્રમણ કર્યા પછી ચાર મુહપત્તિનુ પડિલેહણ થાય અને સૂર્ય ઉગે તેવા સમયે એંશી વર્ષની દાંત વગરની ઘરડી ડોશી દહીં ચાવે અને જેવો અવાજ થાય એટલા ધીમા અવાજે આ પ્રતિક્રમણ કરવું રાત્રિના બારથી દિવસના બાર વાગ્યા સુધીનો સમય 'રાઈ' કહેવાય છે

### ૩ પાક્ષિક પ્રતિક્રમણ

દર મહિનાની શુદ ૧૪ ને વદ ૧૪ ના રોજ સાંજે દેવસિને બદલે આ પ્રતિક્રમણ કરાય છે તેથી પખવાડિયા દરમિયાન લાગેલ દોષોની આલોચના કરાય છે પાક્ષિક વંદિત્ત સૂત્ર અર્ધસૂર્ય દેખાય તે સમયે બોલાય એમ કરવુ જોઈએ

## ૪ ચૌમાસી પ્રતિક્રમણ

દર ચાર માસે કારતક સુદ ૧૪ ફાગણ સુદ ૧૪ ને અશાડ સુદ ૧૪ એમ ત્રણ દિવસોમા દેવસિ કે પાક્ષિક પ્રતિ-ક્રમણના બદલે આ પ્રતિક્રમણ કરાય છે તેમાં ચાર માસ દરમિયાન લાગેલા અતિચારોની આલોચના લેવાય છે

## ૫ સંવત્સરી પ્રતિક્રમણ

દર વરસે એકજ વાર ભાદરવા સુદ ૪ ની સાજે આ પ્રતિક્રમણ દેવસિના બદલે કરાય છે મહાન પર્વાધિરાજ શ્રી પર્યુષણ મહાપર્વની પૂર્ણાહુતિ અને વરસ દરમિયાન લાગેલા દોષની ક્ષમાપનાનો આ દિવસ છે નિર્મળ હ્રદયથી આ દિવસે શ્રાવક નામ ધારી તમામ વ્યક્તિઓ આ પ્રતિક્રમણ કરે છે. કોઇક જ અપવાદ તરીકે [illegible]રલ રહે છે વરસ દરમિયાનના દોષોની ક્ષમાપના આ પ્રતિક્રમણમા અપાય છે

તમામ પ્રતિક્રમણની અલગ અલગ વિધિઓ બીજાં પુસ્તકોમા છપાયેલી હોય છે વરસ દરમિયાન નિયમિત પ્રતિક્રમણ કરનાર માણસ ૧૨ માસના ૩૬૦ દિવસોમાં ૩૬૦ રાઇ પ્રતિક્રમણ ૩૩૫ દેવસિ પ્રતિક્રમણ ૨૧ પાક્ષિક પ્રતિક્રમણ, અને ૩ ચૌમાસિ પ્રતિક્રમણ અને ૧ સવત્સરી પ્રતિક્રમણ કરે છે

## પ્રતિક્રમણ ઉપસહાર

છ આવશ્યકને ગુથીને બનાવેલ આ ધર્માનુષ્ઠાન શ્રાવક કર્તવ્યનુ મહાન અગ છે પાચ પ્રતિક્રમણ પૈકી રાઇ પ્રતિક્રમણ મદ સ્વરે કરવાનું કારણ એટલુંજ છે કે શબ્દના અવાજથી કોઇ જાગી જાય વિષયાદિ આરંભમા જોડાય. ગિરોલી જેવા ભક્ષક પ્રાણી જંતુ ભક્ષની પ્રવૃત્તિમા પડે

છકાયનો આરંભ મનુષ્યો આદરે, આમ દોષોનું કારણ પ્રતિક્રમણ કરનાર બની જાય. એ પાપનો બંધ કરનાર છે. વળી બધા પ્રતિક્રમણ સંઘ–સમુદાય સાથેજ કરવાં જોઇએ આથી કરીને આરાધનાની નિર્મલતા, સંઘદર્શન સમકિત શુદ્ધિ સાધર્મિક પરિચય, વિનય, બહુમાન, આલંબન, સંઘની ઐકયતા આદિ મહાન્ લાભ પ્રાપ્ત થાય છે.

સામાયિક પ્રતિક્રમણ એ ભાવ ક્રિયાનાં અનુષ્ટાનો છે અને અનાદિકાલના અવિવેકી આત્માને વિવેક શીખવનાર મહાન મંત્રસિદ્ધિ છે પણ શક્તિ અનુસાર મહાન ભગવંતોની આજ્ઞા અનુસાર 'आणाए धम्मो' 'આજ્ઞા એજ ધર્મ' એમ સમજીને આ જિનાજ્ઞા પર વધુ લક્ષ આપવું, એ સજ્જન અને આત્માનંદિનું લક્ષણ છે.

## ઉત્તરાસણની જરૂરીયાત

સામાયિક પ્રતિક્રમણ આદિ ભાવક્રિયામા ચરવળો અને દર્શન, પૂજન, ગુરુવંદન આદિ દ્રવ્ય ક્રિયાઓમાં ઉત્તરાસણ એ શ્રાવકનુ ખાસ જયણાનુ પ્રથમ સાધન છે આ બાબતમાં ઉપદેશ દેનાર સાધુને જક્કી અને કદાગ્રહી કહીને શ્રાવકો કદાચ નિંદતા હોય તો તેમને કહેવુ પડે છે કે આ ખોટી બડાઈ છે જયણના સાધનવડે જયણાપૂર્વક ક્રિયા કરતા કદાચ અજાણે પંચેન્દ્રિય જીવનો વધ થઇ જાય તો તેની આલોચનાથી શુદ્ધિ થઈ શકે છે પણ જયણાના સાધન વિના જીવ વિરાધના કરનાર છ કાયનો વિઘાતક કહેવાય છે. દયાનો ઉપયોગ કરતા દયાના સાધનની પણ અપેક્ષા તો ખરીજ એટલે શ્રાવકને નિત્ય વ્યવહારમા પણ "ઉત્તરાસણ" ખેશ રાખવાનો પૂરાણો રિવાજ દયાધર્મ પાળતા માનવ માટે ઉત્તમ ઉપકરણ છે

# કર્તવ્ય ૪થું

## પવિત્ર થઈને પ્રભુ દર્શન કરવાં

આ કલિકાળમાં ભવ્ય આત્માઓને શ્રી જિનાગમ અને શ્રી જિન પ્રતિમા જ સંસાર સમુદ્રમાથી તરવા માટે અજોડ નૌકા રૂપ છે. પ્રભુ પ્રતિમા સાક્ષાત્ર કલ્પવૃક્ષ સમાન છે. આ પ્રતિમાના દર્શનથી ભૂતકાલે અસંખ્ય આત્માઓ અવ્યાબાધ સુખ મેળવી શક્યા છે વર્તમાન કાળે ઘણા આત્મા આવું સુખ મેળવી રહેલ છે. અને ભવિષ્યમા પણ બહુ જીવો અનંતા સુખને પ્રાપ્ત કરશે.

## શ્રી શત્રુંજય ઉપર ચોસઠ ઈંદ્રો સાથે આવેલ સોહમપતિએ કરેલ મહાવીરપ્રભુની સ્તુતિ અને પ્રભુની ધર્મદેશના–

સ્ફુરણાયમાન ભક્તિથી હર્ષના અશ્રુ જેના નેત્રોમાં આવેલા છે એવો સૌધર્મેન્દ્ર રોમાચ રૂપી કંચુકને ધારણ કરતો આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો

"હે સ્વામિન્! હે જિનાધીશ! હે દેવ! જગત્પ્રભુ તમે જયપામો હે "ત્રૈલોક્યમા તિલકરૂપ! આ સંસારને તારનારા તમે જય પામો. હે દેવાધિદેવ પૂજવા યોગ્ય કરૂણાના સાગર અને સંસારીઓને શરણુ કરવા લાયક એવા તમે કરૂણાકર પ્રભુ જય પામો હે અર્હન્! જંગમ કલ્પવૃક્ષરૂપ, પરમેશ્વર, પરમેષ્ઠી, અનત અવ્યક્ત અને નિરંજન એવા તમે જયવંતા

વર્તો હે સિદ્ધ! સ્વયંબુદ્ધ, સર્વ તત્ત્વના સમુદ્ર સર્વ સુખના સાગર, અને મહેશ્વર એવા હે નાથ! તમે જયવંતા વર્તો. હે પ્રભુ! તમે અનાદિ અનંત અને અવ્યક્ત સ્વરૂપને ધારણ કરનારા છો સુર, અસુર અને મનુષ્યોના સ્વામીઓ તમને જ નમસ્કાર કરે છે. હે જગત્પતિ! તમારાથી આ જગત ને અમે ધન્ય માનીએ છીએ કારણ કે અન્ય દર્શનીઓના કુતર્કોથી તમે અભેદ્ય છો. હે ઈશ્વર! તમારાથી અમે મોક્ષ-સુખના આનંદની સ્પૃહા રાખીએ છીએ. હે નાથ! તમારા અતુલ માહાત્મ્યને દેવતા પણ જાણી શકતા નથી હે સર્વ તત્વ ને જાણનારા પ્રભુ! જે પર બ્રહ્મ છે તે પણ ફક્ત તમારે વિષેજ પ્રાપ્ત થાય છે તેથી હે ભગવન્! વિદ્વાન લોકો, મુક્તિ સર્વદા તમારે જ આધીન છે એમ કહે છે હે ઈશ્વર! આ જગતનો ઉદ્ધાર કરવાને માટે તમે મનુષ્ય સ્વરૂપને પામ્યા છો. નહીંતો મુખ વંધ્યા જેવી આ સૃષ્ટિ અસૃષ્ટિ સમાન થઇ જાત હે દયાળુ! બીજા સર્વ દેવોમા તમારા અંશવડે કરીને જ દેવપણુ ગણાય છે કારણ કે બીજા મતને અનુસરનાર વિદ્વાનો પણ વિતરાગપણામાજ મુક્તિમાને છે. હે જગત્ પૂજ્ય! નિશ્ચયથી તમે જ પરમેશ્વર છો કેમકે રાગદ્વેષવડે ભરેલા બીજા દેવોમા તત્ત્વથી દેવપણાની યોગ્યતા ઘટતી જ નથી હે નાથ! ભાગ્ય હીન લોકો અન્ય દેવની પેઠે તમને જોઇ શકતા નથી કેમ કે પૃથ્વીમા બીજા રત્નોની પેઠે ચિંતામણી રત્ન સુલભ હોતુ નથી હે વિભુ! જેવી વિશ્વને આશ્ચર્ય કરનારી પ્રભાવની સમૃદ્ધિ તમારામા છે તેવી બીજા દેવોમા રહેલી નથી કારણ કે નક્ષત્રોમા સૂર્યની કાંતિ ક્યાથી હોય?

હે દેવાધિદેવ! જ્યા તમે સંચરો છો તે પૃથ્વીમાં સવાસો યોજન સુધીમા સાત પ્રકારની ઇતિઓ પણ ઉત્પન્ન થતી નથી અહો મહાત્માઓનો કેવો મહિમા છે! હે ભગવન

યોગીઓને ધ્યાન કરવાને યોગ્ય એવા જ્યોતિ રૂપ તમે જ છો અને અષ્ટ કર્મના નાશ માટે તમે જ અષ્ટાંગયોગ કરેલો છે. સ્વામીઓના પણ સ્વામી, ગુરુઓના પણ ગુરુ, અને દેવોના પણ દેવ એવા તમને નમસ્કાર કરુ છુ. હે પ્રભુ ! જલમા, અગ્નિમા, અરણ્યમા, શત્રુઓના સ કટમા, તેમજ સિંહ સર્પ અને રોગની વિપત્તિમા તમે જ એક શરણુ ભૂત છો.

એવી રીતે ભક્તિથી જિનેદ્રની સ્તુતિ કરીને દેવતાનો પતિ ઇદ્ર જલનું પાન કરવાને ચાતક તત્પર થાય તેની પેઠે પ્રભુની વાણીનું પાન કરવાને આગળ બેઠો તે પછી ત્રણ જગતના સ્વામી સર્વ જગતના હર્ષને અર્થે સર્વ ભાષામા સમાન અર્થને પ્રરૂપનારી સર્વ પ્રાણીઓને હીતકારી, સર્વ અતિશયો થી ભરેલી સર્વ તત્ત્વોથી સુદર યથાર્થ, સૌભાગ્ય વાળી, શાત અને યોજનસુધી પ્રસાર પામતી મધુર વાણી વડે દેશના આપવા લાગ્યા. હે જનો ! જેમ કસ્તુરી મૃગની નાભિમાથી થાય છે પણ તે પોતાના સુગંધના ગુણે અમૂલ્યપણાને પામે છે તેમ આ કૃત્રિમ અને અશુચિ એવો મનુષ્યદેહ ધર્મના ગુણથી ઉત્તમપણાને પામે છે આ કાયામા સાત ધાતુ રૂપ મળ બહાર અને અંદર રહેલા છે તેને લીધે અશુચિ એવી આ કાયા સર્વથા નિરર્થક છે તેમ છતા અહો ! મૂઢપ્રાણી અહકાર અને પ્રૌઢ કર્મને વશ થઇ પોતાના આત્માને અજરામર માની ઇચ્છા પ્રમાણે વર્તે છે નાના પ્રકારના શસ્ત્રો, જલ, અગ્નિ બે પ્રકારનુ વિષ શત્રુઓ, તીવ્ર વ્યાધિઓ, અકાલ મૃત્યુ શીત તથા ગરમી વિઘ્નની પીડા જરાવસ્થા અને ઇષ્ટ મિત્રાદિક વિપત્તિ ઇત્યાદિક મહા દોષ વડે આ કાયા અત્યત ક્લેશ પામે છે હે પ્રાણીઓ ! એવી રીતે આ અસાર દેહ પામીને જગતમા સાર અને પૂજવા યોગ્ય એવા ધર્મને સત્વર સપાદન કરો અમૂલ્ય ચિંતામણી રત્ન જો કાચના સચયથી પ્રાપ્ત થતુ હોય, રજવડે

કરીને જો સુવર્ણ મળતું હોય, જલના બિંદુથી જો સુધા સાગર પ્રાપ્ત થતો હોય ગૃહથી જો સામ્રાજ્ય મળતું હોય અને દેહ વડે જો સુકૃત સંપાદન થતું હોય તો તત્ત્વાતત્ત્વનો વિચાર કરી શકનારો કયો પુરુષ ગ્રહણ ન કરે? માતા, પિતા, ભ્રાતા, મિત્ર અને રાજા તેઓમાનું કોઇ ધર્મ વિના રક્ષણ કરતું નથી અને ધર્મ રક્ષણ કરે છે તેથી જગતમા તેજ સેવવાને યોગ્ય છે આ જગતમાં સદ્ધર્મ મેળવવાના ઉપાયો થી ઉચિત્ આચરણોથી અને સદ્જ્ઞાન ક્રિયાથી બુદ્ધિવંતનો જન્મ પ્રશંસાનીયપણાને પામે છે

ખરેખર એક ધર્મ જ પ્રગટપણે જગત્પતિની પદવીને યોગ્ય છે કારણ કે તેની આજ્ઞાને અનુસરનારા લોકો ત્રણ લોકના નાયક થાય છે. હે ભવ્યો! રાજા વિગેરેની સેવાથી આત્માને વૃથા દુઃખ શામાટે આપો છો? તેજ રાજાને રાજાપણું આપનાર છે. તે ધર્મની સેવા કરો કોઇ કોઇ ઠેકાણે ધર્મ વિના કંઇ પણ મેળવી શકાતું નથી વિચારો કે કેટલા એક દુઃખ સહન કરે છે અને કેટલા એક સારા ભોગ ભોગવે છે તો ત્યા ધર્મનું જ પ્રમાણ છે.

"હે પ્રાણીઓ! કોઇ વખતે પણ તમે રાગાદિકને વશ થશો નહિ કારણ કે એ રાગાદિક થોડુંક સુખ કરી અંતે નરકાદિમા નાખે છે હું ધારુ છું કે બીજા કોઈ નહિં પણ વિષય એજ ખરેખરા શત્રુઓ છે કે જેઓ પ્રથમ આરંભમા રમ્ય જણાય છે, અને અંતે સર્વનો ઘાત કરે છે. જેઓની પાસે ધર્મ રૂપી સૂર્ય તીવ્ર કાંતિએ પ્રકાશતો નથી તેઓની તરફ એ વિષયો અંધકારની પેઠે અનિવારિત પણે પ્રવર્તે છે. પ્રમાદ રૂપ પડળથી જેઓના ભાવનેત્ર નાશ પામ્યા છે એવા પ્રાણીઓ કુમાર્ગે ચાલી દુઃખરૂપ હિંસક પ્રાણીઓથી ભરેલા નરક રૂપી અરણ્યમાં પડે છે. પૃથ્વી ઉપર સૂર્ય અને ચંદ્રના

દર્શન વડે પ્રત્યક્ષ પણે ધર્મારાધન વડે વાંછિત સુખનો લાભ દેખાવા છતા પણ ધર્મનું ઉજ્જવળ અને પ્રત્યક્ષ મહાત્મ્ય આ પ્રાણી જાણુતા છતા જાણુતો નથી દિવસને રાત્રિ, સુખને દુખ તેમજ જાગ્રત ને નિદ્રાવસ્થા જોવાથી પુણ્ય પાપનું ફળ પ્રત્યક્ષ જણાય છે. જે ક્ષુદ્ર એવા રાક્ષસ સિંહ અને સર્પાદિક પણ પુણ્યવાન પ્રાણીને ઇજા કરવા જરા પણ સમર્થ થઇ શકતા નથી એજ ધર્મનું પ્રત્યક્ષ મહાત્મ્ય સર્વથા સ્ફુરણાયમાન છે. માટે ધર્મનો દ્રોહ કરનાર બલવાન પ્રમાદ સર્વથા છોડી દેવો કારણ કે જ્યારે તેનાથી ધર્મ હણાયો છે ત્યારે દેહમા વ્યાધિ અને બધાતી વિપત્તિઓ ઉત્પન્ન થાય છે હે પ્રાણીઓ! આવી રીતે ચિત્તમા પુણ્ય પાપનુ ફળ વિચારીને જેનાથી કલ્યાણની સિદ્ધિ થાય છે, એ વાતે ધર્મને ભજો.

## શ્રી જિન પ્રતિમાનો મહિમા

"દર્શનાત્ દુરિતધ્વંસી, વંદનાત્ વાંછિતપ્રદઃ"
પૂજનાત્ પૂરકશ્રીણાંઃ જિનઃ સાક્ષાત્ સુરદ્રુમઃ'

શ્રી જિનેશ્વર દેવનાં દર્શનથી દુરિત આપદાઓનો નાશ થાય છે વંદન કરવાથી ભવ્યઆત્માઓના મનોવાછિત પૂરણ થાય છે પૂજા કરવાથી લૌકિક અને લોકોત્તર લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે આ કળિકાળમા સાક્ષાત જિનેશ્વરદેવ કલ્પ-વૃક્ષ સમાન છે આવી મહાન જિન પ્રતિમાના દર્શન પૂજ-નની પણ શાસ્ત્રમા વિધિ બતાવેલી છે આજ્ઞા વિરુદ્ધ વર્તન કરનાર ખરેખર હાથ લાગેલ ચિંતામણિ રત્નને જોતા આખો મીચી ચાલે ને ગયા પછી પશ્ચાતાપ કરે, તેમ પ્રભુ પ્રતિમાનાં પૂજન અવિધિસર કરીને નિષ્ફળ બનાવે છે

## પ્રભુ દર્શન ને પૂજનનો સમય

સવારમા મધ્યાન્હે ને સાંજે આમ ત્રણ સમય પ્રભુદર્શન અને પૂજન માટે શાસ્ત્રમા નિયત કરેલા છે. વૃષ્ટિ ને વાયુની અનુકુળતા પણ નિયમિત સમયે મળે તોજ અનાજ વગેરે ધાન્ય ને ફળાદિની ઉત્પત્તિ થાય છે. ગર્ભને ધારણ કરવાની યોગ્યતા વાળી સ્ત્રી પણ નિયત કાળેજ પુત્રાદિને જન્મ આપી શકે છે. ફાલ્યુંફુલ્યું આમ્રવૃક્ષ પણ વૈશાખ જેઠ માસમાં જ કેરી આપે છે. તેવી રીતે સ્નાન, દાન, પૂજા વગેરે કર્તવ્યો નિયત સમયેજ કરવાથી ફળદાયક થાય છે, જૈન અને જૈનેતાર શાસ્ત્રમા આ કર્તવ્ય દિવસે કરવાનું ફરમાન છે. રાત્રિએ નિષેધ છે. એટલે સવાર બપોર ને સાંજ એ ત્રિકાળ સંધ્યા કહેવાય છે. અને તે સમયે જ પ્રભુ દર્શન પૂજન કરવાનું શાસ્ત્ર ફરમાન છે.

## દર્શન પૂજન કેવી રીતે કરવું ?

પ્રભુ દર્શન કરવા જનારે ખાલી હાથે જવું એ અપમાનજનક છે સગાંસબંધીને મળતા પણ ખાલી મળતા નથી તો વિતરાગ દેવના દર્શન એ તો અક્ષય સુખને આપનાર છે. તો અક્ષત બદામ આદિથી પ્રભુની અગ્રપૂજા કરવી.

જો સવારમા સમય હોય તો પ્રથમ વાસક્ષેપથી અંગ પૂજા કરવી પહોર દિવસ ચઢયા પહેલાં પ્રક્ષાલ અને ચંદન પૂજા યોગ્ય નથી, કારણકે સવારમા સૂર્યનો પ્રકાશ વિશેષ ફેલાયો ન હોય ત્યાંસુધી રાત્રિએ નિયત રહેલાં કુંથવા આદિ સૂક્ષ્મ ત્રસ જીવોને ગમનાગમન કરવાનો સમય ન હોવાથી તેની નિશ્રાએ બીજા પણ ઘણા ત્રસ જીવો રહેલા હોય છે તે જીવોને કિલામણા-ત્રાસ થવાનો સંભવ રહે છે માટે પ્રક્ષાલાદિ ક્રિયા

મધ્યાન્હે કહેલ છે

સવારમાં ધૂપ, દીપ,નૈવેદ્ય, અક્ષત આદિથી અગ્રપૂજા અને ચૈત્યવંદનથી ભાવ પૂજા આમ ત્રિવિધ પૂજાનો લાભ મેળવાય છે, પરંતુ આ માટે વાપરવાના દ્રવ્ય પૂજનિકે પોતાના ઘરથી જ લાવવાં એ વધુ શ્રેષ્ઠ અને અને ફળદાયક છે,

## પાંચ અભિગમ સાચવવા

### -૧ સચિત્ત દ્રવ્યનો ત્યાગ-

પ્રભુ દર્શન કરવા જનાર ભવ્યાત્માએ ખાવા પીવાની કોઇ પણ સચિત્ત વસ્તુ પાસે ન રાખવી પુષ્પમાલા વગેરે સચિત્ત હોવાથી તેનો પણ ત્યાગ કરવો જોઇએ, બીડી, બાકસ સોપારી, તબોલ, મુખવાસ પણ ખાવાની વસ્તુ હોઈ તે ખીસ્સામા રાખી દર્શન કરવા જનાર અવિનય આશાતનાનો ભાગી બને છે

### -૨ અચિત્ત દ્રવ્યનો ત્યાગ ન કરવો-

કુળાચારની મર્યાદા પ્રમાણે સુંદર વસ્ત્રાભૂષણ ધારણ કરી દર્શન કરવા જવું જોઇએ અધુરા વસ્ત્રે, ખુલ્લા માથે, ખુલ્લા શરીરે પાટલુન, હેટ આદિ યવનોચિત પાશ્ચિમાત્ય વેશ પરિધાનથી પ્રભુ દર્શનને જવુ એ અજાનતા અવિવેક યુક્ત ઘેલછા છે. પૂજાના સમયે પ્રભુપૂજનના કપડા પહેરી જવુ જોઇએ. એ શાસ્ત્રનું ફરમાન છે.

### ૩ એકાગ્રતા કેળવવી

મનની એકાગ્રતાના યોગે પ્રભુદર્શનની કલ્પનાથીજ પૂણ્યરાશિની વૃદ્ધિ થાય છે. અને આવી પ્રબળ ઇચ્છા કરનારને

કલ્પનાથીજ એક ઉપવાસનું ફળ મળે છે. ઉઠવાની તૈયારી કરતાં છઠ્ઠનુ, જવાનુ ચોક્કસ કરતાં અઠ્ઠમનું, માર્ગે જતા ચાર ઉપવાસનુ, જિનમંદિરના દ્વાર નજીક આવતા પાચ ઉપવાસનુ, મંદિરમા પ્રવેશતા પંદર ઉપવાસનું, અને જિનપ્રતિમાના દર્શન કરવાથી એક માસના ઉપવાસનું ફળ શાસ્ત્રોકત છે.

## ૪ અખંડ ઉત્તરાસન (ખેસ) રાખવો–

ત્રસજીવોની જયણા માટે પ્રભુ દર્શન સમયે ઉત્તરાસનની ખાસ આવશ્યકતા છે. ખમાસમણ આપતા ત્રણ વખત ભૂમિ પ્રમાર્જન ઉત્તરાસન વડે કરીને ભાવપૂજામા જોડાવુ જોઇએ.

## ૫ "નમોજિણાણં'

એ વાકય પ્રભુના દર્શન કરતાજ બે હાથ જોડી મસ્તક નમાવી બોલવુ જોઇએ

આ પાંચ અભિગમ યુક્ત પ્રભુદર્શન કરનાર ભવ્યાત્મા-ઓ જીવન સફળ કરી જાય છે. ગુરુ પાસે પણ આ અભિગમ સાચવવા જોઇએ.

## ચૈત્યવંદન સમયે ત્રણ નિસિહિ.

(૧) અગ્રદ્વારે પ્રભુ સન્મુખ નજર કરતાંજ પહેલી 'નિસિહી' કહેવી નિસિહી એટલે સંસાર વ્યવહારની ગડ-મથલ મન વચન કાયાના યોગે પણ ન કરવાની કબૂલાત-પાપ વ્યાપારનો ત્યાગ પ્રવેશ કર્યા બાદ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા જિનમંદિરની તમામ વ્યવસ્થા જુએ, ખામી હોય તે જાતે સુધારે અને તે દૂર કરાવવા કાળજી રાખે, પણ તેની

ઉપેક્ષા તો નજ કરે, તે પહેલી નિસિહી

(૨) મધ્યદ્વારે પહોચતા પણ આજ પ્રમાણે બીજી નિસિહી કહેવી પૂજા દર્શનના અભિલાષી જીવાત્માઓ કેવળ મૌનભાવે આ નિસિહી કહીને અંગ પૂજા અને અગ્ર પૂજામા જોડાય છે.

(૩) પ્રક્ષાલન, ચંદન, ધૂપ, દીપ, અક્ષત, નૈવેદ્ય આદિ દ્રવ્યની યથાયોગ્ય પૂજા કર્યા બાદ ઇરિયાવહિય પ્રતિક્રમીને અંગપૂજા અને અગ્રપૂજાના વ્યાપારનો ત્યાગ કરવારૂપ ત્રીજી નિસિહી કહેવી પછી, ચૈત્યવંદન—આદિ ભાવ પૂજામા જોડાવું.

## ત્રણ પ્રદક્ષિણા.

પ્રથમ નિસિહી કહ્યા પછી દહેરાસરની વ્યવસ્થાનું અવલોકન કર્યા બાદ જો મંદિરમાં ભમતી હોય તો જિનાલયની ચારે દિશામાં ચતુર્મુખજીની પ્રતિમા કલ્પીને ચારે બાજુ નમસ્કાર કરતાં કરતા જ્ઞાન; દર્શન, ચારિત્રની પ્રાપ્તિ માટે ત્રણ પ્રદક્ષિણાઓ આપવી.

## મુખ્યદ્વાર (ગંભારા) નજીક કેવી રીતે રહેવું.

પ્રભુ સન્મુખ મુખ્યદ્વાર પાસે આવી ત્રણ વખત પ્રણામ કરતાં પુરુષોએ પ્રભુની જમણી બાજુ ઉભા રહેવું. અને સ્ત્રીઓએ ડાબી બાજુ ઉભા રહેવુ

પગ મૂકવાની ભૂમિ ત્રણ વખત પ્રમાર્જી ત્રણે દિશામાં જોવાનુ છોડી દઇ એકજ પ્રભુ પ્રતિમા સન્મુખ એકાગ્ર બનવું. પછી પ્રભુગુણગર્ભિત લાલિત્ય વર્ણવાળી, મધુર શબ્દોની એક બે યાવત ૧૦૮ સ્તુતિઓથી પ્રભુની સ્તવના કરવી.

## ત્રણ અવસ્થાઓની વિચારણા.

પ્રભુની પરિકરવાળી પ્રતિમાનાં દર્શન કરતાં પરિકરમાં અભિષેક કરતા કળશને ધારણ કરનારા દેવોને જોઇ પ્રભુનો જન્માભિષેક યાદ કરવો અને પ્રભુની જન્માવસ્થા ચિંતવવી.

પરિકરમા રહેલ છત્ર, ચામર, ભામંડળ, સિંહાસન. વાસળી, વાજીંત્ર, દેવદુદુભિ અશોકવૃક્ષ ને પુષ્પવૃષ્ટિ કરતા દેવો, એ આઠ પ્રતિહાર્યો જોતાં પ્રભુની રાજ્યપદની પદસ્થ અવસ્થા ચિંતવવી.

પર્યંકાસનવાળી કે કાઉસગ્ગ મુદ્રાવાળી પ્રતિમાનાં દર્શન કરતાં પ્રભુની સિદ્ધસ્થાવસ્થા ચિંતવવી. આ ત્રણ અવસ્થાને જુદાં જુદાં નામથી પણ ચિંતવાય છે.

૧ જન્માવસ્થા, બાલ્યાવસ્થા, રાજ્યાવસ્થા, કે છદ્માવસ્થાનું જોડકું.

૨ રાજ્યાવસ્થા, પદસ્થાવસ્થા કે કેવલિ અવસ્થાનુ જોડકું.

૩ સિદ્ધાવસ્થા રૂપાતિતાવસ્થા કે કર્મરહિત અવસ્થાનુ જોડકું

## ત્રણ અવગ્રહ–સ્થાનસંકેત.

અંગપૂજા સિવાય જઘન્ય–સાધારણ રીતે ૯ હાથ દૂર, મધ્યમ રીતે ૧૦ થી ૫૯ હાથ દૂર અને ઉત્કૃષ્ટપણે ૬૦ હાથ દૂર બેસીને ભાવ પૂજામા જોડાવુ, એવું શાસ્ત્ર ફરમાન છે. પછી મંદિરની જગ્યાના પ્રમાણમા પ્રભુની સામે બેસી ભાવપૂજા કરાય છે.

## શ્રી જિનેશ્વરદેવના ચાર પ્રકાર.

૧ ઋષભદેવ આદિ જિનેશ્વર ભગવાનના નામ તે ‘નામ જિન’ કહેવાય

૨ શાશ્વતી અશાશ્વતી પ્રતિમાજી; ફોટા વગેરે ચિત્રામણ તે 'સ્થાપના જિન' કહેવાય

૩ જે કાળે કેવળી અવસ્થામા સમવસરણે બિરાજી દેશના આપતા અગર, કેવલીપણામાં વિચરતા જે જિનેશ્વર દેવો હોય તેમને 'ભાવ જિનેશ્વર' કહેવાય.

૪ તીર્થંકર થઇ મોક્ષે ગયેલા અને હવે પછી થવાવાળા જે જે જીનેશ્વરના જીવો ચારે ગતિમા વર્તતા હોય તેમને 'દ્રવ્ય જિન' કહેવાય છે. આચારે નિક્ષેપા (પ્રકારે) વાદવાયોગ્ય–પૂજવા યોગ્ય સ્તુતિ કરવા યોગ્ય છે.

## વદનયોગ્ય અને સ્મરણ કરવા યોગ્ય કોણ?

૧ જીનેશ્વરદેવ ૨ સિદ્ધભગવાન- ૩ શ્રુતજ્ઞાન ૪ સાધુ મુનિરાજ આ ચાર વદન કરવા યોગ્ય છે.

૨ શાસનદેવ સ્મરણ કરવા યોગ્ય છે.

## પ્રણિપાત એટલે શુ?

બે પગ બે હાથ અને મસ્તક એ પાચ અંગ ભૂમિએ અડાડીને ખમાસમણુ આપવુ તેને પ્રણિપાત કહેવાય

## ચૈત્યવદનના પ્રકારો

૧ ફક્ત નમસ્કાર કરી સ્તુતિ કરીએ, તો તે જઘન્ય–સાધારણ ચૈત્યવદન કહેવાય.

૨ દડક અને સ્તુતિ યુગ્મથી સ્તવના કરીએ, તે મધ્યમ પ્રકારનું ચૈત્યવંદન કહેવાય છે.

૩ પાચદંડક, ચાર થુઈ, સ્તવન, પ્રણિધાન વગેરે યુક્ત સ્તવના ઉત્કૃષ્ટ ચૈત્યવંદન કહેવાય છે.

નમુત્થુણુ, અરિહંત ચેઇઆણું, લોગસ્સ, પુક્ખરવરદી અને સિદ્ધાણું બુદ્ધાણું એ પાચ દંડક સૂત્ર કહેવાય છે.

જાવંતિ ચેઈઆણું, જાવંત કેવિસાહુ જયવીયરાય પ્રાર્થનાસૂત્ર એ ત્રણ પ્રણિધાન સૂત્ર કહેવાય છે.

## પ્રણિધાનત્રિક અને મુદ્રાત્રિક

ત્રણ પ્રણિધાન સૂત્રને પ્રણિધાનત્રિક કહેવાય છે. વળી મન, વચન, કાયાની એકાગ્રતા ધારણ કરવી તેનુ નામ પણ પ્રણિધાનત્રિક કહેવાય છે,

(૧) બને હાથની આંગળીઓ એકમેકમા અંતરિત કરવાથી કમળના ડોડા જેવો આકાર થાય અને તેમ બને હાથની બને કોણીને પેટ ઉપર સ્થાપન કરી બેસવું, તે યોગમુદ્રા કહેવાય છે સ્તવન, નમુથ્થુણ સૂત્ર યોગમુદ્રાથી બોલાય છે.

(૨) બને હાથ સરખા જોડી વચ્ચેથી ઉન્નત રાખી લલાટે અડકાડવા તે મુક્તાસુક્તિ (મોતીની છીપની માફક)મુદ્રા થાય છે. પ્રણિધાન સૂત્ર બોલતાં આ મુદ્રા પ્રમાણે બેસવું

(૩) બે પગ વચ્ચે આગળનો ભાગ ચાર આગળ અને પાછળના ભાગમા કઇક ન્યૂન ચાર આગળ અંતર રાખી દષ્ટિ નાસિકા પર સ્થિર રાખી કાયોત્સર્ગ કરવો, આ જિનમુદ્રા કહેવાય છે. સ્તુતિ કાયોત્સર્ગ વિગેરે આ મુદ્રામા થાય છે,

## આઠ પ્રકારના ફળ નિમિત્તરૂપ ચૈત્યવંદન છે.

૧ પાપ ખપાવવા 'ઇરિયાવહિય' બોલી કાયોત્સર્ગ કરવો. ૨, અરિહંત ભગવાનના વંદન માટે, ૩ પૂજન માટે

૪ સત્કાર માટે, ૫ સન્માન માટે, ૬ બોધિબીજ (સમક્તિ) નો લાભ પ્રાપ્ત કરવા, ૭ ઉપસર્ગ રહિત થવા માટે અને ૮ શાસન દેવનુ સ્મરણ કરવા માટે છેલ્લો (૧ નવકાર) કાઉસગ્ગ કરવામાં આવે છે.

## ચૈત્યવંદનના બાર અધિકાર

૧ નમુત્થુણ મા જીઅભયાણં સુધીમા ભાવજિનને નમસ્કાર રૂપ અધિકાર પહેલો.

૨ નમુત્થુણંની છેલ્લી ગાથામા દ્રવ્યજિનને નમસ્કાર રૂપ અધિકાર બીજો

૩ અરિહંત ચેઈઆણ થી પહેલી સ્તુતિ સુધીમા સ્થાપના-જિન નમસ્કાર રૂપ અધિકાર ત્રીજો

૪ સંપૂર્ણ લોગસ્સ સૂત્રમા નામજિનને નમસ્કાર રૂપ અધિકાર ચોથો

૫ સવ્વલોએ અરિહંત ચેઈઆણ થી બીજી થોય સુધીમાં સ્વર્ગ મૃત્યુ ને પાતાળ એ ત્રણ લોકમાં રહેલા શાશ્વત અશાશ્વત સ્થાપના જિનને વંદન કરવા રૂપ અધિકાર પાચમો

૬ પુક્ખરવરદ્દીની પહેલી ગાથાથી વર્તમાને પાંચ મહા વિદેહ ક્ષેત્રમા વિચરતા શ્રીમંધિરસ્વામિ આદિ વીશ વિહરમાન જિનવંદનરૂપ અધિકાર છઠ્ઠો

૭ પુક્ખરવરદ્દીની બીજી ગાથાથી ત્રીજી થોય સુધી શ્રી દ્વાદ-શાગી રૂપ શ્રુતજ્ઞાનને વંદન કરવા રૂપ અધિકાર સાતમો

૮ સિદ્ધાણં બુદ્ધાણંની પહેલી ગાથારૂપ સર્વ સિદ્ધ ભગવતોને નમસ્કાર કરવા રૂપ અધિકાર આઠમો.

૯ સિદ્ધાણ બુદ્ધાણની બીજી ત્રીજી ગાથાથી શ્રી વીર પરમાત્માને વંદન કરવારૂપ અધિકાર નવમો

૧૦ સિદ્ધાણં બુદ્ધાણંની ચોથી ગાથામા શ્રી ગિરનાર તીર્થ ઉપર જેમના દિક્ષા, કેવળજ્ઞાન ને મોક્ષ એવાં ત્રણ કલ્યાણક થયા છે. એવા તીર્થાધિપતિ ધર્મચક્રવર્તી શ્રી નેમિનાથ પ્રભુને વંદનરૂપ અધિકાર દશમો.

૧૧ સિદ્ધાણં બુદ્ધાણંની પાચમી ગાથામાં શ્રી અષ્ટાપદાદિ તીર્થોને વિષે ચાર આઠ દશ ને બે એમ પૂર્વાદિ ચારે દિશામા બિરાજમાન ચોવીશ પ્રભુને વંદન કરવારૂપ અધિકાર અગીઆરમો

૧૨ વેયાવચ્ચગરાણંથી ચોથી થોય સુધી શ્રી શાસનદેવના સ્મરણરૂપ અધિકાર બારમો

## જિનભુવનમાં દશ મોટી આશાતનાઓનો ત્યાગ

૧ તંબોલ ખાવું. ૨ પાણી પીવું ૩ ભોજન કરવું. ૪ પગરખાં પહેરીને આવવુ ૫ મૈથુન સેવવું. ૬ શયન કરવું. ૭ થુંકવુ કે નાકનસી કવું ૮ મૂત્ર–પેશાબ કરવો. ૯ વડીનીતિ-ઝાડો કરવો અને ૧૦ જુગાર રમવો. એ દશ મહાન અશાતનાઓનો જિનમંદિરમા હંમેશના માટે ત્યાગ કરવો, એમ શાસ્ત્ર ફરમાવે છે, વિરૂદ્ધ આચરણ કરનાર મહાન દોષના ભાગી બને છે.

## પ્રભુદર્શન–ઉપસંહાર.

પ્રભુદર્શન માટે બતાવેલ વિધિમાર્ગ અનુસાર વર્તવાનું ભવ્યાત્માઓએ ધ્યાનમા રાખવું, તેથી યથાર્થ ફળને પ્રાપ્ત કરનાર બનશે

ચૈત્યવંદન કરતા ચૈત્યવંદનના સૂત્રોમા ૧૬૪૭ અક્ષરો, ૧૮૧ પદ અને ૯૭ સંપદા આવે છે તેના ઉપયોગ સાથે વર્ણાલંબન અને પ્રતિમાનું આલંબન ધારીને ચૈત્યવંદન કરવું જોઇએ.

અવિધિથી ચૈત્યવંદન કરનાર દોષોનો ભાગીદાર ગણાય છે કારણ કે તેની અસરથી બીજા સાધર્મિકોને અશ્રદ્ધા ને અવિધિના નિમિત્તરૂપ બનાય છે, એટલે વિધિમાર્ગનો આદર કરવો એ યથાયોગ્ય છે, એમ મહાનિશિથસૂત્ર ફરમાવે છે.

શ્રાવક કુળમા જન્મેલ કોઇ પણ વ્યક્તિને પ્રભુદર્શન વિના મુખમા પાણી નાખવુ કલ્પતુ નથી- પોતાના ઇષ્ટદેવને યાદ કર્યા વિના ફક્ત પુદ્ગલને (શરીરને) પોષણ આપવા પાછળ જે વર્તન રાખે છે, તે પ્રભુનો સાચો પૂજક નથી, પણ પુદ્ગલનો જ પૂજક છે "નાહીને દેરાસર જઇશુ હમણા તો ચાપાણી પી લેવા દ્યો" આવી વાતો કરનાર માણસો શ્રાવક કુળને લજવી રહ્યા છે, તેઓ દૂર્ગતિના દૂતોને નોતરી રહ્યા છે. છ કાયના જીવોની હિંસા પાછળ તેઓ જઇ રહ્યા છે. પર માત્માને વિસરી રહ્યા છે, પરિણામ તેમને માટે શું આવશે?

જે ગૃહસ્થ છતી શક્તિએ દ્રવ્યપૂજાની ઉપેક્ષા કરી કેવળ ભાવપૂજા કરે તો તે દૂર્લભ બોધિ અનંત સંસાર પરિભ્રમણ કરે છે, દ્રવ્યપૂજાના અશક્ત શ્રાવક કેવળ ભાવ-પૂજા કરે એ ઠીક છે લાખો સૌનૈયા ખર્ચી કરેલ દ્રવ્યપૂજા કરતા ઉચા પરિણામની ભાવપૂજા જરૂર ચઢી જાય છે



# કર્તવ્ય ૫ મું.

## વિધિપૂર્વક જિનમંદિરે પૂજા કરવા જવું.

શ્રી વીતરાગ દેવની પૂજા એ શ્રાવક કુળને માટે મહા મંગલકારી કર્તવ્ય છે વિઘ્ન રૂપી લતાઓને ઉખેડનાર, દરિદ્રતાનો નાશ કરનાર, સૌભાગ્ય સિદ્ધિની પ્રાપ્તિ કરાવનાર, ઉચ્ચગોત્ર અપાવનાર, નીચગોત્રને ખપાવનાર, મનોરથોની માળાઓ અર્પનાર, આરોગ્ય બુદ્ધિ, બળ, કીર્તિ વગેરે લૌકિક સુખો અને સ્વર્ગ–મોક્ષનો માર્ગ દર્શાવનાર, ચિંતામણી રત્ન સમાન અલોક પરલોકના સુખને આપનાર પ્રભુ પૂજા છે.

## પ્રભુપૂજા કરી ફળ મેળવનારનાં દષ્ટાંતો.

નમિવિનમિ એ પ્રભુ પૂજા-ભક્તિના પ્રભાવે વિદ્યાધરની રિદ્ધિસિદ્ધિ મેળવી લાખો પૂર્વના કાળ સુધીની સાહ્યબી ભોગવી શાશ્વત સુખ–શ્રી મોક્ષપદને પહોચ્યા હતા

રાવણ રાજાએ અષ્ટાપદ પર્વત ઉપર પ્રભુપૂજા કરી પરમ પવિત્ર તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું હતું.

પ્રભુપૂજા કરનાર દેવપાલ નામનો નોકર તેજ ભવમાં રાજ્ય રમણીનો સ્વામિ અને અખ ડ સુખનો ભોક્તા બન્યો હતો.

મહારાજા કુમારપાળ પોતાના પલ્લિપતિના ભવમાં ગુમાસ્તા તરીકે આઢર શેઠના ત્યા નોકરી કરતા હતા. ત્યાં

શેઠના ઘર જિનાલયમાં પૂજન માટે પોતાની માલિકીનું જુજ દ્રવ્ય ફક્ત પાંચજ કોડી ખર્ચ કરી તેમણે પુષ્પો ખરીદયા અને પ્રેમપૂર્વક પ્રભુને ચઢાવ્યાં હતાં જે પૂજાના બળે કરી તે કુમારપાળના ભવમા અઢાર દેશના મહાન રાજા બન્યા. અને ધર્મનિતિ સંપન્ન રાજઋષિ સમાન દયારૂપ વેલડીને નવપલ્લવિત રાખનાર અનેક જિન પ્રસાદો બંધાવી જગતને દેવલોકની સ્પર્ધા કરાવનાર. બુદ્ધિબળમાં અભયકુમારને પણ ભૂલાવનાર શાસનભક્ત ગણધર નામકર્મ ઉપર્જન કરનાર બન્યા ક્રોડો વદન હો એ પ્રભુભક્ત શ્રાવકને.

## સાત શુદ્ધિ પૂર્વક પૂજા કરવી

અંગ, વસન, મન, ભૂમિકા, પૂજાપગરણ સાર,
ન્યાય દ્રવ્ય, વિધિ શુદ્ધતા, શુદ્ધિ સાત પ્રકાર.

પૂજાની શુદ્ધિથીજ આત્માની શુદ્ધિ થાય છે આત્મા શુદ્ધ રાખવા માટે શુદ્ધિપૂર્વક પૂજાની જરૂરિયાત ગણાય. અંગશુદ્ધિ, વસ્ત્રશુદ્ધિ, મનશુદ્ધિ, ભૂમિશુદ્ધિ, ઉપકરણશુદ્ધિ, દ્રવ્યશુદ્ધિ ને વિધિશુદ્ધિ એ સાત પ્રકારની શુદ્ધિપૂર્વક જ પૂજા કરવી એજ ફળદાયક છે. ચોસઠપ્રકારી પૂજામા પણ કહેલ છે કે--

સાતે શુદ્ધિ સમાચરીરે લાલ,
પૂજીશુ અમે રંગ. લાલ રે...

### ૧ અંગશુદ્ધિ—

શરીર શુદ્ધ થાય એટલા પરિમિત જળથી સ્નાન કરવું. પૂર્વદિશા સન્મુખ મુખ રાખી શુદ્ધ જગ્યામાં પાટલો મૂકી પોણા

ત્રણશેર પાણીથી ઉપયોગ પૂર્વક સ્નાન કરવુ. શરીર બરાબર લૂછી સાફ કરી પછી પૂજાના વસ્ત્ર પરિધાન કરવાં

સ્નાન સમયે શ્રાવક પૂજાના પરિણામની પરવા ન રાખતા શરીરના મમત્વ પર વધુ લક્ષ આપી મરજી મુજબ પાણી વાપરે છે આ પાણી વડે અપ્કાયના ઘણા જીવોની વિરાધના થાય છે એ દયાળુ શ્રાવક જોઈ શકતો નથી. વળી લીલફૂલ વાળી જગ્યાએ નહાવાથી પાણીના રેલા ઉંચેથી નીચી જગ્યામા જતાં કીડી કંથુવાદિ જીવજંતુના દર વગેરેમા પાણી જવાથી આવા ત્રસ જીવોના વિઘાતક બનાય એ પણ નથી યાદ આવતુ પત્થર પાટીયુ એકજ જગ્યાપર પડી રહેવાથી ભેજવાળી જમીનમા ઘણાજ જીવોની ઉત્પતિ થાય છે એ જગ્યા સુકાવા માટે કોઇ સમય પણ મળતો નથી, અને બીજે દિવસે પણ ત્યાજ નાહવાનુ થાય છે, ત્યારે આ જીવોનો નાશ થશે તેનો વિચારજ આવતો નથી આવા પ્રસગોમા ન્હાવાથી અંગશુદ્ધિ ભલે બહારથી થતી હોય, પણ અંતરંગ પાપકર્મના થર વધુ બધાય છે, તેનો સંપૂર્ણ ખ્યાલ કરી તેનાથી અટકાય એવી રીતે સુકી જગામાં ભૂમિ પ્રમાર્જીને પરિમિત પાણીથી સ્નાન કરવુ તે અંગશુદ્ધિ.

## મંદિરનાં ન્હાવણની ઉપયોગિતામાં સેવાતુ દૂર્લક્ષ્ય.

આજે તીર્થ સ્થાનોમા અને બીજા કેટલાંક જૈન મંદિરોમા તેની વ્યવસ્થા કરનાર કાર્યવાહકો ન્હાવા માટેના સંપૂર્ણ સાધનો અને જળાશયો–કુવા–વાવની ગોઠવણ કરે છે. આ ન્હાવણોનો ઉપયોગ કરનાર પોતે કેટલા કર્મબંધના ભાગીદાર બને છે તેમને સમજાતુ નથી. તેમાંથી મરજી અનુસાર ગળ્યા વિના પાણી કાઢી ન્હાવાના કામમાં માણસો

લે છે. આ પાણી પુષ્કળ પ્રમાણમાં ફાવે તેમ વાપરવામાં આવે છે ન્હાવાની જગામા આસપાસ પાણીજ પાણી થઇ રહે છે. જેથી લીલ ફુગ જેવી વનસ્પતિ ઉગે છે ભેજમાં કેટલાય ત્રસ જીવોની ઉત્પત્તિ થાય છે પાણીમા કેટલાય ત્રસ જીવોની વિરાધના થાય છે. અને આમ અસંખ્યાતા જીવોની હિંસા થાય છે તે પ્રત્યે સર્વનું દુર્લક્ષ્ય રહે છે. એ ખરેખર શોચનીય વસ્તુ છે ન્હાવા માટે દેરાસરમાં બંધાવેલ કુવો દેરાસર ખાતાનો કહેવાય છે. આ કુવામાથી પાણી વાપરીને અંગશુદ્ધિ કરવી એથી પણ એક પ્રકારના દોષના ભાગીદાર બનાય છે. સાધારણ ખાતાનું દ્રવ્ય પણ ગમે તે શ્રાવકો પોતાના ઉપભોગમા વાપરે તે યોગ્ય નથી જ કેટલીક જગ્યાએ તો ઘર વપરાશના બધા કામમા આવા કુવાના પાણી વપરાય છે તે વ્યાજબી નથી

આવી જગ્યાનું પાણી જો પૂજા માટેજ નિયમિત વાપરવું હોય તો જયણા પૂર્વક પ્રમાણસર અને નિયમિત વપરાય તેવો પ્રતિબંધ કાર્યવાહકોએ કરવો જોઈએ અન્યથા "ધર્મ કરતા ધાડ પડી"ના જેવુ ઉલટાનુ કર્મબંધન કરાય છે

આવી જગ્યાએ ઘણા ફક્ત ન્હાવા માટેજ આવે છે. ઘણા કપડા ધોવા સાબુ વગેરે વાપરે છે વળી કેટલાક અવ્યવસ્થિત રીતે સ્ત્રી પુરૂષોને લજ્જા આવે તેમ ન્હાતા હોય છે. આ ખૂબ સુધારણા માગે છે આમા સુધારણા ન થતી હોય તો બહેતર છે કે પૂજા કરવા આવનારા ઘરથી ન્હાઇ શુદ્ધ કપડા પહેરી દહેરાસરમાં આવે તે વધુ ઈષ્ટ છે.

## ૨ વસ્ત્રશુદ્ધિ––

પ્રભુ પૂજા માટે સફેદ ફાટયા તૂટયા વિનાના જ વસ્ત્ર વાપરવા જોઇએ. પુરુષોને બે વસ્ત્ર, અને સ્ત્રીઓને ત્રણ વસ્ત્ર

રાખવાની આજ્ઞા છે અને અષ્ટપડો મુખકોશ રાખીને પૂજા કરવી ફાટેલ, સાંધેલ, દાઝેલ, મલીન, ભગવા રંગનાં વસ્ત્રો પૂજકને ઘણુજ અપમંગલ માટે થાય છે દહેરાસરમાં પૂજા માટે રાખેલાં વસ્ત્ર કોઇ સાધર્મિક અચાનક આવી ચઢે તો તેના ઉપયોગ માટે છે. એકનું પહેરેલ વસ્ત્ર બીજો પહેરે, ત્રીજો પહેરે તો તે અપવિત્ર બને છે, એટલે દરેકે પૂજા માટેના અલગ વસ્ત્ર પોતાના ત્યા રાખવાં જરૂરના છે સામાન્ય મનુષ્યો દહેરાસરના કપડાં વાપરે તો ચાલે પણ પૂણ્યની પ્રબલતાવાળો મનુષ્ય પ્રભુ પૂજાનો પ્રેમી અસાધારણ છે તેવાઓએ તો જરૂર સ્વતંત્ર વસ્ત્રો રાખી નિયમિત પૂજા કરવી

## ૩ મનઃશુદ્ધિ

વિતરાગ દેવની દૃષ્ટિએ જરા પણ મનમાં માઠા વિચારો લાવીને મનને મલીન કરવું નહિ. સુંદર અલંકારોથી શોભતી સ્ત્રીને જોતા રાગ પ્રેમ ઉત્પન્ન થાય કે દુશ્મન નજરે ચઢતાં તે પ્રત્યે ક્રોધ દ્વેષનો ભાવ જાગે, આવી ભયંકર લાગણીઓ મનને અપવિત્ર બનાવી દે છે. અને ઘણાં ચીકણાં કર્મબંધ બંધાય છે માટે મનને સ્થિર અને પવિત્ર રાખવા મન પર કાબુ રાખવો જોઇએ

## ૪ ભૂમિ શુદ્ધિ–

પૂજા કરનારે દહેરાસરમા કાજો બરાબર લીધેલ છે કે. કેમ ? પૂજાના સાધનો સુખડ ઘસવાની જગ્યા, પબાસણ, ગભારો અને શણગારચોકી આદિ સ્થાનોમા બારીકાઇપૂર્વક તપાસ કરવી કચરામા ત્રસ જીવોનો વસવાટ થાય છે એટલે આવા ઝીણા જીવોનું રક્ષક થાય તેમ ઝીણી સાવરણી વડે

જીવોની જયણા કરવી પહોર દિવસ ચઢયા પછીજ પ્રક્ષાલ કરવો તે વખતે પણ પ્રભુને ચઢાવેલ નિર્માલ્ય ફૂલની માળા પુષ્પો વગેરે સંભાળપૂર્વક લઈ એકબાજુ પરઠવવા જૈનશાસન દરેક બાબતમાં વિનય ઉપયોગ પ્રધાન ધર્મ છે સગવડ મુજબ ધર્મક્રિયાઓ ન કરતા જીવોની વિરાધના ન થાય, તેમ સંભાળપૂર્વક દહેરાસરમાં પૂજા કરતા સાચવવુ જોઇએ

## ૫ ઉપકરણશુદ્ધિ

પૂજા માટે વાપરવાના કેશર, બરાશ સુખડ, પુષ્પ, ધૂપ, અગરબત્તી, દીપક, અક્ષત, ફળ, નૈવેદ્ય વિગેરે જેમ બને તેમ ઊંચી જાતનું અને પોતાના જ પૈસા ખર્ચીને લાવવુ જોઇએ દહેરાસરમા પ્રભુ પૂજામાટે આવવુ અને સાધનો દહેરાસરમાંથી વાપરવા આ ઉંચ કોટીના શ્રાવકોને શરમાવનારૂ છે ઘરસંસાર વ્યવહાર બધુ પોતાનાજ સાધનોથી સધાય છે બહારગામ જતા ગરીબ અને ખાનદાન માણસ હોય તો બીજાનું સારૂં વસ્ત્ર માગીને પહેરવાનો ડોળ તેને ગમતો નથી પારકા ઘરના શાકથી કે એક કટોરી ચાથી રોજ રોજ ખાનદાન માણસ જરૂર શરમાય છે. જ્યારે પ્રભુ પૂજા માટે ઘરથી હાથે પગે ચાલ્યા આવવું આ પૂજા કઇ કોટિની ? પ્રભુ પૂજા કરવા માટે દ્રવ્યો "પરબારૂં ને પોણુબાર" ની જેમ દહેરાસરમાથી જ વાપરવા આવી ભાવનાઓ આપણા પૂર્વપુણ્યોને ધોઇ નાખે છે. સાધારણના નામે ઘણાજ અજ્ઞાનીઓ પોતાની મલીનવૃત્તિને પોષે છે વિશુદ્ધ ભાવની પૂજાનું ફળ કેવુ હોય ? પ્રાચીન કાલની પ્રણાલિકાઓ જુઓ ઘણા શ્રાવકો પોતાના ઘેરજ જિન પ્રતિ-માઓ રાખતા પોતાનાજ દ્રવ્યથી તેમની ભાવપૂર્વક નિયમિત પૂજા હતા આજે પણ ક્યાક ક્યાક આ રિવાજ જોવાય

છે. આજે બહુધા દહેરાસરની વસ્તુનો ઉપયોગ થાય છે. તે માટે ખુબ વિચારવાનું છે.

ધર્મક્રિયાના સાધનોની શુદ્ધિ પણ સાચવવી જોઇએ. વાસણો ખૂબ સુંદર અને સારી જાતના જોઇએ. ધર્મના સ્થાનો મંદિર અને ઉપાશ્રય, પૌષધશાળા, સંઘ સમુદાય ધર્મક્રિયા સુંદર રીતે કરી શકે તેવા તૈયાર કરાવવા જોઇએ શેઠીયાઓના બંગલામાં સુંદર ફરનીચર રેડીઆ, કોચ, ટેબલ આદિ સામગ્રીથી પરિપૂર્ણ હશે જ્યારે ધર્મક્રિયા માટે પ્રભુદર્શન માટેનું સાધન ભાગ્યે જ હશે. આછે આજનો આપણી ધીઠાઈ અને ધર્મ-ભાવનાની ઉપેક્ષા, આપણા કુલાચારને શરમાવનારી આ વાત છે. નાનકડા ભાડાના મકાનમાં પણ આપણા મોભાને છાજે તેવાં સાધનો આપણે વસાવીએ છીએ જ્યારે પ્રભુપૂજા કે ધર્મક્રિયા માટેના ઉપકરણો તરફ દુર્લક્ષ્ય રાખવું એ કેટલું અઘટિત છે?

## ૬ દ્રવ્યશુદ્ધિ—

દ્રવ્યશુદ્ધિ એ પણ ખાસ વિચારણીય વસ્તુ છે. પરમ ઉપકારી પતિત પાવન પ્રભુની પૂજા માટે વપરાતુ દ્રવ્ય પણ ન્યાયોપાર્જિત હોવુ આવશ્યક છે અને તોજ ભાવ વિશુદ્ધ થાય છે. અનિતિ પૂર્વક મેળવેલ પૈસો પ્રભુ પૂજાના ઉપકરણો આદિ માટે ખર્ચવા એ ઉલટુ પાપબંધન કરનાર છે શક્તિ પ્રમાણે ભલે તમારૂ દ્રવ્ય ખર્ચો પણ તે દ્રવ્યને કોઈ પ્રકારનુ કલંક-દોષ લાગેલ ન હોવુ જોઇએ શ્રાપિત ધન એકઠુ કરી જગતમાં ધનાઢ્ય બને અને પછી તીર્થયાત્રાના સંઘ કાઢે જમણ કરે કે અન્ય ધર્મકાર્યો કરી જગતમા વાહ વાહ કહેરાવે પણ આવા અન્યાયોપાર્જિત ધનથી કરેલ ધર્મપૂજા નથી પણ કીર્તિદાનરૂપ

સંસાર વધારનારી, આત્માને અધોગતિમા ફેંકનારી કારમી ભૂતાવળ છે. એટલે પૂજા માટે દ્રવ્યશુદ્ધિની પરમ આવશ્યકતા છે.

## ૭ વિધ શુદ્ધિ–

એકાદ મત્ર સાધના કરવા માટે તેની યથાયોગ્ય વિધિ મુજબ જો ન કરવામાં આવે તો તે નિષ્ફળ થાય છે ઉલટું દુઃખદાયક બને છે. સમગ્રપૂજા વિધિને શુદ્ધ કરનારી આ સાતમી વિધિશુદ્ધિ છે, વિધિમા બતાવ્યા મુજબ મહાન આપ્તપુરૂષોની આજ્ઞાનુસારજ પ્રભુની પૂજા કરવી જોઈએ. તેમાજ પ્રભુનુ સન્માન, સત્કાર અને પ્રેમભાવ સમાયેલા છે એજ મનુષ્યને ઉચ્ચ શ્રેણિએ ચઢાવનાર છે પ્રભુ પૂજા કરવા માટે ચૌદ પૂર્વધર ભગવાન ઉમાસ્વાતિ વાચક વિરચિત પુજાપ્રકરણમાં વિધિમાર્ગ દર્શાવ્યો છે તે પ્રમાણે વિશુદ્ધિ પુર્વક પુજા કરવી જોઇએ



પુર્વધર શ્રી ઉમારવાતિવાચય વિરચિત

# પૂજા–પ્રકરણ

સ્નાનં પુર્વોન્મુખીભૂય, પ્રતીચ્યાં દન્તધાવનમ્ ।
ઉદીચ્યાં શ્વેતવસ્ત્રાણિ, પુજા પુર્વોત્તરામુખી ॥ ૧॥

પશ્ચિમ દિશા સામુ મુખ કરીને દાતણ કરવું, પૂર્વ દિશાએ મુખ કરી ન્હાવું, ઉત્તર દિશાએ મુખ કરી ઉજ્જવળ કપડાં પહેરવાં. અને પૂર્વ અથવા ઉત્તર દિશાએ મુખ કરીને ભગવાનની પૂજા કરરી—૧

ગૃહે પ્રવિશતાં વામભાગે, શલ્યવિવર્જિતે ।
દેવતાવસરં કુર્યાત્સાર્દ્ધ–હરતોર્ધ્વભૂમિકે ॥ ૨॥

ઘરમા પેસતા શલ્ય વર્જિત ડાબે ભાગે દોઢ હાથ ઉંચી ભૂમિ ઉપર ઘર દેસાસર કરવુ.–૨

નીચૈર્ભૂમિસ્થિત, કૂર્યાદ્દેવતાવસરં યદિ ।
નીચૈર્નીચૈસ્તતો વંશસન્તત્યપિ સદા ભવેત્ ॥૩॥

જો નીચી ભૂમિએ દેરાસર કરવામાં આવે તો તેનો વંશ ઉત્તરોઉત્તર નીચો ઉત્તરે છે અર્થાત્ ધીમે ધીમે નાશ પામે છે–૩

યથાર્ચકઃ સ્યાત્પુર્વસ્યા, ઉત્તરસ્યાશ્ચ સંમુખઃ।
દક્ષિણસ્યા દિશો વર્જ વિદિક્‌વર્જનમેવ ચ ॥૪॥

પૂજા કરનાર માણસે પૂર્વ અથવા ઉત્તર દિશા સામે ઉભા રહીને પૂજા કરવી. પણ દક્ષિણ દિશા અને ચાર ખુણાઓ સામે મુખ કરીને પૂજા ન કરવી.–૪

પશ્ચિમાભિમુખઃ કુર્યાત્પપૂજાં, જૈનન્દ્રમૂર્તયે।
ચતુર્થ સન્તતિચ્છેદો, દક્ષિણસ્યામસન્તતિઃ ॥૫॥

જો પશ્ચિમ દિશાએ મુખ કરી ભગવાનની પૂજા કરે, તો તે માણસની ચોથી પેઢીએ તેનો કુળ ક્ષય થાય. દક્ષિણ દિશા સામે જોઇ પૂજા કરે તો માણસની સંતતિની આગળ વૃદ્ધિ થાય નહીં–૫

આગ્નેય્યાં તુ યદા પુજા, ધનહાનિર્દિને દિને।
વાયવ્યાં સંતતિર્નૈવ, નૈરૃત્યાં ચ કુલક્ષયઃ ॥૬॥

અગ્નિ ખૂણા તરફ મુખ કરી પૂજા કરે તો તેની દિવસે દિવસે ધન હાનિ થાય વાયવ્ય ખૂણા તરફ મુખ રાખી પૂજા કરવાથી સંતતિ ન થાય નૈરૃત્ય ખૂણા તરફ મુખ કરવાથી કુળ ક્ષય થાય–૬

ઐશાન્યાં કુવતાં પજા, સંતતિર્નૈવ જાયતે,
અંઘ્રિજાનુકરાંસેષુ, મસ્તકે પૂજા યથાક્રમમ્ ॥૭॥

ઇશાન કોણ તરફ મુખ કરી પૂજા કરનારને સંતતિ બીલકુલ ન થાય. પ્રતિમાના બે પગ, બે ઢીંચણ, બે હાથ, બે ખભા, અને મસ્તક એ નવે અંગની અનુક્રમે પુજા કરવી –૭

શ્રી ચંદન વિના નૈવ, પૂજા કુર્યાત્કદાચન, ।
ભાલે કંઠે હૃદયાંમ્બુજોદરે, તિલક કરણમ્. ॥ ૮ ॥

ચંદન વિના કોઈ પણ કાળે પુજા ન કરવી કપાળ, કંઠ, હૃદય, ખભા અને પેટ એટલે ઠેકાણે તિલક કરવાં–૮

નવભિસ્તિલકૈઃ પજા કરણીયા નિરન્તરમ્, ।
પ્રભાતે પ્રથમ વાસપૂજા, કાર્યા વિચક્ષણૈઃ ॥ ૯॥

નવ તિલકથી (૧ બે અંગુઠા, ૨ બે ઢીંચણ, ૩ બે હાથ ૪ બે ખભા ૫ મસ્તક, ૬ કપાળ, ૭ કંઠ, ૮ હૃદયકમળ, ૯ નાભિ) આ નવ અંગે હમેશા પુજા કરવી. ડાહ્યા પુરુષોએ પ્રભાત કાળમાં પ્રથમ વાસક્ષેપની પુજા કરવી જોઇએ-૯

મધ્યાન્હે કુસુમઃ પુજા, સંધ્યાયાં ધૂપદીપયુક્, 
વામાઙ્ગે ધુપદાહઃ સ્યાદગ્રપુજા તુ સંમુખી. ॥૧૦॥

મધ્યાન્હ સમયે ફૂલની પુજા કરવી, અને સંધ્યા સમયે ધૂપ દીપથી પુજા કરવી ધૂપધાણુ ભગવાનના ડાબે હાથે રાખવું અગ્રપુજામા ધરાતી સર્વ વસ્તુ ભગવાનની સન્મુખ રાખવી–૧૦

અર્હતો દક્ષિણે ભાગે, દીપસ્ય વિનિવેશનમ, 
ધ્યાનં ચ દક્ષિણે ભાગે ચૈત્યાનાં વન્દનં તથા. ॥૧૧॥

ભગવાનની જમણી બાજુએ દીવાની જગ્યા રાખવી ધ્યાન તથા ચૈત્યવંદન ભગવાનની જમણી બાજુએ કરવું. ૧૧

હસ્તાત્ પ્રસસ્ખલિતં, ક્ષિતૌ પતિત,
લગ્નં ક્વચિત્પાદયો ર્યન્મુર્ધોર્ધ્વગતં
ધૃત કુવસનૈર્નાભેરધો યદ્ધૃતમ્.

સ્પૃષ્ટં દુષ્ટજનૈર્ઘનૈરભિહત યદ્દૂષિતં કીટકે-
સ્તાજ્ય તત્કુસુમં દલંફલમથો ભક્તૈર્જિનપ્રીતયે. ।૧૨।

હાથથી ખસી પડેલુ, વૃક્ષ ઉપરથી ભૂમિ ઉપર પડેલું, કોઇ પણ રીતે પગે લાગેલુ, માથે ઉચકી લાવેલું, ખરાબ વસ્ત્રમા રાખેલું, નાભિથી નીચે પહેરેલા વસ્ત્ર પ્રમુખમાં રાખેલું દુષ્ટ મનુષ્યોએ ફરસેલું, ઘણા લોકોએ ઉપાડી મૂકી ખરાબ કરેલુ, અને કીડીઓએ કરડેલું એવું ફળ, ફૂલ તથા પત્ર ભક્તિથી જીન ભગવાનની પ્રીતિને અર્થે ચઢાવવું નહિ ૧૨

નૈકપુષ્પં દ્વિધા કુર્યાન્ન, છિન્દ્યાત્કલિકામપિ.
ચમ્પકોત્પલભેદેન, ભવેદ્દોષો વિશેષતઃ ।।૧૩।।

એક ફૂલના બે ભાગ ન કરવા, કળી પણ ન તોડવી, ચંપો અને કમલ એના બે ભાગ કરે તો ઘણો દોષ લાગે. ૧૩

ગંધધૂપાક્ષતૈઃ સ્રગ્ભિઃ પ્રદીપૈર્બલિવારિભિઃ
પ્રધાનૈશ્ચ ફલૈઃ પૂજા, વિધેયા શ્રી જિનેશિતુઃ ।।૧૪।।

ગંધ; ધૂપ, દીપ, ચોખા, માળાઓ, બલિ, (નૈવેદ્ય) જળ અને શ્રેષ્ઠ ફળ એટલી વસ્તુથી શ્રી જિન ભગવાનની પુજા કરવી ૧૪

શાન્તૌશ્વેતં લાભે પીતં જયે શ્યામં, ભદ્રેરક્તં ભયહરિતૂ
પીતં ધ્યાનાદિકે લાભે પંચવર્ણં તુ સિદ્ધયે. ॥૧૫॥

શાંતિ મેળવવા માટે ધોળું ફૂલ ચઢાવવું. શત્રુને જીતવા માટે શ્યામવરણું લેવું. મંગલિક અર્થે રાતું લેવું ભયમાં લીલુ અને ધ્યાનાદિક લાભમાં પીળું, સિદ્ધિને અર્થે પંચવર્ણનું ફૂલ ચઢાવવું. ૧૫

પંચામૃતનું સ્નાત્ર આદિ કરવુ. અને શાતિને અર્થે ઘી ગોળ સહિત દીવો કરવો, શાતિ તથા પુષ્ટીને માટે અગ્નિમાં મીઠું નાખવું સારૂ છે, ૧૫

ખંડિતે સંધિતે છિન્ને, રકતે રૌદ્રે ચ વાસસિ.
દાન પૂજા તપો હોમ, સન્ધ્યાદિ નિષ્ફલં ભવેત્. ॥૧૬॥

ખડિત, સાંધેલું, ફાટેલું, રાતું તથા બિહામણું એવું વસ્ત્ર પહેરીને કરેલું દાન, પુજા, તપસ્યા, હોમ, આવશ્યક પ્રમુખ અનુષ્ઠાન (ધર્મક્રિયા) સર્વ નિષ્ફળ જાય છે, ૧૬

પદ્માસને સમાસીનો, નાસાગ્રન્યસ્તલોચનઃ,
મૌની વસ્ત્રાવૃત્તાસ્યોડય, પૂજા કુર્યાં જિનેશિતુઃ. ।૧૭।

પુરૂષે પદ્માસને બેસી નાસિકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ રાખી મૌન કરી, વસ્ત્રથી મુખકોશ કરી, જિનેશ્વર ભગવાનની પૂજા કરવી. ૧૭

સ્નાત્રં, વિલેપન વિભૂષણ, પુષ્પવાસ,
ધૂપદીપફલ તન્દુલ પત્રપૂગઃ,

નૈવેદ્ય વારિ વસનૈશ્ચમરાત્તછત્ર.
વાદિત્ર ગીત નાટક સ્તુતિ કોશ વૃદ્ધ્યા. ॥૧૮॥

૧ સ્નાત્ર, ૨ વિલેપન, ૩ આભૂષણ, ૪ ફૂલ, ૫ વાસક્ષેપ ૬ ધૂપ, ૭ દીપ, ૮ ફળ, ૯ અક્ષત ૧૦ પત્ર, ૧૧ સોપારી, ૧૨ નૈવેદ્ય ૧૩. જળ, ૧૪ વસ્ત્ર, ૧૫ ચામર, ૧૬ છત્ર, ૧૭ વાજિત્ર, ૧૮ ગીત, ૧૮ નાટક; ૨૦ સ્તુતિ, ૨૧ ભંડારની વૃદ્ધિ, એ એકવીશ પ્રકારની પૂજા છે,

ઇત્યેકવિંશતિવિધા, જિનરાજ પૂજા,
ખ્યાતા સુરાસુરગણેન કૃતા સદૈવ-
ખંડિકૃતા-કુમતિભિઃ કલિકાલ યોગા-
દ્યદ્યત્પ્રિયં તદિહ ભાવવશેન યોજ્યમ્. ॥૧૯॥

સર્વ જાતના દેવતાઓ ભગવાનની એકવીશ પ્રકારની પૂજા હંમેશા કરે છે. પરંતુ કલિકાળના દોષથી હાલ કેટલાક કુમતિ જીવોએ ખંડિત કરી છે આ પૂજામાં પોતાને જે જે વસ્તુ અતિ પ્રિય હોય તે તે વસ્તુ ભગવાનને અર્પણ કરી પૂજામાં જોડવી, ૧૯

## ત્રિકાળ પૂજનનાં સાધન.

૧ સવારમાં ૧ વાસક્ષેપ ૨ ધૂપ, ૩ દીપક, ૪ અક્ષત, ૫ નૈવેદ્ય ૬ ફળ, ૭ સ્તુતિ ૮ ભંડાર વૃદ્ધિ એ આઠ સાધનથી પૂજા થાય.

૨ બપોરના ૧ જળ, ૨ ચંદન, ૩ પુષ્પ, ૪ ધૂપ, ૫ દીપક, ૬ અક્ષત, ૭ નૈવેદ્ય, ૮ ફળ અને સ્તુતિ એ આઠ પ્રકારની પૂજા થાય.

૩ સાંજે ૧ ધૂપ, ૨ દીપક ૩ સ્તુતિ વગેરેથી પૂજા થાય

## અષ્ટ પ્રકારી પૂજા–વિવેચન.

### ૧ જળ પૂજા–

પ્રભુના અંગ પરથી નિર્માલ્ય ઉતારી મોર પીછી ફેરવવી. પછી પંચામૃત ( દૂધ, દહી, ઘી, સાકર, પાણી ) શુદ્ધ પૂંજેલા કળશમાં ભરી પ્રભુને ન્હવણ કરવું. પછી ચોકખા પાણીથી બીજીવાર ન્હવણ કરી ત્રણ અંગલુછણાં વડે પ્રતિમાને પાણી રહિત કરવી અંગલુછણા સુંદર કોમળ અને ચોકખા રાખવા બની શકે તો આ બધા સાધનો પોતાના ઘરના લાવી પૂજા કરવી જળપૂજા કરતા ચિંતવવું કે—"મારા કર્મ રૂપી મેલ પ્રભુને કરેલ જળપૂજાવડે દૂર થાઓ"

### ચંદનપૂજા–

અષ્ટપડો મુખકોશ બાંધી કેશર ઘુંટવાના ઓરસીયાને પૂંજીને ચોકખા પાણીથી ધોઇ તે પર કેસર, સુખડ, બરાસ આદિ ઘસીને પ્રભુને પૂજન કરવા અલગ અલગ વાટકીમા લેવું. પછી પ્રભુને નવ અંગે પૂજા કરવી પૂજા કરતાં ભાવના રાખવી કે" બાવના ચંદન સમાન મોક્ષ સુખની શીતળ છાયા પ્રભુ પૂજા કરવાથી મારા આત્માને પ્રાપ્ત થાઓ."

### પુષ્પપુજા–

સરસ સુગંધીવાળાં અખંડ વિધિસર લાવેલ પુષ્પોથી પ્રભુ પૂજા કરવી. પ્રભુના મસ્તકે પુષ્પ ચઢાવવું પુષ્પમાળા પહેરાવવી, અને આત્માથી ચિંતવવું "કે પુષ્પ જેવા વનસ્પતિકાયના જીવને

પણ પૂણ્યોદયે પ્રભુના મસ્તક પર ચઢવાનું સદ્ભાગ્ય મળ્યું, તો મારા આત્માને પણ મોક્ષ સુખ મળવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાઓ."

આ ત્રણ પૂજા અંગના સ્પર્શ કરીને કરવાની હોવાથી અગ્રપૂજા કહેવાય છે.

## ૪ ધૂપપૂજા–

સુગંધીદાર દ્રવ્યોથી મિશ્રિત અગરબત્તી દશાંગ વગેરે ધૂપ પોતાની પાસે લઈ આવેલ હોય તો તે અથવા દહેરાસરમાથી લઈ ભગવાનની ડાબી બાજુ અને પોતાની જમણી દિશા તરફ મુખ રાખી ઉવેખવુ અને આત્માથી ચિંતવવું કે "આ ધૂપ વડે કઠ્ઠી દ્રવ્યો ભસ્મ થાય છે પણ તેની સુવાસ ચોગમપ્રસરે છે, તેમ ધૂપપૂજાથી મારા આત્માના કર્મના મેલ ભસ્મીભૂત થઈ ચોગમ ધર્મની સુવાસ પ્રસરો"

## ૫ દીપકપુજા–

પોતાની સાથે લાવેલા તાજા કપાસમાથી જાતે પવિત્ર રૂની દીવેટ બનાવી કપૂર વગેરેથી સુગધિત તાજા ઘીથી દીપક પ્રગટાવી પોતાના ડાબે હાથે અને પ્રભુની જમણી દીશામા મૂકવો હસ્ત જોડી ભાવના ભાવવી કે " અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવા રૂપ કેવળજ્ઞાન રૂપ દીપક મને પ્રગટ થાય"

## ૬ અક્ષત પુજા–

અખડ બને બાજુ અણીદાર ઉજ્જવળ અક્ષત (ચોખા) નો સ્વસ્તિક નદાવૃત કરવો. ઉપરાંત ચઉગતિ નિવારક ચાર

પાખડીઓ ઉપર દર્શન, જ્ઞાન, ચારિત્ર રૂપી રત્નથી ત્રણ ઢગલીઓ કરી ઉપર સિદ્ધશિલા રૂપ ચંદ્ર કરવો પછી ચિંતવવું કે "ચઉગતિ ભ્રમણા દૂર કરી ત્રણ રત્નત્રયીની પ્રાપ્તિ થતા સિદ્ધશિલા પર મારો આત્મા જલદીથી નિવાસ કરે."

## ૭ નૈવેદ્ય પુજા–

સાકર યા વિવિધ પ્રકારના પકવાનો શક્તિ અનુસાર સાથે લાવેલ હોય તે સાથિયા પર મૂકવાં. આથી કરી "અણાહારી પદ મને પ્રાપ્ત થાઓ" એવો મનોરથ સેવવો.

## ૮ ફળ પુજા–

બદામ, સોપારી, નારંગી, મોસંબી, શ્રીફળ વિગેરે યથાશક્તિ સ્વસ્તિક પર અથવા સિદ્ધશિલા પર મૂકવું અને ચિંતવન કરવું કે "આ સુંદર ફળના જેમ મને પણ સિદ્ધશિલા રૂપ સુંદર ફળની પ્રાપ્તિ થાઓ."

શ્રી પ્રભુ પૂજા એ મહાન કલ્યાણકારી કર્તવ્ય છે. અને તે વિધિ પૂર્વક કરવાની ભાવના સાથે વિધિનું બહુમાન કરવું છેલ્લી પાચ પૂજા દ્રવ્યથી કરવાની હોવાથી તેને અગ્રપૂજા કહેવાય છે

## જુદા જુદા પ્રકારની પુજાનું ફળ.

ધૂપ પાપને બાળે છે, દીપક મૃત્યુનો નાશ કરે છે. નૈવેદ્યથી વિશાળ સામ્રાજ્યની પ્રાપ્તિ થાય છે

અંગપૂજા–વિઘ્નની શાતિ કરનાર છે.

અગ્રપૂજા–અભ્યુદય કરનાર છે.

ભાવપૂજા–મોક્ષ નિર્વાણપદ આપનાર છે

પ્રાત કાળની પૂજા–રાત્રે કરેલા પાપનો નાશ કરે છે.

## મધ્યાન્હની પૂજા–

જન્મથી બંધાયેલાં પાપનો નાશ કરે છે.

## સાંજની પૂજા–

સાત ભવના પાપને મિટાવનાર છે

## દ્રવ્ય પૂજા–

ઉત્કૃષ્ટ આરાધનાથી અંતરમૂહુર્તમા નિર્વાણુ આપે છે.

## ભક્તિના પાંચ પ્રકાર

૧ ફળ આદિ પદાર્થોથી પૂજા કરવી ૨. ભગવાનની આજ્ઞા પાળવી ૩. દેવદ્રવ્યનું સારી પેઠે રક્ષણુ કરવું ૪ શ્રી જિન-મંદિરે ઉત્સવ કરવો. અને ૫ વિધિપૂર્વક તીર્થયાત્રા કરવી.

## પૂજનફળનાં ઉદાહરણુ

જળ પૂજા કરનાર હાથી જેવો તિર્યંચ પ્રાણી પણુ દેવગતિ મેળવે છે શ્રી પાર્શ્વનાથ ભગવાન છદ્મસ્થાવસ્થામા એક અરણ્યમા કાઉસગ્ગ ધ્યાનમા હતા એક વનહસ્તિએ આવી પ્રભુ દર્શનના ભાવોલ્લાસથી પોતાની સૂંઢમા જલભરી પ્રભુને અભિષેક કર્યો હતો અને સુગંધી કમળથી પૂજા કરી હતી તે હાથી દેવત્વને પામ્યો, અને તે જગ્યાએ કલિકુંડ-તીર્થની સ્થાપના થઇ

નૈવેદ્ય પૂજાના નિયમને પાળનાર એક ખેડૂત સાધુ વચનથી હંમેશાં જિનાલયમાં નવેદ્ય ધરાવતો હતો એક

દિવસ મોડું થવાના કારણે અધિષ્ઠાતા યક્ષે સિંહનું રૂપ દેખાડી તેની કસોટી કરી. અને તે પરીક્ષામાં ખેડૂતની મક્કમતા જોઈ સંતોષ પામેલા યક્ષે વરદાન આપ્યું, જેથી રાજપુત્રી અને રાજ્યવૈભવનો ભોકતા થયો.

શ્રી વિનયંધર રાજા પણ નૈવેદ્ય પૂજાથી મહા લાભ મેળવી પર પરાએ મોક્ષપથ મેળવી શકયા હતા.

દીપક પૂજાથી શ્રી જિનમતી અને ધનશ્રી નામની બે સખીઓ મુક્તિસુખને મેળવી શકી હતી.

અક્ષત પૂજા કરવા ચાંચમાં અક્ષતના દાણા લાવી પ્રભુ પાસે મૂકનારા પોપટ અને મેનાની પણ સદ્ગતિ થઈ છે.

પુષ્પ પૂજા માટે મહારાજા કુમારપાળના પલ્લીપતિના ભવની કથા શાસ્ત્રમા મોજુદ છે જેણે પાંચકોડીના ફૂલ લાવીને પ્રેમપૂર્વક પ્રભુને ચઢાવ્યા હતા, તેના ફળ રૂપે કુમારપાળના ભવમા તે અઢાર દેશોનો અધિપતિ બન્યો હતો.

પ્રભુ પૂજા કરવાનો નિત્ય નિયમ ધારણ કરનાર દેવપાળ, એક શેઠનો નોકર હતો, અને શેઠની દેખાદેખીએ આ નિયમનો દઢપાલક બન્યો હતો એક સમય વરસાદના યોગે તે પૂજા ન કરી શકયો, તેથી તેને ત્રણ દિવસના ઉપવાસ થયા. અ તે અધિષ્ટાતા દેવી પ્રસન્ન થઈ તેને તેજ નગરનો રાજા બનાવ્યો. અને રાજપુત્રી પરણ્યો. ધર્મ પ્રભાવે રાજા રાણી બંને જણ દીક્ષા ગ્રહણ કરી દેવલોકનાં વાસી બન્યા

## વિધિયુક્ત બહુમાનની પૂજા ફળદાયી છે. (દષ્ટાંત)

એક મહાન નગરીની નજીકમાં અરણ્યમા એક યક્ષનું મંદિર હતું. તેને જુદા જુદાં ચિત્રો દોરાવવામા પ્રેમ હતો.

દર વર્ષે એક માણુસ તે મંદિરના ચિત્રામણ માટે જાય, અને રાત્રિના સમયે યક્ષ ત્યા આવે અને વિધિની ખામી જોતાં ચિતારાને મારી નાખે. જો કોઇ માણુસ ન જાય તો સમસ્ત નગરને પીડા કરે એવા બનાવ પણ બન્યા હતા.

રાજાએ ગામનાં માણુસોની ચીઠીઓ ભેગી કરી તેમાંથી એક ચિઠ્ઠી ઉપાડતાં જેનું નામ આવે, તે માણુસ યક્ષ સન્મુખ જાય એવો નિયમ કર્યો.

વખત જતાં એકવાર એક ડોશીનાં એક પુત્રનો વારો આવ્યો ડોસી તો રૂદન કરવા લાગી કંઈ ઉપાય ન હતો. વૃદ્ધાને પુત્ર વિયોગ આકારો લાગ્યો, તેમનાજ ત્યાં એક મહેમાન આવેલ હતો મહેમાન ખૂબ વિચારશીલ, ધર્મિષ્ઠ અને વિનયી હતો તેણે ડોશીને કહ્યુ કે—“ તમારા પુત્રના બદલે આજ તો એ યક્ષ પાસે મને જવા દો ” કેટલીક આનાકાની પછી મહેમાનને જવા રજા આપી.

સાજે તે માણુસ ધૂપ, દીપ, નૈવેદ્ય, આદિ પૂજન સામગ્રી સાથે યક્ષમંદિરે આવ્યો.

નગર આખું સુમસાન પડ્યું હતું દૂર દૂરથી તમરાનો ગણુગણાટ આવતો હતો. તે સમયે ઘોર અરણ્યના મંદિરમા એક વ્યક્તિ હિંમતભેર યક્ષની પ્રતિમા સન્મુખ નિહાળી રહી હતી.

યક્ષની સામે જોઇ પહેલા બે હાથ જોડી વંદન કર્યા પછી વિનય પૂર્વક પ્રાર્થના કરી. “ દેવ ! મારા જેવા એક સામાન્ય માનવીથી તારી પૂજા કરવામા અવિધિ દોષ રહી જાય તો તે માટે મને ક્ષમા આપજે ” પછી વિધિ પૂર્વક દીપક ધૂપ નૈવેદ્ય આદિ સાથે લાવેલી સામગ્રીથી યક્ષની પૂજા કરી

તેની સામેજ સુંદર ચિત્રાલેખન કર્યું. નજીકમાં ઉભેલા યક્ષ આ માણસની હિંમત, કુશળતા અને બહુમાન યુક્ત વિધિ-વિધાન જોઇ પ્રસન્ન થયો. અને બોલ્યો 'માગ, માગ, હારી પૂજા વિધિથી હું પ્રસન્ન થાઉં છુ.

મહેમાને કહ્યું. "મારા પર પ્રસન્ન થયો હોય તો હવેથી આ નગરનાં લોકોને અભયદાન આપ'

યક્ષે ત્યાંજ વચન આપ્યું. મહેમાન સવારમાં સહિ-સલામત પાછો આવ્યો યક્ષ સાથેની વાતચીતથી સૌ આનંદ પામ્યા આખુ નગર ઉપદ્રવ રહિત થયું

## બીજાની પૂજા જોઈ દ્વેષ કરનાર દુર્ગતિ મેળવે છે.

અયોધ્યા નગરીમા જિતશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો તેને કુંતલા નામે પટરાણી હતી બીજી પણ ઘણી રાણીઓ હતી

કુંતલા રાણી ધર્મિષ્ઠ, નિત્ય નિયમરત, ધર્માનુષ્ઠાનો કરવાવાળી હતી હમેશા પ્રભુ દર્શન-પૂજન કરવાનો તેને અચલ નિયમ હતો. તે જોઇને તેની શોક્યો પણ જિનમંદિરે જઈ પૂજા દર્શન આદિ વિવિધ પ્રકારે પ્રભુ ભક્તિ કરતી હતી.

કુંતલા રાણી આ જોઈ અંતરમાં બળવા લાગી હું પટરાણી! મારી શોક્યો, મારી જેમજ પ્રભુ પૂજા-દર્શન કરે. નવા મંદિરો બંધાવે નવી પ્રતિમાઓ ભરાવે. આ બધું ન જ થવુ જોઇએ" આવો ઈર્ષા દાવાગ્નિ તેના મનમા ઊઠયો.

કાળે કરી કુંતલા મરણ પામી શોકયો પ્રતિના દ્વેષભાવે તેનો જન્મ તિર્યંચ એવી કૂતરીના રૂપે થયો એ કૂતરી

પૂર્વના અભ્યાસથી નિત્ય દેહરાસરના બારસાખ વચ્ચે જ બેસી રહી પ્રભુ પૂજન જોવા લાગી. શોકયો બધી આજ સુધી પૂજન કરતી હતી.

કોઇ કેવળી ભગવાન તે નગરમા પધાર્યા સર્વ રાણીઓ અને જિતશત્રુ રાજા વાંદવા ગય . ત્યા કુતલા રાણી સબધી પ્રશ્નોત્તરી કરતાં કેવળી ભગવાને કૂતરીનો પૂર્વભવ કહી સંભળાવ્યો.

બધી રાણીઓ અને કૂતરી આ વાત સાંભળી પ્રતિબોધ પામી. કૂતરી પણ અનશન ગ્રહણ કરી, મરણ પામી દેવ-ગતિએ ગઈ. પારકાનો દ્વેષ કરનાર માણસ આમ હલકી કોટિમાં જન્મ પામે છે.

## દેવદ્રવ્યથી નિર્લેપ રહેવુ

પૂજા માટે શુદ્ધ અને શક્તિ અનુસાર દ્રવ્ય પોતાનાં જ વાપરવા જરૂરી છે. અવિધિ કરવા કરતાં ન કરવી તે સારૂ આમ બોલનાર મિથ્યાત્વી છે. વિધિમાર્ગનું જ્ઞાન હોય તો ભાવશુદ્ધિપૂર્વક અવિધિથી કરેલું અનુષ્ઠાન પણ નિષ્ફળ જતુ નથી. વિધિમાર્ગનું જ્ઞાન મેળવવામા ઉપેક્ષા રાખનાર ચંડાળ આદિ હલકી કોટીમા ઉત્પન્ન થાય છે વળી ધમ કાર્ય કરતા દેવદ્રવ્ય, સાધારણદ્રવ્ય આદિનો લેપ ન લાગી જાય તેની પુરી સંભાળ રાખવી આ દ્રવ્યનો એક પણ પૈસો સમક્તિથી ભ્રષ્ઠ કરનાર, અનત સંસારમા રઝળાવનાર બને છે દેવદ્રવ્ય એ શ્રાવકને માટે નિર્માલ્ય હોઇ તેનાથી અલિપ્ત રહેવા પૂરતી કાળજી રાખવી

# કર્તવ્ય ૬ ઠું

## ૬ ગુરૂવંદન કરીને પ્રત્યાખ્યાન કરવું.

ગુરૂનું મહત્વ—

"સાધુનાં દર્શન પુણ્યં, તીર્થ–ભૂતા હિ સાધવઃ;
તીર્થઃ ફલતિ કાલેન, સાધવ–સ્તુ પદે પદે."

ખરેખર સાધુ પુરુષોનું દર્શન મહાન પુણ્યના ઉદયથી થાય છે. સાધુમહારાજને શાસ્ત્રમાં જંગમતીર્થની ઉપમાં આપી છે, તે યોગ્ય જ છે. સિદ્ધાચળ, આબુ, ગિરનાર વગેરે સ્થાવર તીર્થની યાત્રા કાળે જતાં ફળે છે. જ્યારે સાધુ પુરુષો મહાન કલ્યાણકારી માર્ગદર્શક હોવાથી પગલે પગલે ફળદાયક થાય છે.

વળી કહ્યું છે કે—

"ગુરૂ ગોવિંદ દોનું ખડે, કિસકું લાગું પાય;
બલિહારી ગુરૂદેવકી, (જિસને) ગોવિંદ દિયા બતલાય.

આમા પણ ગુરુદેવની જ મહત્તા દર્શાવી છે. તીર્થંકર દેવો પણ ફરમાવે છે કે 'જે ગુરૂને નથી માનતો, અગર નથી ઓળખતો તે આત્મા મને પણ માની શકવાનો નથી" એટલે દેવની જેમજ ગુરૂનુ પણ બહુમાન અને સેવાભક્તિ કલ્યાણકારી છે.

## ગુરૂ વંદનના પ્રકાર.

૧ બે હાથ જોડી લલાટે લગાડી અર્ધાંગ નમન પૂર્વક "મત્થએણ વંદામિ" કે પ્રણામ બોલવું અને શાતા પૂછવી તેને ફેટાવંદન કહે છે.

૨ ખમાસમણ આપી ઇચ્છાકાર અને અબ્ભુઠ્ઠિયાના પાઠ સાથે જે વંદન કરાય છે તેને થોભવદન કહેવાય છે.

૩ બાર આવર્ત, પચીશ આવશ્યક પૂર્વક વાદણાથી જે વંદન કરાય છે તે દ્વાદશાવર્ત્તવંદન કહેવાય છે.

### વદન કેવા પ્રકારનું કોને કરવું.

### ફેટાવંદન

ચતુર્વિધ સંઘ (સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા) ને મળતાં અરસ્પરસ શ્રાવક શ્રાવિકાઓ વંદન કરે. આ વંદન પ્રણામ કરવા રૂપ છે.

### થોભવદન–

સારા સાધુને કરવાનુ હોય છે, અને કારણવશાત્ લીંગ માત્ર ધારી સાધુને પણ તે કરવુ

### દ્વાદશાવર્ત્તવદન

આચાર્યાદિ પદસ્થોને કરવું. સવાર સાંજ પ્રતિક્રમણની ક્રિયામાં તેમજ પોષધમાં રાઇ મુહપત્તિ અને દેવસી મુહપત્તિ રૂપ બૃહદ્ ગુરુવંદન થાય છે

## પચ્ચક્ખાણ ગુરુ સાક્ષિએ કરવું.

પોતે પહેલાં પ્રત્યાખ્યાન કરેલ હોય તો પણ તેજ અગર તેથી ઉંચા પ્રકારનું પ્રત્યાખ્યાન ગુરુ પાસે કરવું. ગુરુ સાક્ષિએ ધર્મ ક્રિયા કરવી, એ પ્રભુ આજ્ઞા છે. પ્રથમ પ્રત્યાખ્યાનનું પરિણામ હોય તો ગુરુ પાસે જવાથી બેવડો લાભ થાય છે. પરિણામ દઢતા અને પ્રભુ આજ્ઞાનું પાલનં ઉપરાંત કર્મની ક્ષાયોપશમની વૃદ્ધિ થાય છે.

## ગુરુનું બહુમાન ખૂબ વધારવું.

શ્રી જિનમંદિર આદિ કોઈ પણ સ્થળે જ્યારે ગુરૂનું આગમન થાય ત્યારે આદર બહુમાન પૂર્વક ઉભા થવું, બે હાથ જોડી અંજલિ જોડવી. પોતે આસન પાથરવું, ગુરૂ બેઠા પછી પોતે બેસવું, ગુરુને ભક્તિ ભાવ પૂર્વક વંદના કરવી, ગુરુની સેવા પૂજા કરવી, ગુરુ જાય ત્યારે તેમની પાછળ જવું,

ગુરુની તેત્રીશ આશાતનાઓ વર્જીને ખાસ કારણ બિના ગુરૂથી સાડા ત્રણ હાથ દૂર રહેવાનો અવગ્રહ સાચવવો સંસારના પાપના પરિતાપથી તપ્ત આત્મા વડે સદ્‌ગુરૂના વચન રૂપી મલયાચલના ચંદન રૂપ શીતળ વાણીનુ પાન કરવુ.

ગુરૂ ઉપદેશ સાભળવાની પ્રબળ ઇચ્છા એ સમક્તિનું પ્રથમ પગથિયું છે ગુરુ ઉપદેશની ઉપેક્ષા તેટલી સંસારની વધુ રખડપટી સમજવી શ્રી હેમચંદ્રાચાર્યના ઉપદેશથી શ્રી કુમારપાલ મહારાજા, સિદ્ધસેન દિવાકરસૂરિથી બોધ પામેલ વિક્રમ રાજા, આર્યસુહસ્તિસૂરિનો ભક્ત સંપ્રતિ રાજા, શ્રી બપ્પભટ્ટીસૂરિથી ગ્વાલીયરનો આમરાજા આદિ મહાન રાજાઓ જૈન શાસનમાં ચમકતા તારલા બની ગયા છે. પ્રદેશી રાજા

જેવા નાસ્તિક પણ ગુરૂ ઉપદેશથી પરમ પદના ભોગી બન્યા છે, અને મહાન શાસનની પ્રભાવના કરી છે. કાલાનુસાર શિથિલતા હોવા છતાં પણ ગુરુ તારક છે

આજે પૂર્વના જેવા પ્રભાવિત આચાર્યો ક્યા છે? ક્યા છે જૈન ધર્મના સ્તભો? આવા પ્રશ્નોનો જવાબ એટલો જ કે પ્રભુ મહાવીર પણ શું કહી ગયા છે તે કોઈ દિવસ વિચાર્યું. "મારા શાસનમા આ પંચમકાળમા, ૨૧ હજાર વર્ષો સુધી જૈન શાસનનો વિચ્છેદ નહિ થાય, મારાનિર્વાણ બાદ ૨૫૦૦ વર્ષ પુરા થયે શ્રદ્ધાળુ શ્રાવકો કે આચાર્યાદિ મુનિરાજોની માગણીથી દેવો પણ આકર્ષાશે" આ શું બતાવે છે? શું આ સમયે પ્રભાવિક આચાર્યોને પ્રભાવિક શ્રાવકો નહિ હોય! આ તો બહુલ ભારેકર્મી આત્માઓ આવો ખોટો પ્રચાર કરી પોતાના આત્માને અધોગતિના ગર્તમા ધકેલી રહેલ છે, આજે સાધુઓ સારા નથી તો શ્રાવકો કોણ ઉત્તમ છે?

કળિકાળના યોગે કરી કોઇ ભારે કર્મી આત્મા વ્યક્તિ–ગત કદાપિ નબળો હોય, અને એનો દોષ આખા સાધુ સમાજને કે શ્રાવક સમુદાયને આપવો, એ અન્યાયી વલણ છે કોઇ અણઘડ અને ચંચળ વૃત્તિવાળો માણસ નાવમાં બેસી સમુદ્ર પાર કેવી રીતે ઉતરી શકે? ચપળતાને યોગે કદાચ સમુદ્રમા પડી જવાનો ભય પણ ખરોજ! હવે આવા ચપળ માનવીને હાથે કરી ઉપાડી સમુદ્રમાં ફેંકવા જેવું કરીએ તો? આ શુ અધમતાની પરાકાષ્ઠા ન કહેવાય?

આવુ જ છે કોઇ અલ્પજ્ઞાની સાધુઓ પ્રત્યેના વર્તા–વનું! સાધુ સંજોગોવશાત્ પૂર્ણ અભ્યાસી ન હોય તો તેમને તિરસ્કારવા આદિ વડે અપમાનિત ન કરતાં પ્રભુ વીરના

શાસનનો એક હળવો દીપક છે એમ માની તેઓના સદ્ગુણોને આપણા જીવનમાં લેવા. ધર્મારાધના, પ્રભુ કથિત પ્રત્યાખ્યાન તપ આદિ ધર્માનુષ્ઠાનો સંસારના અભ્યાસી આત્મા કરતાં આવા આત્માઓ પાસેથી પ્રાપ્ત કરતા આત્મા જરૂર કંઈક ઉચ્ચતા ધારણ કરશે

મુમુક્ષુ આત્માઓએ જાણવું જોઈએ કે આજના કળિકાળમા આટલી પણ ધર્મારાધના ચાલી રહેલ છે, તે પ્રભુ શાસન સિવાય બીજે ક્યાથી પ્રાપ્ત થાત? મતમતાતરો પ્રવર્ત્તે તે સર્વજ્ઞ કથિત છે એટલે આત્માની ઉન્નતિ કરે અને તે મત સ્વીકારી ધર્મારાધનમા રક્ત બનવું, તેજ શ્રેયકારી છે શાસ્ત્રમા કહ્યું છે કે-

"તેરસએહિં વીરા, હોહંતિ અણેગહા મઈવિભેઆ,
બંધતિ જેહિં જીવા, બહુહા કંખાઈમોહણિયં"

શ્રી વીર ભગવાનના નિર્વાણ બાદ તેરસો વર્ષે અનેક પ્રકારના મતિ કલ્પના આદિના ભેદો થશે. અને જેથી કરીને જીવો ઘણા પ્રકારના કાક્ષાદિ (સંદેહ-કુતર્કરૂપ) મોહનીય કર્મને બાધશે

## ગતિ તેવી મતિ (દૃષ્ટાંત)

ભવિતવ્યાતાને યોગે જેની જેવી ગતિ નિર્માણ થઈ હોય છે, તેવી તેની મતિ થાય છે, અને મતિ જેવી હોય તેવી ગતિ પણ હોય છે

ઉદયન મહારાજાનો ઘાત કરવાના ઉદ્દેશથી જ જેણે દીક્ષા ધારણ કરી હતી. બાર વર્ષ સુધી પ્રકૃષ્ટ ચારિત્ર પાળ્યું

હતું. ઓઘામાં નિરંતર લોહજંઘ છુરી ગુપ્તપણે રાખતો હતો. અને વિનયાદિ ગુણોથી જે સમુદાયમા પ્રસિદ્ધ હતો માટે જ વિનયરત્ન નામે જાણીતો હતો. પણ તેની આંતરભાવના કપટ પરિપૂર્ણ હતી. ગચ્છના મહાન આચાર્ય દેવો પણ શું એની કપટલીલા પોતાની પ્રજ્ઞાબુદ્ધિથી પણ નહિ જાણતા હોય! છતાં તે પુરુષો ગુણગવેષી અને સંસારના ઉદાસી હોવાથી અધમની અધમ પ્રવૃત્તિઓને જોવામાં અને જાણવામાં પોતાના પુરુષાર્થને હોમતા ન હતા અને તેમ કરવામાં પોતાનું અધઃપતન માનતા હતા તેઓએ તેનામા વિનયાદિ ગુણો ન જોયા હોત તો તેનું નામ વિનયરત્ન કેમ પ્રસિદ્ધ થાત? છતાં નિર્માણ વસ્તુને રોકનાર કોણ સમર્થ છે. તેજ વિનયરત્નના હાથે બાર વર્ષો પછી પોતાના ગુરૂના નિર્વાણ બાદ, શ્રી ઉદાયી નૃપનો ઘાત તેજ લોહજંઘથી થયો, અને પછી તે ચારિત્ર છોડી ચાલ્યો ગયો

## અભવ્ય અને સંસાર રાગી ભવ્ય.

શ્રી પરમ પાવન પ્રભુ શાસનના ધર્માનુષ્ઠાનોને આચરનાર આત્માઓ કદાપિ અનાદિ અનંત મિથ્યાત્વ વાસિત અભવ્ય હોય, અને કદાપિ ભવિતવ્યતાના અપરિપક્વતાના યોગે સંસારના રાગાદિના કારણે ધર્માનુષ્ઠાનોમા સમકિતાદિની પ્રાપ્તિ ન થવાથી મંદ અને મલિન પરિણામવાળા હોય તોપણ તેવાઓને દીપક સમકિતી કહ્યા છે. જો કે તેવા આત્માઓને મોક્ષાભિલાષા નથી જ હોતી છતા યત્કિંચિત જે કાંઈ પણ ધર્માનુષ્ઠાનથી પ્રભુ શાસનમા વહેવાર આદિના યોગે પણ બીજાને આલંબનાદિ પ્રશસ્ત નિમિત્ત રૂપ બને છે અગર વહેવારથી ધર્માનુષ્ઠાનોની પ્રાપ્તિ તેને સર્વથા લાભ વિનાની નથી જ હોતી.

## સ્વયં સાવધાન

જે આત્માને સંસાર પ્રત્યે વૈરાગ્ય-ઉદ્વેગતા પ્રાપ્ત થયો છે, તેવા આત્માઓ તો યથાર્થ દેવ, યથાથ ગુરૂ અને યથાર્થ ધર્મની પ્રાપ્તિ કરીને પોતાના માર્ગને સાવધાનપણે આરાધે અને હલકા આત્માઓની ભાવદયાથી મધ્યસ્થ ભાવના રાખે, તો પોતાને પ્રાપ્ત થયેલુ ન ગુમાવે "सव्वे जिवाकम्मवस्स" સર્વ પ્રાણીઓ કર્મને વશ છે. શુભાશુભ કર્મનો કર્તા, શુભાશુભ કર્મનો ભોક્તા અને શુભાશુભ કર્મનો નાશ કરનાર આ આત્મા પોતે જ સમર્થ છે તેમા બીજા કોઈનો કંઇ ઉપાય નથી. પ્રશસ્ત અને અપ્રશસ્ત આલબનથી ભરેલ સંસારમા તેવાજ પ્રકારની ભવિતવ્યતા, ઉદ્યમ, કાળ કર્મ આદિના યોગે આત્મા ધર્મ-અધર્મને પામે છે. આવું સમજીને ભવ્યાત્માઓએ દરેકના આત્માનુ શુભજ ઇચ્છવું, શક્ય અશક્યનો વિચાર કરીને પ્રવૃત્તિ-નિવૃત્તિ કરવી અને શાસન ઉપર મંદ આદરવાળા નજ બનવું.

## રોજ મુનિમહારાજના સંયમ નિર્વાહની પૃચ્છા કરવી.

પૂજ્ય ગુરુદેવો જગતના અજોડ ઉપકારી છે. આગમશાસ્ત્ર, તીર્થપ્રતિમાજી અને ધર્માનુષ્ઠાનોની અનુમોદના મિથ્યાત્વીઓને પણ સમક્તિ-ભદ્રકભાવની પ્રાપ્તિ કરાવનાર છે. શાસન ઉન્નતિમા આ બધો પ્રતાપ સદ્ગુરૂઓના સદુપદેશનો જ છે, માટે સંસાર વહેવારમા વ્યગ્ર બનેલા શ્રાવકોએ પણ ગુરૂ આદિના સંયમ માર્ગની ચિંતા રાખવી પણ ઉપેક્ષા ન કરવી તેજ કલ્યાણકારી છે. ઇચ્છકાર આદિથી વંદન કર્યા બાદ પણ હાથ જોડી પૃચ્છા કરવી જોઇએ કે "ઇચ્છકારી ભગવાન પસાય કરી પ્રાસુક, એષણીય, અશન, પાન, ખાદિમ્ સ્વાદિમ્;

વસ્ત્ર, પાત્ર, કંબલ, પાદપ્રોચ્છન, 'પ્રતિહાર્ય' પીઠ, ફલક, સીજઆ, સંથારો, ઔષધ, ભેષજ આદિ સ્વીકારી મારા પર અનુગ્રહ કરોજી.

આ પ્રમાણ્ સંયમ નિર્વાહિત ભવ્ય ઉપકારી ગુરૂજનનું બહુમાન કરીને યથાયોગ્ય ભક્તિ સાચવવી ગમે તેવા સંયમીને પણ સાતામણી કે અવહેલનામા ન મૂકવા, આથી કરીને તો શાસનની ઘોર આશાતના અને આપણા આત્માનું અધ.પતન જ થાય છે માટે આ પ્રત્યે દૂર્લક્ષ ન સેવવું.

## વ્યકિતરાગ ન રાખવો, ગુણરાગ પાપથી બચાવે છે.

માર્ગાનુસારી, સમકિતદષ્ટિ, દેશવિરતિ, અને સર્વ વિરતિ એ બધા આત્માઓમા જે ધર્મવિશેષતા જોવાય છે, તે બધોએ પ્રતાપ પ્રભુશાસનનો છે પૂર્વ પૂણ્યોદયથી પ્રાપ્ત થાય છે અને આવા મહાન પૂણ્યોદયવાળા આત્માઓની જીવન સમર્પિત અનુમોદના સેવા આદિ પ્રાપ્તિના યોગે મારામા પણ આવા ઉત્તમ ગુણોની પ્રાપ્તિ થાય, આવી પ્રશસ્ત ભકિત અને રાગ આત્માને આગળ વધારે છે જીવન ઉજ્જવળ કરી પાપ કર્મોથી બચાવે છે. માટે ગુણવાનની પૂજા કરવી જોઇએ વ્યકિત પ્રત્યેનો મોહ કર્મબંધન માટે છે

## ગુરૂદાનનો મહાન પ્રભાવ.

રોજ નિમંત્રણાદિ કરતા ભાગ્યયોગે આવેલ મુનિ મહારાજને શુદ્ધ ભાવથી વહોરાવવુ, એ ઉત્તમ પ્રકારની સેવા છે. અનેક શાસ્ત્ર કથિત દષ્ટાંતો ગુરૂ દાનના મહાન પ્રભાવને

વર્ણવી રહેલ છે. શાલિભદ્ર શેઠ મુનિદાનના પ્રભાવે રિદ્ધિ-સિદ્ધિના ભોકતા બન્યા હતા. પ્રભુ મહાવીરના લોહીખંડના દરદમા ભકિત ભાવથી રેવતી શ્રાવિકાએ કોળાપાક વહોરાવ્યો હતો, અને તેના પરિણામે તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું હતું. જેઓ આવતી ચોવિશીમાં સત્તરમા સમાધિનાથ નામે તિર્થંકર થશે.

## કુપાત્રદાન દુર્ગતિમાં ફેરવે છે. (દૃષ્ટાંત)

શંભુકર નામે એક શેઠ હતો તેને ચાર પુત્રો હતા શહેરમા પ્રતિષ્ઠિત વૈભવશાળી અને સુખી હતો લક્ષ્મીદેવીની તેના પર સંપૂર્ણ મહેર હતી પોતાના જીવનમાં કઇક દાન કર્મ કરી સદ્ગતિ પામવાની ભાવના હતી, પણ તેને કોઈ સદ્ગુરૂ ન મળ્યો, સુપાત્ર કુપાત્રની સમજ ન મળી.

તેના જીવનમા તેણે લોક વહેવાર અનુસાર એક લાખ જ્ઞાતિજનોને ભોજન કરાવ્યા, એક લાખ બ્રાહ્મણો જમાડી એક લાખ ગાયો દાનમા આપી, અને એકલાખ સાધર્મિકોને જમાડયા. પણ આ બધું દાન યથાયોગ્ય ન કરેલ હોઈ ઉલટું કર્મબંધનું કારણ બન્યું, કાળ જતા શુભકર શેઠ મરણ પામ્યો, અને પોતાનાજ ઘરમા સર્પ રૂપે અવતર્યો, પોતાના કુટુંબના બધા માણસોને ડરાવવા લાગ્યો,

તે શેઠની પડોશમા એક જિનદત્ત નામનો શ્રાવક રહેતો હતો. હમેશા એક મુનિરાજને અથવા સાધર્મિક ભાઇને ભક્તિ બહુમાન પૂર્વક પ્રતિલાભિને ભોજન કરવાનો તેને દૃઢ નિયમ, ધર્મશાસનનો પ્રેમી, પ્રભુનો મહાન ભક્ત હતો, પૂર્વ પૂણ્યોદયથી તેને અવધિજ્ઞાનની પ્રાપ્તિ થઇ હતી, તેને શુભકર શેઠની આવી અવગતિ જોતાં દુ:ખ થયુ.

શુભંકરશેઠના પુત્રો સર્પથી હમેશાં ડરતા હતા સર્પને દૂર કરવાના અનેક ઉપાયોમા નિષ્ફળ થતાં તેમણે અવધિજ્ઞાની એવા જિનદત્ત શેઠને કંઇક ઉપાય સૂચવવા પૂછ્યું.

જિનદત્ત શેઠે સર્પનો પૂર્વભવ, યથાયોગ્ય પ્રકાશ્યો, કહ્યું કે તમારા પિતાએ કુપાત્રદાન કરેલ હોઈ તેમની ઇચ્છા ફળિભૂત થઇ નહીં જ્ઞાતિભોજન આપ્યુ અને એઠી-જુઠી લાખો પત્રાવલીઓ ઉકરડે નખાવી તેમા અનેક સમૂર્છિમ જીવોની ઉત્પત્તિ અને નાશ થયો, વિષય કષાયમા રક્ત એવા બ્રાહ્મણોને ભોજન આપી ગાયનુ દાન આપ્યું તે તેમના વિષયને ઉત્તેજના આપનાર બન્યુ આમ હિંસાનુબંધી પાપ કર્મ ઉપાર્જન કર્યું હતુ વળી તેમને ગર્વ અને અભિમાન હતુ. મારા પ્રત્યે પણ મત્સરભાવથી નિયમિત જોનાર તમારો પિતા હતો તેથી તે મરીને સર્પ થયેલ છે, અને હજી પણ તેનાં પાપકર્મોનો નાશ ન થાય, ત્યા સુધી-અનંતા ભવો સુધી દૂર્ગતિમા ભટકશે

આ વાત સાંભળી ચારે પુત્રો શુદ્ધ સમક્તિ પામ્યા જિનદત્ત શેઠને પોતાના ગુરુ તુલ્ય માની ધર્મ પરાયણ બન્યા. અને અંતે સદ્ગતિને પામ્યા

જિનદત્ત શેઠે પણ ધર્મ પસાયે ઉત્તમ સદ્ગતિ મેળવી.

## દાનનાં પાંચ ભૂષણ.

દાન આપતી વખતે પાચ પ્રકારની ઉત્તમ ભાવના આપણી ઇન્દ્રિયોથી થવી જોઈએ. (૧) આખમા આનંદનાં આંસુ. (૨) મુખથી પ્રિયવચનો (૩) શરીરમા રૂવાટા ઉભા થાય. (૪) બહુમાન-સત્કાર કરવાની ભાવના જાગે. (૫) અનુમોદના કરવી.

## દાનનાં ૭ દૂષણ.

દાન દેતા ૭ પ્રકારની અધમવૃત્તિ પાપકર્મનો બંધ કરાવે છે. (૧) ભ્રમર ઉંચી ચઢાવવી (૨) દ્રષ્ટિ નીચી કરવી. (૩) અંતરમાં વૈરવૃત્તિ રાખવી. (૪) પરાઙ્મુખ-મોઢુ ફેરવવું. (૫) મૌનધારણ કરવું. (૬) વિલંબ કરવો

## મુનિદાન લાભદાયી છે.

મુનિ મહારાજ આવે ત્યારે જે જે વસ્તુ હાજર હોય તેના નામ બોલવાથી પણ આપણને લાભ છે. અને જો તેમાંથી જરૂરી વસ્તુ મુનિરાજ ગ્રહણ કરે તો તો વિશેષ લાભ થાય છે. માટે મુનિરાજ પાસે જઈને રોજ પ્રત્યાખ્યાન કરવું અને આમંત્રણ આપવું. આમંત્રણ આપ્યાથી મુનિરાજ સંજોગોવશાત્ ભલે ન આવે, તો પણ જીરણ શેઠની જેમ ઉચ્ચ ભાવના પણ લાભદાયી જ છે

શ્રાવકે ભોજન સમયે ગુરુ, અતિથિ, સાધર્મિકના આગમનની અભિલાષાથી દ્વાર સન્મુખ અવલોકન કરી તેવી ભાવના પૂર્વક જ જમવા બેસવુ જોઈએ

મહાન પૂણ્યના યોગે જ આવા સુપાત્રોની પ્રાપ્તિ થાય છે પાત્રની પ્રાપ્તિ થવાથી મહાન પૂણ્યથી જ પાત્રમાં દ્રવ્યાદિકનો ઉપયોગ થાય છે, અને એ વડે ઘણા જ અંતરાય કર્મનો વિચ્છેદ થાય છે.

## પાત્રોના પાંચ પ્રકારો શાસ્ત્રમાં ગણાવેલા છે.

૧ તીર્થંકર દેવ–

યથાખ્યાત ચારિત્રી અને ક્ષીણમોહી 'રત્નપાત્ર'સમાન કહેલા છે.

## ૨ મુનિરાજ–

સમ્યગ્દર્શન અને ચારિત્રધારી. 'સુવર્ણપાત્ર' સમાન કહેલા છે.

## ૩ વ્રતધારી શ્રાવક–

બારવ્રત ધારણ કરનાર શ્રાવક "ચાંદીના પાત્ર" સમાન છે.

## ૪ સમકિતદૃષ્ટિશ્રાવક–

સમકિત પામેલ ધર્મપ્રેમી શ્રાવક "તાંબાના પાત્ર" સમાન કહેલ છે

## ૫ અન્ય વ્યક્તિ–

"લોઢાના પાત્ર" સમાન કહેલા છે.

આ પાંચ પ્રકારના પાત્ર પૈકી પહેલા ચાર પાત્રમાં ભક્તિ બહુમાન પૂર્વક દાન કરવું, "પાંચમુ પાત્ર" દયાના પરિણામરૂપ પાપ વૃદ્ધિ ન થાય, એવી રીતે દાન કરવા લાયક છે.

## સાધર્મિકભક્તિ ભાવનાનાં દૃષ્ટાંતો.

(૧)

શ્રી સંભવનાથ ભગવાનનો જીવ ત્રીજા ભવને વિષે ધાતકીખંડના ઐરવત ક્ષેત્રમા ક્ષેમાપુરી નગરીનો વિમલવાહન નામે રાજા હતો એક સમયે ભયંકર દુષ્કાળ પડયો હતો. તે વખતે આ રાજાએ સાધર્મિકોને નિયમિત ભોજન કરાવી જીવનદાન આપેલું, તેના પરિણામે તીર્થંકર નામકર્મ ઉપાર્જન

કર્યું હતુ. પછી દીક્ષા લઈ ચારિત્ર પાળી આનત દેવલોકમા દેવ થયા ત્યાથી ચ્યવી સંભવનાથ નામે જન્મ પામ્યા. ભગવાનના જન્મ પહેલા દેશમાં મહાન દુષ્કાળ પડયો સેતો, પરંતુ ભગવાન ગર્ભમાં આવતા ધનધાન્યનો મોટો સંભવ થયો, અને પ્રજાને દુષ્કાળની પીડાથી મુક્તિ મળી આથી તેમનુ નામ સંભવનાથ પાડવામા આવ્યું હતું વર્તમાન ચોવિશીના ત્રીજા તીર્થંકર દેવ સંભવનાથ નામે પ્રસિદ્ધ થયા

(૨)

'શત્રુંજય મહાત્મ્ય' મા દંડવીર્ય રાજાની વાત આવે છે આ રાજાને નિત્ય સાધર્મિકોને ભોજન કરાવી જમવાનો નિયમ હતો. આ નિયમની પરીક્ષા માટે ઈન્દ્રદેવ પોતે આવ્યા, અને સિધ્ધાચળ તીર્થની યાત્રા કરીને આવનાર અસંખ્ય ભાવિકો ત્યા આવ્યા. તે દરેકને આદર સહિત ભોજન કરાવતાં સૂર્યાસ્ત થઈ ગયો અને રાજા એક દિવસ ભૂખ્યો સૂતો. બીજા દિવસે પણ તેનું તેજ, સાધર્મિકોના ભોજનથી પરવારતા પૂરી સાજ પડી ગઈ અને રાજાને બીજો ઉપવાસ થયો. આમ આઠ દિવસોના એકી સાથે ઉપવાસ થયા છતાં રાજાનું મન સાધર્મિક ભક્તિ પ્રત્યેથી જરા પણ ડગ્યું નહિ અ તે ઇન્દ્રે પ્રસન્ન થઈ દિવ્ય ધનુષ્ય, બાણુ, રથ, હાર, ને કુડલ આપ્યાં. પછી દંડવીર્ય રાજાએ શત્રુંજય તીર્થની યાત્રા કરી અને શત્રુંજયનો ઉદ્ધાર કર્યો

(૩)

થરાદ (થારાપ્રદ) નગર વર્ષો જુનું છે. સવત ૧૦૧ ની સાલમા થીરપાલ ધરૂએ શ્રીમાલ–ભીન્નમાલથી આવી વસાવ્યું. તેમાં વસનારા શ્રીમાલ પરથી શ્રીમાલી કહેવાયા.

વિક્રમની તેરમી સદીમાં એક મહાન નરરત્ન આ શહેરમાં ઉત્પન્ન થયું. જૈન શાસનનો ચમકતો તારલો નામે આભુશેઠ શ્રીમાલ જ્ઞાતિનું ઝવેરાત

આભુ શેઠે સિધ્ધાચળનો સંઘ કાઢયો સંઘપતિની નામના મેળવી. 'આભુસંઘવી' નામે પ્રસિદ્ધ થયા,

સાધર્મિક ભક્તિ કરવાનો રોજનો નિયમ, સુપાત્રદાન, પ્રભુ ભક્તિ, સંઘ-સ્વામિ ભકિત અને ધર્મભાવના એમના દૈનિક કર્તવ્યો.

એક સમયે શેઠ પૌષધમાં હતા ગામને પાદરે સાધર્મિક સંઘ ઉતર્યો પેઢીના મુનીમે જાતે જઇ બધાને ભોજન કરાવ્યુ. ૩૬૦ સાધાર્મિકોએ ત્યા વસવાટ કર્યો શેઠ ઘેર આવ્યા, અને તેમને ધનની મદદ આપી, પોતાની બરોબરી કરનાર બનાવ્યા. ધન્ય છે સાધર્મિક બંધુઓની આટલી ઉત્તમ ભકિતને! ખરેખર મલયાચલ ચંદનના વૃક્ષોને આશરે ઉગેલાં નીંબાદિ વૃક્ષો પણ ચંદનમય જ બની જાય છે,

આ આભૂશેઠની દીકરી કુમારદેવી-આપણા મહાન પૂર્વજો-આબુના પહાડનાં સુશોભિત-કલામય મંદિરના પ્રાણ રૂપ વસ્તુપાળ તેજપાળ બાંધવબેલડીની જનેતા,

આમ થરાદ નગર પણ કેવું ભાગ્યશાળી! સાધર્મિક ભકત આભુ સંઘવીની જન્મભૂમિ! રત્નકુક્ષિ કુમારદેવીનું પનોતું પિયર! અને બાધવ બેલડી વસ્તુપાળ તેજપાળનું મોંઘેરૂ મોસાળ!

## સાધુ ગુરુભકિતનાં બે દષ્ટાંતો.

ગોપાગિરી નગરીમાં આમરાજા રહે, પોતાને પૂણ્યોદયે

પ્રાપ્ત થયેલી ઋદ્ધિસિદ્ધિમાથી તેણે સાધુગુરુભક્તિ નિમિત્તે એક મહાન ઉપાશ્રય—પૌષધશાળા બનાવેલ હતી જેને ૧ હજાર સ્તંભ હતા ત્રણ મુખ્ય દ્વારો હતાં વિશાળ વ્યાખ્યાન મંડપ હતો એક મોટી ઘંટા તેમાં બાંધી હતી. જ્યોતિષ મણીથી તે શોભતો હતો ચંદ્રકાન્ત મણિથી તેનું તળિયું બાંધ્યુ હતુ, તેમા ત્રણ લાખ દ્રવ્ય (તે વખતનુ નાણાંનો મુખ્ય એકમ) ખર્ચ કરેલ હતું. આ ધર્મભાવનાની પરાકાષ્ટા!

(૨)

પાટણ શહેરમાં સિદ્ધરાજ સોલંકી રાજ્ય કરે, તેની પાસે અનેક મંત્રીઓ, ઉપમંત્રીઓ, સેનાપતિઓ અને નગરશેઠ આ બધા પૈકી ઘણા પદવીધારીઓ જૈનકોમના હતા

તેમા એક મહાન સેનાપતિ હતા તેમનુ નામ હતું શાંતુ મહેતો શ્રીમાલજ્ઞાતિના પાંચ હજાર અશ્વોના સ્વામી કહેવાય

ધર્મજ્ઞાનના જબ્બર જ્ઞાતા, સ્યાદ્‌-વાદ્‌ રત્નાકર ગ્રંથના કર્તા. વાદિ દેવસૂરિ તેમના ગુરુ

હજારો ટંકરવ ખર્ચી એક મહાન મહેલ તૈયાર કરાવ્યો. રાજા સુદ્ધા પણ તે જોતા દીગ જ થઈ ગયા સૌ માણસો એક જ અવાજ કાઢે ધન્ય સેનાપતિજી! ધન્ય રાજમહેલ! શું સુંદર છે અલકાપૂરી!

એક સમયે ગુરુદેવને પોતાનો મહેલ જોવા શાતુ મહેતો બોલાવી આવ્યા ગુરુદેવે મહેલ જોતા જ મુખ ફેરવ્યું.

મહેતો બોલ્યા ગુરુદેવ! શું આપને આ ન ગમ્યો-

ગુરુદેવે કહ્યું આ ઘરને વખાણવું એ અમારા આચારથી

વિરૂદ્ધ છે ખાંડણી આદિ પાંચ આરંભના સાધનો જ્યાં હોય તે ઘર સાધુ વખાણી ન શકે. અરે ! શ્રાવક પણ તે ઘર વખાણે તો પ્રાયશ્ચિત લાગે છે

શાંતુ મહેતો સાભળી રહ્યા. સમારંભના સાધનો દૂર કરી તેજ સમયે આખુ મકાન મુનિ મહારાજની સેવામાં ઉપાશ્રય-પૌષધશાળા તરીકે સોંપી દીધું. ધન્ય છે ગુરુભકિતને.

## ઉપસંહાર

આ રીતે જગતના અનેક રીતે ઉપકારક, વિશ્વસિંધુમાં ડૂબી રહેલા માનવ પ્રાણીના સાચા ઉદ્ધારક, ધર્મમાર્ગના ભોમિયા, પરમ ઉપકારી સદ્ગુરુઓનું બહુમાન, ભકિત, વંદન પૂજન સેવા વગેરે કરવી જોઇએ.

ગુરુભક્તિના જ્વલંત ઉદાહરણો જૈન ઇતિહાસના પાને પાને ચમકી રહેલાં છે. શ્રી કેશી ગણધરનું પરદેશી રાજાએ ઘણાજ ઉત્સાહપૂર્વક સામૈયુ કર્યું હતું. શ્રી સિદ્ધસેન દિવાકર સૂરિની વિક્રમ રાજાએ એક ક્રોડ સોનામહોરથી પૂજા કરી હતી શ્રી હેમચંદ્રાચાર્યની કુમારપાલ ૧૦૮ સુવર્ણકમળો વડે નિત્ય પૂજા કરતો હતો વાદિદેવસુરિની મહ્લશ્રેષ્ઠિએ અડધા લાખ દ્રવ્યથી પૂજા કરી હતી વાદિવેતાલ શાતિસૂરીશ્વરજીની પૂજા ધારાનગરીના લઘુભોજ રાજાએ ૧૨૬૦૦૦૦] દ્રવ્યથી કરી હતી, જેમાથી ગુરુ પ્રેરણાએ ૧૨ લાખ દ્રવ્ય ખર્ચાવી માળવામા જિન ચૈત્ય બધાવ્યુ હતુ અને ૬૦ હજાર દ્રવ્ય વડે થરાદ (થારાપદ) મા ચૈત્યને દેવકુલિકા બંધાવી આમ ગુરુપૂજનનું ગૌરવ ઠેરઠેર થતું હતું

માટે ગુરુવંદન, પૂજન અને ધર્મશ્રવણ એ શ્રાવકનાં

નિત્ય કર્તવ્ય છે. અને દરરોજનાં પર્વાદિકના તેમજ જીવન વિશેષનાં પાપકર્મોને રોકનાર પ્રત્યાખાન પણ ગુરુ પાસેથી જ કરવા જોઇએ એ ધર્મક્રિયાની દઢતા આતર ભાવનાની વૃદ્ધિ કરનાર દિવ્ય ઔષધ તૂલ્ય છે. વિતરાગ પરમાત્મા કર્તવ્ય પાલન માટે જિજ્ઞાસુ ભવ્યાત્માઓને દિવ્ય બળ અર્પો એવી પ્રાર્થના સાથે ઇતિ શુભમ્

## શ્રાવકના સમક્તિ મુલ બારવ્રત

પ્રથમ વિધિ પૂર્વક ગુરૂ પાસે સમક્તિ ઉચ્ચરવું. સમક્તિ ઉચ્ચર્યા વિના વ્રતની આરાધના છાર ઉપર લીંપણા જેવી છે. મોક્ષનું મૂળ બીજ સમકિત છે. વ્રત, નિયમો, શાખાઓ છે. અને ત્યાગ વૈરાગ્ય પુષ્પો છે ફળ મોક્ષ છે.

## પહેલું સ્થુલ પ્રાણાતિપાત વિરમણ વ્રત

શ્રાવક ને સ્થુલ વ્રતોની અપેક્ષાએ પહેલા પ્રાણાતિપાત વ્રતમાં સવાવસાની દયા હોય છે તે આ પ્રમાણે–

થુલા સુહુમા જીવા, સ કખારં ભઓ અત્તે દુવિહા,
સવરાહ નિરવરાહા, સા વિકખા ચેવ નિરવિકખા. ॥૧॥

સ્થુલ પ્રાણાતિપાત વિરમણ વ્રતમા ત્રસ જીવોની અપરાધ અપેક્ષા વિના ઉપયોગ પૂર્વક શ્રાવક દયા પાળે છે.
અતિચાર.– ૧ કોઇપણ પ્રાણીનો વધ, ૨ બ ધન ૩ છવિચ્છેદ, ૪ અતિચાર ૫ ભાત પાણીનો અ તરાય

## બીજું સ્થુલ મૃષાવાદ વિરમણ વ્રત

કન્યા સંબ ધિ ૨ ગાય ઢોર સબ ધિ, ૩ થાપણ ઓળવવા, ૪ ભૂમિ સબ ધિ ૫. ખોટી સાક્ષી ભરવામા આ પાચે બાબતોમાં જૂઠ ન બોલવું.

અતિચાર – ૧ સાહસથી વગર વિચાર્યે જુઠું બોલાય, ૨ કોઇની ગુપ્ત વાત બહાર પાડવી ૩ સ્વદારા મંત્ર ભેદ કરવો એટલે પોતાની અથવા બીજાની સ્ત્રીની કોઇપણ ગુપ્ત વાત કહેલ બહાર પાડવી. ૪ ખોટો લેખ લખવો, ૫ કોઇની પણ ખોટી સાક્ષી ભરવી..

## ત્રીજું સ્થુલ અદત્તાદાન વિરમણ વ્રત

૧ માલિકે નહિ આપેલ લેવું, ૨ ખીસ્સુ કાપવું, ૩ ખાતર પાડવી, ૪ ચોરી કરવી,

અતિચાર.– ૧ ચોરીનો માલ લેવો, ૨ ચોરને સહાય કરવી, ૩ ખોટા માપ તોલ રાખવા, ૪ રાજ્ય વિરુદ્ધ દાણ જકાત વિગેરેની ચોરી કરવી, શત્રુ રાજાના રાજ્યમાં જવું ૫ વસ્તુ ભેળ–સંભેળ કરવી ખોટા તોલ-માપ રાખવાં.

## ચતુર્થ સ્થુલ મૈથુન વિરમણ વ્રત

દેવ, મનુષ્ય અને તિર્યંચ સબંધિ ત્રણે પ્રકારના મૈથુનનો ત્યાગ કરે, તેમ ન બને તો સ્વદારા સંતોષ વ્રતને ગ્રહણ કરે.

અતિચાર– ૧ વિવાહ કરવો, વિવાહનો તીવ્ર રાગ, વિવાહમાં જવું, ૨ માલીક વાળી સ્ત્રીને ભોગવવી ૩ માલિક વિનાની સ્ત્રીને ભોગવવી, ૪ અનંગ ક્રીડા કરવી, ૫ કામક્રીડાનો તીવ્ર રાગ,

## પાંચમું સ્થુલ પરિગ્રહ વિરમણ વ્રત

૧ ધન એટલે રોકડ નાણું તેનુ પ્રમાણ કરવું ૨ ચોવીશ પ્રકારના ધાન્ય તેનું પ્રમાણ કરવું, ૩ વાસ્તુ ઘર હાટ હવેલી

તેનું પ્રમાણ કરવું, ૪ ક્ષેત્ર બાગ-બગીચા તેનું પ્રમાણ કરવું, ૫ રૂપું ઘડેલું અને નહિ ઘડેલું તેનુ પ્રમાણ કરવું ૬ સુવર્ણ ઘડેલુ અને નહિ ઘડેલુ તેનું પ્રમાણ કરવું, ૭ કૂવા વાવ તળાવ, વિગેરેનુ પ્રમાણ કરવુ, ૮ નોકર ચાકર વિગેરેનું પ્રમાણ કરવું ૯ ચતુષ્પદ પશુ ઢોર વિગેરેનું પ્રમાણ કરવું.

અતિચાર,– આ નવ પ્રકારના પરિગ્રહના પ્રમાણ ઉપરાંત અજાણતા રાખે તો અતિચાર અને જાણીને રાખે તો વ્રત જાય છે

## છઠ્ઠું દિગ્વ્રત (ગુણવ્રત)

આઠે દિશામાં જવા આવવાનું ભૂમિનુ જે પ્રમાણ કરી તેનો નિયમ લેવો તે

અતિચાર– ૧ ઉર્ધ્વ ૨ અધો ૩ તિર્છી ભૂમીનું જેટલા ગાઉ પ્રમાણ જવા આવવાનો જે નિયમ લીધો હોય તેનું ઉલઘન કરવુ તે, ૪ દિશાઓના પ્રમાણમા વૃદ્ધિ કરવી ૫. નિયમના પ્રમાણનુ ભૂલી જવું તે.

## સાતમું ભોગોપભોગ (બીજું ગુણવ્રત)

એક વખત ઉપયોગમાં આવે તે ભોજનાદિ ભોગ્ય પદાર્થો તેનુ પ્રમાણ કરવુ, ૨ વારંવાર ઉપયોગમા આવે તે શૈય્યા સ્ત્રી આદિ તે ઉપભોગ તેનું પ્રમાણ કરવુ ૩ ભોગ અને ઉપભોગના પદાર્થો મેળવવા પાપ પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો, ૪ ભોગાદિ પદાર્થોમા બાવીશ અભક્ષ્ય અને બત્રીશ અનતકાય આદિનો સદંતર ત્યાગ કરવો, અને શકય પરિહારે સચિત્તનો ત્યાગ કરવો. અત્યંત દુર્ગતિને વધારનાર પાપકારી ભોગોપભોગનો ત્યાગ કરવો.

## બાવીસ અભક્ષ્ય

પચુંબરિ ચઉ વિગઇ, હિમ વિસકરગે અ સવ્વ મહીઅ,
રાઇ ભોયણગ ચ્ચિય, બહુ બીઅ અણુત સ ધાણા ॥૧॥

ઘોલવડા વાયંગણ, અમુણિઅ નામાઇં પુપ્ફલાઇં,
તુચ્છ ફલં ચલિઅરસં, વજ્જે વજ્જાણિ બાવીસં. ॥૨॥

| | |
|---|---|
| ૧ વડનાટેટા | ૬ મધ |
| ૨ પારસ પીંપળા તથા તેની ટીટીઓ | ૭ માસ |
| ૩ પ્લક્ષ પીપળાની ટેટીઓ | ૮ માખણ |
| ૪ કચુંબરની ટેટીઓ | ૯ મદિરા |
| ૫ ઉંબરાની ટેટીઓ | ૧૦ હીમ (બરફ) |
| ૧૧ વિષ (ઝેર) | ૧૭ બોળ અથાણું |
| ૧૨ કરા | ૧૮ ઘોલવડા |
| ૧૩ સર્વ પ્રકારે માટી | ૧૯ વેગણ (રીગણ) |
| ૧૪ રાત્રી ભોજન | ૨૦ અજાણ્યા ફૂલ-ફળ |
| ૧૫ બહુબી વાળા ફળ | ૨૧ તુચ્છ ફળ |
| ૧૬ અનંત કાય | ૨૨ સર્વ ચલિત રસવાળા પદાર્થો |

## બત્રીશ અનંતકાય –

| | |
|---|---|
| ૧ સર્વ ભૂમીમા થનાર કંદ જાતિ, | ૧૭ ગરમર (કચ્છમા પ્રસિધ્ધ છે) |
| ૨ લીલીહળદર | ૧૮ કીસલય પત્ર |
| ૩ સૃગ બેર લીલુ આદુ | ૧૯ ખીર સુઆકંદ (ખરસઇઓ) |
| ૪ સુરણ કંદ | ૨૦ થેગ |
| ૫ વજ્ર કંદ | ૨૧ હરિ મોથ |
| ૬ લીલો કચુરો | ૨૨ લુણ વૃક્ષની છાલ |
| ૭ શતાવલી વેલી ઔષધિ | ૨૩ ખીલોડા કંદ |

| | | | |
|---|---|---|---|
| ૮ | વિરાલી લત્તા વિશેષ | ૨૪ | અમૃત વેલી |
| ૯ | કુંઆર તથા તેના શેલરાં | ૨૫ | મૂળા (પંચાંગ અભક્ષ્ય) |
| ૧૦ | થોર તે સીજ તથા લંકા સીજની જાતિ | ૨૬ | ભૂમી ફોડા |
| ૧૧ | ગીલો-ગુલવેલ ગળો | ૨૭ | વત્થુલાની ભાજી |
| ૧૨ | લસણુ | ૨૮ | વિરૂઢાહાર |
| ૧૩ | વાસ સંબંધિ કારેલા | ૨૯ | પલંકાની ભાજી |
| ૧૪ | | ૩૦ | સુઅર વલિ |
| ૧૫ | લુણી એટલે સાજીવનસ્પતિ | ૩૧ | કોમળ આંબલિ |
| ૧૬ | લોઢી પદ્મીની કદ | ૩૨ | આલુ, રતાળુ, પીંડાળુ |

જેમા નસો સાંધા અને ગાઠા ગુપ્ત હોય, દેખાતા નહોય જેને ભાગવાથી અવાજ થાય અને સરખા બે ભાગ થાય જેમાં એકપણુ બી આવ્યું નહોય, જે કાપીને વાળવાથી ફરી ઉગે આ બધા લક્ષણુ વાળી અનંતકાય જાણુવી. જે ફળાદિમાં એક પણુ બીજ ન હોય તેવાં કોમળ ફળો સીગો વિગેરે અનંત કાય કહેવાય છે. જે કોઇપણુ વનસ્પાત ઉગતી વખતે જ્યારે બેજ પાંદડે હોય ત્યારે તે ઉગતા અંકુરા પણુ બધા અનંતકાય કહેવાય છે.

અતિચાર :– ૧ સચિત્ત વસ્તુનો ઉપભોગ કરવો ૨ સચિત્ત વસ્તુની સાથે રહેલ ચીજનો ઉપભોગ કરવો ૩ સચિત્ત–અચિત્ત મિશ્ર વસ્તુનો ઉપભોગ કરવો. ૪ ઘણી વસ્તુઓથી મેળવેલા સત્વો અને આસવો વિ વાપરવા, ૫, અપકવ દુઃપકવ આહાર ફળાદિ વાપરવાં, એ પાચ અતિચાર તથા પંદર કર્માદનથી પણુ પદર અતિચાર લાગે છે.

| | | |
|---|---|---|
| ૧ અંગાર કર્મ | ૬ દત વાણિજ્ય | ૧૧ યંત્ર પીલણુ કર્મ |
| ૨ વન કર્મ | ૭ લકખ વાણિજ્ય | ૧૨ નિર્લાંછન કર્મ |

| | | |
|---|---|---|
| ૩ સાટીક કર્મ | ૮ રસ વાણિજ્ય | ૧૩ દવ કર્મ |
| ૪ ભાટક કર્મ | ૯ કેશ વાણિજ્ય | ૧૪ જળ શોષણ કર્મ |
| ૫ સ્ફોટિક કર્મ | ૧૦ વિષ વાણિજ્ય | ૧૫ અસતી પોષણ કર્મ |

## આઠમું અનર્થદંડ (૩ ગુણવ્રત)

૧ પાપકર્મનો ઉપદેશ દેવો. ૨ દુષ્ટ ધ્યાન કરવું, ૨ હિંસક અને આરંભની ચીજો બીજાઓને આપવી. ૪ પ્રમાદ સેવવો આ ફોગટ પાપ બંધનો હોવાથી ત્યાગ કરવા યોગ્ય છે. અતિચાર – ૧ કદર્પ કામ ઉત્પન્ન થાય તેવી કથા વિ, કરવી. ૨ કૌતુક એટલે ભાંડ ભવાયા ઉન્માદિની જેમ ચેન ચાળા કરી બીજાને હસાવવા હાથપગ આદિ અંગોપાગોના ચાળા કરવા ૩ ભોગ ઉપભોગની ખપ કરતાં વધારે વસ્તુઓ રાખવી ૪ સંયુક્તાધિકરણ હથીયાર વિ સજ્જ કરવા અને જોડવા ૫. મૌખર્ય જેમ તેમ વગર વિચાર્યું બીન જરૂરી બોલવુ

## નવમું સામાયિક વ્રત (૧ શિક્ષાવ્રત)

પાપ વ્યાપારથી અને દુર્ધ્યાનથી રહિત આત્માનો બે ઘડી મુહુર્ત માત્ર જે સમભાવ તે સામાયિક વ્રત છે "જાવ નિયમ" શબ્દના ત્રણ અર્થ આ પ્રમાણે

૧ પરિણામ – જ્યા સુધી સામાયિકમા સ્વાધ્યાય તથા ગુરુ પર્યુપાસના કરું ત્યાં સુધી પાપ વ્યાપારનો ત્યાગ કરું છું,

૨ મર્યાદા .– સાધુની પર્યુપાસના કરવા રૂપ અથવા ધર્મ ધ્યાન કરવા રૂપ જે સામાયિક, તે સામાયિક લેતાં પહેલાથી પાપ વ્યાપારનો ત્યાગ કરૂં છું,

૩ અવધારણા ·– નિશ્ચય સ્વાધ્યાય પર્યુપાસના ધર્મધ્યાન કરું ત્યાં સુધીના માટેજ પાપ વ્યાપારનો ત્યાગ કરું છું પછી નહિ

જાવ શબ્દના ઉપર પ્રમાણે ત્રણ અર્થ ઘટે છે, અને તેનો નિયમ કાળ બે ઘડિનો છે અને તે દુવિધે અને ત્રિવિધે પચ્ચક્ખાણ થાય છે,

અતિચાર ૧-૨-૩ મન, વચન, કાયાના યોગોનુ દુષ્પ્રણિધાન એટલે મન-વચન-કાયાને પાપ વ્યાપારમા જોડવા,

૧ મનનું દુષ્પ્રણિધાન -મનથી ક્રોધ-માન માયા-લોભ-દ્રોહ-ઇર્ષ્યા વિ, કરવા અને સાવદ્ય વિચારોમાં મનને જોડવુ યા આસકત બનવું.

૨ વચન દુષ્ટપ્રણિધાનઃ-યથાયોગ્ય શબ્દોની રચના પૂર્વક વાકયો ન બોલવા, અર્થ ન સમજાય તેમ બોલવું, ભાષાનું ચાપલ્યપણુ કરવું, સાવદ્યવચન બોલવું

૩ કાયદુષ્ટપ્રણિધાન -શરીરના અવયવો હાથપગ આદિથી સંકોચવા, વ્યવસ્થિત ન રાખવા, લાંબા ટુંકા કરવા

૪ સ્મૃતિ અનવ ધારણા -પ્રબલ પ્રમાદાદિ કારણે સામયિક કરવાના સમયે ન કરે કરેલા સામાયિક ને ભૂલી જાય એ સ્મૃતિ અનવધારણા સમજવી કારણ કે મોક્ષના દરેક અનુષ્ઠાનો ઉપયોગ પૂર્વક જ એકાગ્રતા અને સ્મૃતિપૂર્વક જ કરવાના છે. ૫ અનાદર વિના સામયિક કરવુ સંયોગ છતા નિયમિત સામયિક ન કરવુ. અપૂર્ણ પાળવું

## ૧૦ મું દેશાવગાસિક વ્રત (૨જુ શિક્ષાવ્રત)

દેસાવગાસિઅ પુણ, દિસિપરિમાણસ્સ નિત્ય સંખેવઓ,
અહવા સવ્વ વયાણ, સંખવો પઇદિણ જો હોઉ ॥૧॥

અર્થ-પ્રતિદિન દિશી પરિણામનો અથવા સર્વ વ્રતોનો સંક્ષેપ કરવો તેને દેશાવગાસિક કહેલ છે.

અતિચાર ૧ મર્યાદા ઉપરની ભૂમિ થકી આગળ કોઇને કંઇ વસ્તુ આપવી–મોકલવી.

૨. મર્યાદા ઉપરની ભૂમિ થકી આગળ કોઇની પાસે મંગાવવું.

૩. મર્યાદા ઉપરની ભૂમિ થકી આગળ કોઇને બોલાવવું

૪ રૂપ દેખાડવુ ૫ પુદ્ગલ પેસન કાંકરો વિ. નાખી જણાવવું.

૧૧ મુ પૌષધોપવાસ ૩ શિક્ષાવ્રત)

૧. દેશથી આહારનો ત્યાગ એકાસણુ, આબીલ, નિવી આદિ

૨ સર્વથા આહારનો ત્યાગ ચારે આહારનો ત્યાગ દિવસ અને રાત્રિમાં

૩ દેશથી શરીર સત્કારનો ત્યાગ અમુક છુટ રાખી ત્યાગવું.

૪ સર્વથા શરીર સત્કારનો ત્યાગ તે સર્વથી ત્યાગવું.

૫. દેશથી બ્રહ્મચર્યનું પાલન રાત્રે એક બેથી વધારે વાર સ્ત્રી ન ભોગવવી.

૬. સર્વથા બ્રહ્મચર્યનું પાલન તે રાત્રિ દિવસ પૂર્ણ

૭ દેશથી કુવ્યાપારનો ત્યાગ તે એકથી વધારે કુવ્યાપાર ન કરવો

૮ સર્વથા કુવ્યાપારનો ત્યાગ તે સર્વથા સાવદ્યનો ત્યાગ પૌષધ કેવા સ્થાનમાં લેવાય ?

૧ જિન મંદિરમાં ૨ ઉપાશ્રયમા ૩ મુનિરાજ પાસે ૪. પૌષધશાળામાં, આ ચાર સ્થળે લેવાય છે.

અતિચાર ૧ દૃષ્ટિથી અને પ્રમાર્જનાથી પ્રમાર્જ્યા વિના સંથારો કરવો, ૨. જોયા પ્રામર્જ્યાં વિના વસ્તુ લેવી મુકવી.

૩. પ્રમાર્જ્યા વિનાની કોઈપણ વસ્તુ વાપરવી ૪. પૌષધ પ્રત્યે અનાદર થવો. ૫ વિસ્મૃતિ થવી.

## બારમું અતિથિ સંવિભાગ

પૂજ્ય ભાવભક્તિ બહુમાન પૂર્વક સાધુ મહારાજને આહાર વસ્ત્ર પાત્ર ઔષધ ભેષજ વિગેરે આપવું તે અતિથિ સંવિભાગ કહેવાય છે

અતિચાર ૧. દેવા યોગ્ય વસ્તુ સચિત્ત ઉપર મૂકવી. ૨. દેવા યોગ્ય વસ્તુ સચિત્તથી ઢાંકી દેવી ૩. મત્સર કરવો ૪. દાનનો સમય વ્યતિત કરવો ૫ આપવા યોગ્ય વસ્તુ પારકી પોતાની કરીને અને પોતાની પારકી કરીને આપવી. સમકિત આદિ વસ્તુઓને પ્રાપ્ત કરવી, પ્રાપ્ત કરવાના ઉપાય લેવા, પ્રાપ્ત કરેલનું રક્ષણ કરવુ, તેના વિષયોનું વિવિધ જ્ઞાન મેળવવું જોઈએ આ બાર વ્રતની નોધ ધર્મસંગ્રહના પહેલા ભાગના ભાષાતરમાંથી કરેલ છે

## ૬. પરમાર્હત કુમારપાળ મહારાજાનાં સમક્તિ મૂલબાર વ્રત

શ્રી કુમારપાલ મહારાજા અગીયારસોના સૈકામાં જન્મ્યા છે. તેમના પૂર્વભવના સયોગભૂત ભગવાન હેમચદ્રાચાર્યના તે પરમોપાસક બન્યા પચાસ વર્ષની ઉંમર સુધી આ વિભૂતિએ પોતાના પિતાના ભાઈ અને પાટણના મહારાજ સિદ્ધરાજ જેનાથી પૂર્વભવના એક પક્ષી વૈરાનુભાવથી મરણાત કષ્ટોમાથી બચ્યા અને પચાસ વર્ષની ઊમરે પાટણની ગાદીના વારસદાર બન્યા અને ધીમે ધીમે ૧૮ દેશના સ્વામી થયા. ત્યાર બાદ તેમની ગાદીના વારસારૂપે સૈવ ધર્મ ચાલતો હતો, અને દેવ

બોધિ જેવા મહાન પંડિત જેમના ધર્મગુરુ હતા. આ વખતે ઉદાયન મંત્રીની યથાયોગ્ય પ્રેરણાથી શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનો અંગત પરિચય થવા લાગ્યો અને વિતરાગ ધર્મના સ્વરૂપને સમજવા તત્પર બન્યા પણ સાથે સાથે દેવબોધિ પંડિતના પણ સજ્જડ પ્રયાસોથી લગભગ વીસ વર્ષ સુધી ઉભય ધર્મના તત્વોનો નિર્ણય કરવામા પસાર થયા, છેવટે ૭૦ વર્ષની ઉંમરે શ્રીમાન કુમારપાળ મહારાજા કુદેવ-કુગુરૂ કુધર્મના ત્યાગરૂપે સમક્તિ મૂલ બાર વ્રત ઉચ્ચર્યા અને મહાન વિર્યોલ્લાસથી પાળ્યા તેની ટુંક નોધ

૧ સમ્યક્ત્વ-અઢાર દોષથી રહિત શ્રી વિતરાગ જીનેશ્વર ભગવતને જ દેવ માનવા, ૨ પંચ મહાવ્રતધારી શુદ્ધ પ્રરૂપણા કરનાર સંવેગ રંગમા ઝીલતા તેજગુરૂ ૩ શ્રી તિર્થંકર ભગવતે કહેલ અહિંસામય ધર્મજ આરાધવા યોગ્ય છે આ ત્રણે તત્વોમા દૃઢ ચિત્તવાળા બન્યા પ્રાણાંત કષ્ટમા પણ દોષ નથી લગાડયા

## —:સમક્તિ મૂળ બાર વ્રત:—

૧ અઢાર દોષ રહિત દેવને માનતા હતા ૨. પંચ મહાવ્રત ધારી ગુરુ ૩. તીર્થંકર કથીત અહિંસા લક્ષણ ધર્મ—આ ત્રણે તત્ત્વોમાથી ચલાયમાન નહિ થનાર ૧ રોજે ત્રીકાળ જીન પૂજા કરતા ૨ અષ્ટમી ચતુર્દશીએ પૌષધોપવાસ કરતા, ૩ પારણાના દિવસે દૃષ્ટિએ પડેલા સેંકડો માણસોને યથાયોગ્ય આજીવિકા આપી સંતોષતા, ૪ સાથે પૌષધ કરનારને પોતાને ઘેર પારણા કરાવતા, ૫ ધનહીન દરેક સાધર્મીને હજાર હજાર સોના મહોર આપતા, ૬. એક વર્ષમા એક ક્રોડ સોના-મહોરોનું સાધર્મી ભાઇઓને દાન આપતા, આ રીતે ચૌદ વર્ષમા ચૌદ કરોડ સોના મહોરોનુ સાધર્મીઓને દાન આપ્યું.

૭ અઠાણુ લાખ દ્રવ્ય ઉચિત દાન આપ્યું. ૮. બોતેર લાખ દ્રવ્ય આપી કરજદારોના લખત ફડાવ્યા. ૯, એકવીશ જ્ઞાન ભંડાર કરાવ્યા. ૧૦. નિત્ય ત્રિભુવનપાળ વિહારમાં સ્નાત્ર મહોત્સવ કરતા, ૧૧ રોજે શ્રી હેમચન્દ્રાચાર્યને દ્વાદશાવર્ત વંદન કરતા, પછી સર્વ સાધુઓને વંદન કરતા, ૧૨. પ્રથમ પૌષધ લેનાર શ્રાવકને વંદન તથા સન્માન કરતા, ૧૩. અઢાર દેશમા અમારી પડહ વગડાવ્યો. ૧૪. ન્યાયની ઘંટા વગડાવી ૧૫ બીજા ચૌદ દેશોમાં ધનના બળે તથા મિત્રાઇ આદિના બળે જીવ રક્ષા કરાવી ૧૬. ૪૪૪ નવા જિનમંદિર કરાવ્યા. ૧૭ સોળસો જીર્ણોદ્ધાર કરાવ્યા ૧૮ સાત તીર્થ યાત્રા કરી. પ્રથમવ્રત –મારી શબ્દ બોલાય તો પણ ઉપવાસ કરતા, લશ્કરમાં ઘોડા હાથીઓ ને શસ્ત્રોને પુંજણીઓ બાધી રાખતા, પશુઓને પણ ગળેલ પાણીજ પીવાય તેની વ્યવસ્થા કુવા, વાવ, તળાવ વિ. જગ્યાએ કરાવતા, કોઇ માણસે જુ મારી હતી તેની પાસે દંડમાં યુકાવિહાર દેરાસર બંધાવ્યું. પૌષધમા પોતાના પગે મંકોડો વળગેલ ત્યારે મંકોડા સહિત પગની ચામડી કાપીને બાજુમા મૂકી દીધી. સોગઠાની રમતમાં પોતાના બનેવી "મર" શબ્દ બોલેલ તેની ખાતર ઉગ્ર લડાઇ કરી તેની જીભ ખેંચવા જેવી નિશાની કરી છોડયો

બીજું વ્રત –ભૂલથી જુંઠું બોલાયતો આબીલ તપ,

ત્રીજુ વ્રત –મૃત્યુ પામેલાનુ દ્રવ્ય લેતા નહિ.

ચતુર્થ વ્રત –ધર્મ પામ્યા પછી પરણવાનો નિયમ લીધો ચોમાસામાં મન વચન–કાયાથી બ્રહ્મચર્ય પાળતા. ૧ મનથી ભાંગે તો ૧ ઉપવાસ, વચનથી ભાગે તો ૧ આબીલ કાયાથી ભાગે તો ૧ એકાસણુ. પરસ્ત્રી સહોદર બિરૂદ્ધ ધરાવતા હતાં. ભોપાલ દેવી રાણી આદિ આઠે રાણીના મૃત્યુ બાદ પ્રધાનોએ ઘણું

કહેલ છતા પરણુવાના નિયમનો ભગ ન કરેલ, આરતી વિ૦ સાથે રાખતા, ભોપાલદેવી રાણીની સોનાની મૂર્તિ બનાવી રાખતા, શ્રીગુરૂ મહારાજે વાસક્ષેપ પૂર્વક તેમને રાજઋષીનું બીરૂદ આપેલ

પાચમું વ્રત.-છ ક્રોડ સુવર્ણ, આઠ ક્રોડ રૂપા મહોર, ૧ હજાર તોલા મોટી કિંમતના મણીરત્નો, ૩૨ હજાર મણ તેલ, ૩ લાખ મણ ચાવલ, પાચ લાખ મુડા જવાર, ૫ લાખ મુડા મગ પાચ લાખ મુડા બીજા પ્રત્યેક અનાજે એક અનાજ પાંચ લાખ મુડા જાણવુ, એ રીતે દરેકના પાચ પાચ લાખ મુડા જાણવા, ઘર, હાટ, વહાણુ, સભા, ગાડી, પાલખી, હસ્તી પ્રત્યેક ૧૧૦૦, રથ ૫૦ હજાર, ઘોડા ૧૧ લાખ, સુભટો અઢાર લાખ

છટ્ઠું વ્રત-વર્ષાકાળમાં પાટણના સીમાડા બહાર ગમન નહિ કરવાનો નિયમ

સાતમું વ્રત-મહા વિગઈ બાવીશ અભક્ષ્ય, અનંતકાયનો નિયમ હતો, ઘેબર વાપરવાનો નિયમ હતો, ચૌમાસામા વિગઈમાં એકજ ઘીની છૂટ હતી, નિત્ય એકાસણા દેવ આગળ ધર્યા વિનાનુ નૈવેદ્ય ફળ ફૂલ વસ્ત્ર વાપરતા નહિ. ચોમાસામાં લીલોતરી ત્યાગ હતી, સચિત્તમાં ફક્ત એક જ પાન બીડું તે પણ દિવસમા આઠ, વર્ષાકાળમા બધ

આઠમું વ્રત -સાતે વ્યસનોને દેશ નિકાલ કરાવ્યો

નવમું વ્રત-રોજ બને વખત સામાયિક, યોગશાસ્ત્રના ચાર પ્રકાશ તથા વિતરાગ સ્તોત્રના વીશ પ્રકાશનો સ્વાધ્યાય કરતા, અને સામાયિકમા કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચદ્રાચાર્ય સિવાય. બીજાની પાસે બોલતા નહિ.

દશમું વ્રત-ચાતુર્માસ રણ સંગ્રામ ન કરવો, આવો નિયમ હતો, આ તક મેળવી ગીજનીનો બાદશાહ ચડી આવ્યો, પણ નિયમ ન છોડયો,

અગીયારમુ વ્રત -પર્વતીર્થએ પૌષધોપવાસ, રાત્રિએ કાઉસ્સગ્ગ ધ્યાને રહેતા

બારમું વ્રત -પૌષધના પારણે સાધર્મીઓને જમાડતા શ્રાવકોનો ૭૨ લાખ દ્રવ્યનો કર છોડી દીધો.

## કુમારપાળના રાજ્યમાં કુબેરદત્ત શ્રાવકની રિદ્ધિ

કુબેરદત્ત જૈન સાર્થવાહ પાટણનો રહેવાસી વ્યાપારાર્થે વ્હાણમા દરિયાઈમાર્ગે ગયેલ છે, તેના મરણના કૃત્રિમ સમાચાર સાભળતા કુબેરદત્તની માતા ભયંકર રૂદન કરવા લાગી કારણ કે કુબેરદત્તને પુત્ર નથી અને અપુત્રીયાનુ ધન રાજા લઇ લેશે આવા ભયથી રૂદન કરતા કુબેરદત્તની માતાને આશ્વાસન આપવા કુમારપાળ પોતે કુબેરદત્તના ઘેર જાય છે, અને તેના ઘરમાં પેસતાજ મણીઓની ભીત અને રત્નોનુ તળીયું છે, અને જેમા ચન્દ્રકાન્ત મણી યુક્ત શ્રી નેમીનાથ પ્રભુની મૂર્તિ છે, આવા તેના ઘર જિનાલયમા કુમારપાળ દર્શન કરવા ગયા અને જીનમૂર્તિ અને જીનભુવન જોઈ આશ્ચર્યમય બની ગયા. તે જ દેરાસરની અંદરની એક દિવાલ ઉપર કુબેરદત્તના પરિગ્રહ પરિમાણ વ્રતની નોધ લખેલ આ પ્રમાણે કુમારપાળે વાચી,

| | | |
|---|---|---|
| ૧૦૦૦ હાથી | ૮૦૦૦૦ ગોકુળ | છ ક્રોડ સોનૈયા, |
| ૫૦૦૦ અશ્વ | ૫૦૦ વહાણ | ૫૦૦ ઘર |
| ૧૦૦૦ તોલા સોનું | ૫૦૦ હળ | ૫૦૦ હાટ |
| ૨૦૦૦ અનાજ કોઠાર | ૫૦૦ ગાડાં | ૮૦૦ ક્રોડ રૂપૈયા |

આ પ્રમાણે કુબેરદત્તની ઋદ્ધિ જોઇને કુમારપાળ ખૂબ સંતોષ પામીને કુબેરદત્તની માતા પાસે જઇ પગે લાગે છે. કે માતા. તારા વૈભવથી મારૂં રાજ્ય ઉજ્જવળ છે તમે જરાપણ ચિંતા ન કરશો તમારૂ ધન જરાપણ કોઇનાથી નહિ લેવાય, તમારે જે અગવડ હોય તે મને જણાવો અને તમારા વ્હાલા પુત્રની તપાસ હું કરાવું છું તેના મરણના યથાર્થ સમાચાર નથી. માટે ચિંતા ન કરશો, છેવટે કુબેરદત્ત પણ ઘેર આવે છે. આવો બનાવ જોઈ કુમારપાળે પોતાના રાજ્યમા પ્રતિવર્ષે આવતુ ૭૨ ક્રોડ રૂદતિ દ્રવ્ય છોડી દીધું. શ્રી કુમારપાળ પ્રતિ દિવસે ૧૮૦૦ સાધર્મીઓને ધર્મોપ્રકરણ આપતા હતા

## –:ભગવાન નુ વર્ષીદાન:–

૧ તીર્થંકર ભગવંતો દિક્ષાવસરે દિક્ષા લીધા પહેલા એક વર્ષ સુધી રોજે સવારમા પ્રાત કાલથી આરંભી ભોજન વેળા સુધીમા ૧ ક્રોડ આઠ લાખ સોનૈયાનુ દાન આપે છે એક વર્ષ પર્યંત ત્રણુસો ક્રોડ અઠ્ઠાસી ક્રોડ ને એંશી લાખ સોનૈયા દાનમાં આપે છે. એક સોનૈયાનુ વજન એંસી રતી પ્રમાણુ અને એક ક્રોડ આઠ લાખ સોનૈયાનુ પ્રમાણુ નવ હજાર મણુ થાય અને તે વખતના ગાડા ક્રોડ આઠ લાખ સોનૈયાના, સવાબસો થાય છે અને એક વર્ષના સોનૈયાનુ ત્રણુસો ક્રોડ અઠ્ઠાસી ક્રોડ એંસી લાખનું વજન બત્રીશ લાખ ચાલીસ હજાર મણુ થાય. તેના ગાડાં એકાશી હજાર થાય દરેક સોનૈયા પ્રભુના પિતાની મુદ્રાવાળા હોય છે

## –:વર્ષીદાનમાં છ પ્રકારના અતિશય

૧ સૌધર્મેન્દ્ર દાન આપવામાટે સોનૈયા ભંડારમાથી કાઢી આપે છે.
૨ ઇશાનેન્દ્ર રત્નજડીત લાકડી લઇને પ્રભુ પાસે ઉભા રહે છે.

અને વિઘ્ન કરવા આવનાર અસુરો (દેવો) ને હાકી કાઢે છે.

૩. ચમરેન્દ્ર—દાન લેનારના ભાગ્ય કરતા પ્રભુના હાથમા વધારે આવે તો પાછા કઢાવે છે.

૪. બલિન્દ્ર—લેનારના ભાગ્ય કરતાં પ્રભુના હાથમાં ઓછા સોનૈયા આવે તો તે પૂર્ણ કરે છે.

૫ ભુવનપતિ દાન લેવા માટે ભરત ક્ષેત્રના માનવીઓને તેડી લાવે છે.

૬. વ્યંતર દેવો દાન લેવા આવનારાઓને તેમના સ્થાને પહોચાડે છે

## શ્રી સિદ્ધાચળની સન્મુખ ઉભા રહી આ આલોયણા કરવી

મહારે જીવે મનુષ્ય ભવમા બહિરાત્મ રૂપે વર્તીને કર્મ બાધ્યા હોય, રાત્રિભોજન કરીને કર્મ બાધ્યાં હોય ૩૨ અનંતકાય ભક્ષણ કરીને કર્મ બાધ્યા હોય, બાવીસ અભક્ષ્ય ભક્ષણ કરીને કર્મ બાધ્યા હોય આ ભવમાહિ પરભવમાહિ અનતા ભવ માહિ તે સવિ હું મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્ વાસી ખાઇને કર્મ બાંધ્યા હોય કોઈને ત્રાસ પમાડીને કોઇના જીવને ભય પમાડીને, કર્મ બાધ્યા હોય તે સવિ હું મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્, કોઇના જીવને ધ્રાસ્કો પાડીને કર્મ બાધ્યા હોય, કપટ કરીને કર્મ બાધ્યા હોય માંહો માહી ખેદ કરીને કર્મ બાંધ્યા હોય, પારકા અવગુણ બોલીને કર્મ બાધ્યા હોય, સ્વપ્રશસા કરીને કર્મ બાંધ્યા હોય, તે સવિ મન વચન કાયાયે કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્ ચપલતા કરીને, કૂડકપટ કરીને, કોઇને માઠા વચન કહીને આર્ત ધ્યાને કરીને રૌદ્ર ધ્યાને કરીને મહારે જીવે આ ભવને

વિષે પરભવને વિષે કર્મ બાંધ્યા હોય તે સવિ હુ મન–વચન –કાયાયે કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્ કુતુહલ જોવા કરીને કર્મ બાધ્યા હોય–નાટક જોવા કરીને કર્મ બાધ્યા હોય, કોઇની ચોરી કરીને કર્મ બાધ્યા હોય પચ્ચકખાણુ ભાંગીને કર્મ બાધ્યા હોય આ ભવમાંહિ પરભવ માહિ તે સવિ હુ અરિહંતની શાખે, સિદ્ધની શાખે, સિદ્ધગિરીની શાખે આત્માની શાખે ગુરુની શાખે, મન–વચન–કાયાએ કરી પાપનો ત્યાગ કરૂ છુ સતી બલતી કરીને, છિદ્ર કદાગ્રહ કોઇમાં ઘલાવીને, અનર્થ દડ કરીને, હોળીની લડાઇ પ્રમુખ જોવે કરીને, આ ભવમાહિ પરભવ માહિ અનતા ભવમાહિ જે કોઇ કર્મ બાધ્યા હોય તે સવિ હું મન-વચન-કાયા એ કરી તસ્મ મિચ્છામિ દુક્કડમ્ હિંડતા ચાલતા, બેસતા, ઉઠતા, બોલતા, ખાતાપીતા, કોઇ જીવને દુઃખ ઉપજાવ્યું હોય તે સર્વે જીવને ખમાવુ છુ સર્વે જીવ મારો અપરાધ ખમજો, આ ભવ પરભવ માહિ કોઈ જીવને હણ્યા હોય, હણાવ્યા હોય હણતાં પ્રત્યે અનુમોદ્યા હોય તે સવિ હું મન–વચન–કાયા એ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્ હવે અઢાર પાપ સ્થાનક આલોવે છે, ૧ પ્રાણાતિપાત કરીને કર્મ બાધ્યાં હોય, ૨ મૃષાવાદ બોલીને કર્મ બાધ્યા હોય, ૩ અદત્તાદાન લઇને કર્મ બાધ્યા હોય, ૪ મૈથુન સેવીને કર્મ બાધ્યા હોય ૫ પરિગ્રહ રાખીને કર્મ બાધ્યા હોય, ૬ ક્રોધે કરીને કર્મ બાધ્યા હોય ૭ માને કરીને કર્મ બાધ્યા હોય, ૮ માયા એ કરીને કર્મ બાધ્યા હોય, ૯ લોભે કરીને કર્મ બાધ્યા હોય, ૧૦ રાગે કરીને કર્મ બાધ્યા હોય, ૧૧ દ્વેષે કરીને કર્મ બાધ્યાં હોય, ૧૨ કલહે કરીને કર્મ બાધ્યા હોય, ૧૩ અભ્યાખ્યાને કરીને કર્મ બાધ્યા હોય, ૧૪ પૈશુન્યપણુ કરીને કર્મ બાધ્યાં હોય, ૧૫ રતિ અરતિ કરીને કર્મ બાધ્યું હોય, ૧૬ પરપરિ-વાદ કરીને કર્મ બાધ્યા હોય, ૧૭ માયા મૃષાવાદ કરીને કર્મ

બાંધ્યા હોય, ૧૮ મિથ્યાત્વ શલ્ય કરીને કર્મ બાંધ્યા હોય, એ અઢાર સ્થાનકે કરીને આ ભવ-પરભવ અને અનંતા ભવને વિષે જે કર્મ બાંધ્યા હોય તે સવિ હું મન-વચન-કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્ અને અરિહંતની શાખે, સિદ્ધની શાખે, કેવલીની શાખે, ગુરુની શાખે, દેવની શાખે, પોતાના આત્માની શાખે, સિદ્ધગિરિની શાખે. સીમંધર સ્વામીની શાખે, સર્વ પાપ પ્રતિ નિંદું છુ. સર્વ પાપ મુજને નિષ્ફલ થાઓ તસ્સ મિચ્છામિ દુક્કડમ્ ચાર કષાય કરીને કર્મ બાંધ્યાં હોય, પાંચ આશ્રવ સેવીને કર્મ બાંધ્યા હોય, પારકા છિદ્ર જોવે કરીને કર્મ બાંધ્યાં હોય, છ કાયની વિરાધના કરીને કર્મ બાંધ્યા હોય, સાત વ્યસન સેવીને કર્મ બાંધ્યા હોય, આઠ દોષે કરીને કર્મ બાંધ્યા હોય, વિશ્વાસઘાત કરીને કર્મ બાંધ્યા હોય, આ ભવ પરભવ માહિં અનંતા ભવમાહિં જે કાંઈ કર્મ બાંધ્યા હોય, તે સવિ હું અરિહંતની શાખે, પોતાના આત્માની શાખે, ગુરુની શાખે, કેવલીની શાખે, સિદ્ધગિરિની શાખે, સિમંધર સ્વામીની શાખે, દેવતાની શાખે, મન-વચન-કાયા એ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્ સર્વ પાપ પ્રતિ ત્યાગ કરૂ છુ નવ પ્રકારના નિઆણા કરીને કર્મ બાંધ્યા હોય, દશ જિનનો અવિનય કરીને કર્મ બાંધ્યા હોય, ચૌદ રાજલોકમા ભમીને કર્મ બાંધ્યા હોય, પન્નર કર્માદાન કરીને કર્મ બાંધ્યા હોય, તે સવિ હું મન-વચન-કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્ સોલ કષાય કરીને કર્મ બાંધ્યાં હોય, સત્તર ભેદે અસંયમ સેવીને કર્મ બાંધ્યાં હોય, અઢાર ભેદે પાપસ્થાનક સેવીને કર્મ બાંધ્યા હોય, પાંચ-ઇન્દ્રિયોના ત્રેવીશ વિષયો સેવીને કર્મ બાંધ્યાં હોય, પચ્ચીશ ક્રિયા કરીને કર્મ બાંધ્યા હોય, આ ભવ-પરભવ-અનંતા ભવ માહિં તે સવિ હું મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ બાર અવ્રતે કરીને કર્મ બાંધ્યા હોય, પચ્ચીશ કષાયે

કરીને કર્મ બાધ્યા હોય, પંદર જોગે કરીને કર્મ બાધ્યાં હોય, ત્રીશ પ્રકારે મોહનીના સ્થાનક સેવીને આ ભવ-પરભવ અનંતા ભવમાહિ મોહની એ કરીને કર્મ બાધ્યા હોય, તે સવિ હું મન-વચન-કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્ ચારિત્રની વિરાધના કરી હોય, ચારિત્ર લઇને શુદ્ધ પાળ્યુ ન હોય, વ્રત લઇને ભાગ્યું હોય, પચ્ચકખાણ ખંડ્યું હોય, અસૂત્રની પ્રરૂપણા કરી હોય, આ ભવ-પરભવ-અનતા ભવમાહિ ઉત્સૂત્રની પ્રરૂપણા-કરીને કર્મ બાધ્યાં હોય તે સવિ હું મન-વચન-કાયાએ કરીને તસ્સ મિચ્છામિ દુક્કડમ્ પાપનો ઉપદેશ દઇને કર્મ બાંધ્યા હોય, ખોટો માર્ગ પ્રકાશીને કર્મ બાધ્યા હોય, પ્રભુની આણા ભાગી હોય આ ભવ-પરભવ-અનતા ભવ માહિ પ્રભુની આણા ભાગી હોય તે સવિ હું મન-વચન-કાયાએ કરી મિચ્છામિ દુક્કડમ કોઇને અછતાં આળ દીધા હોય, કોઇની નિંદા કીધી હોય, પ્રમાદ કરીને કર્મ બાધ્યા હોય, તે સવિ હું મન-વચન-કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્ જ્ઞાનની વિરાધના કરી હોય, દર્શનની વિરાધના કરી હોય, આ ભવ-પરભવ-અનંતા ભવ માહિ ૧ જ્ઞાન ૨ દર્શન ૩. ચારિત્ર એ ત્રણ રત્નની વિરાધના કરી હોય તે સવિ હું મન-વચન-કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્ દાનાંતરાય લાભાતરાય ભોગાતરાય ઉપભોગાતરાય, વિર્યાંતરાય એ પાંચપ્રકારના અતરાય કરીને કર્મ બાધ્યાં હોય, આ ભવ-પરભવ-અનંતા ભવ માહિ કોઇને ધર્મ કરતા અંતરાય કીધો હોય તે સવિ હુ મન-વચન-કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્ કોઈ ભવમા ચારિત્ર લઇને પાચ સમિતિ ત્રણ ગુપ્તિની વિરાધના કીધી હોય, અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા દેશવિરતિ સર્વવિરતી તેહની આશાતના કીધી હોય, આ ભવ-પરભવ-અનંતા ભવ માહિ તે

સવિ હું મન–વચન–કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્ શંત્રુજ્ય, ગિરનાર, આબુ, અષ્ટાપદ, સમેતશિખર ઇત્યાદિક કોઇ તીર્થની આશાતના કીધી હોય, નિંદા કીધી હોય, આ ભવ–પરભવ અનંતા ભવ માંહિ કોઇ તીર્થની આશાતના કીધી હોય, તે સવિ હું મન–વચન કાયાએ કરી અરિહંતની શાખે, સિદ્ધની શાખે, પોતાના આત્માની શાખે, ગુરુની શાખે, સર્વ પાપ પ્રતિનિંદુ છું, કાંઈ અજાણપણે, મૂર્ખપણે તીર્થની આશાતના કીધી હોય તે સવિ હું મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્, સર્વ પાપ મુજને નિષ્ફળ થાઓ, જંગમ તીર્થની આશાતના કરીને કર્મ બાંધ્યા હોય, સ્થાવર તીર્થની આશાતના કરીને કર્મ બાંધ્યા હોય, અવર્ણવાદ બોલીને કર્મ બાંધ્યા હોય, નિંદા કરીને કર્મ બાંધ્યા હોય, હાસી કરીને કર્મ બાંધ્યા હોય, તે સવિ હું મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છમિ દુક્કડમ્ ૧. મતિ જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યા હોય, ૨ શ્રુત જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યા હોય, ૩ અવધિ જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યા હોય, ૪ મન પર્યવ જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યા હોય, ૫. કેવળ જ્ઞાના·વરણીય કર્મ બાંધ્યાં હોય, આ ભવ–પરભવ–અનંતા ભવ માહિ જ્ઞાનની વિરાધના કરીને આશાતના કરીને જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યા હોય, તે સવિ હું મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્ હવે જ્ઞાનાવરણીય કર્મ કેમ બંધાય તે સાત બોલ કહે છે ૧. સિદ્ધાત શાસ્ત્ર વેચે, ૨ કુદેવની પ્રશંસા કરે, ૩. જ્ઞાનને વિષે સંદેહ આણે, ૪. કુશાત્ર અને કુમતિની પ્રશંસા કરે ૫. શાસ્ત્ર સિદ્ધાંતના મુલગા અર્થ ભાગે, ૬. પારકા દોષ પ્રકાશે, ૭. મિથ્યાત્વ ઉપદેશે એ સાત બોલે જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યા હોય, આ ભવ–પરભવ–અનંતા ભવ માહિ તે સવિ હું મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્ ૧. કાલ વેલાએ જ્ઞાન ભણીને જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યા હોય, ૨ વિનય

કર્યા વિના જ્ઞાન ભણીને કર્મ બાંધ્યા હોય, ૩. બહુમાન વિના જ્ઞાન ભણીને કર્મ બાંધ્યા હોય, ૪ ઉપધાન વહયા વિના જ્ઞાન ભણીને કર્મ બાંધ્યા હોય, ૫. આપણા ગુરૂને ઓલવીને કર્મ બાંધ્યાં હોય, ૬ સૂત્ર ખોટાં કહીને કર્મ બાંધ્યા હોય, ૭ અર્થ ખોટો કહીને કર્મ બાંધ્યા હોય, ૮ સૂત્ર અને અર્થ બંને ખોટાં કહીને કર્મ બાંધ્યા હોય, એ આઠ અતિચારે કરીને જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યાં હોય આ ભવ–પરભવ–અનંતા ભવ માંહિ તે સવિ હું મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં

હવે દર્શનાવરણીય કર્મ કહે છે. તેની નવ પ્રકૃતિ દશ બોલે બંધાય તે દશ બોલ કહે છે. ૧. કુતીર્થની સ્તુતી કરીને ૨ કુદેવની પ્રશંસા કરીને, ૩. હિંસા કરીને, ૪. ચારિત્ર થકી હીન એવા ગુરૂની પ્રશંસા કરીને ૫ કુશાત્રની પ્રશંશા કરીને ૬ મિથ્યાત્વ ઉપર ભાવ ધરીને ૭ અતિદુઃખ અને અતિ શોક ધરીને ૮ સમ્યક્ત્વને દૂષણ લગાવીને, ૯ વ્રતને ન પાળીને દર્શનાવરણીય કર્મ બાંધ્યા હોય, ૧૦ મિથ્યાત્વ ઉપજાવી અન્યાય માર્ગે બોલીને દર્શના૦ કર્મ બાંધ્યા હોય એ દશ પ્રકારે આ ભવ–પરભવ–અનતાભવ માંહી દર્શનાવરણીય કર્મ બાંધ્યા હોય તે સવિ હું મન–વચન–કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્

હવે વેદનીય કર્મની બીજી પ્રકૃતિ અશાતા વેદનીય પંદર ભેદે–બાંધે તે પંદર ભેદ કહે છે-૧ મનુષ્યને મારીને ૨ દુઃખ-શોક ધરીને ૩ જીવને બંધન બાંધીને, ૪ છેદન કરીને ૫ ભેદન કરીને ૬ શાઠી કરીને ૭ પરને-પીડા કરીને ૮ જીવને ત્રાસવે કરીને, ૯ આક્રંદ કરીને, ૧૦ પરદ્રોહ કરીને, ૧૧ થાપણ મોસો કરીને, ૧૨ વિશ્વસ સુદ્ધ કરીને ૧૩ પર પ્રાણીને દમવે કરીને ૧૪ ક્રોધ ઉપજાવીને, ૧૫ પારકી નિંદા કરીને એ પંદર ભેદે અશાતા વેદનીયકર્મ બાંધ્યા હોય આ ભવ–પરભવ–અનંત ભવ

માંહિ તે સવિ હું મન-વચન-કાયાએ કરી તસ્સ મિચ્છામી દુક્કડમ્.

હવે છ બોલે કરીને દર્શન મોહનીયકર્મ બાંધે તે કહે છે. ૧ કેવલજ્ઞાનની નિંદા કરીને, ૨ સિદ્ધાંતના વચનની નિંદા કરીને, ૩ ગુરુ નિંદા કરીને, ૪ સંઘ અને જિનમાર્ગની નિંદા કરીને, ૫ અરિહંતની નિંદા કરીને, કુમાર્ગ પ્રકાશી કર્મ બાંધ્યાં હોય એમ છ બોલ કરીને દર્શન મોહનીય કર્મ બાંધ્યુ હોય તે સવિ હું મન-વચન-કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્.

હવે ચારિત્ર મોહનીય બે બોલે બાંધે છે કહે છે-૧ તીવ્ર કષાયના ઉદયે કરીને ૨ હાસ્યાદિકે કરીને જીવ મોહનીયકર્મ બાંધે જે કર્મે જીવ સંસાર માહી ખૂતો રહે, અનેક દુઃખ સહે એ મોહનીયકર્મની ઉત્કૃષ્ટિ સ્થિતી સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણુ સંસાર માહી રોલવે, એ મોહનીયકર્મ મદિરાપાન સરીખું છે. જેમ મદિરા પાન કર્યા પછી જીવ બેભાન થાય છે તેમ.

હવે આયુષ્યકર્મની ત્રીજી પ્રકૃતિ તિર્યંચનું આયુષ વીશ બોલે બાંધે તે વીશ બોલ કહે છે ૧ શિયલરહિત, ૨ પરને વંચે, ૩ ખોટું બોલી મિથ્યાત્વ પોષે, ૪ કુકર્મ ઉપદેશે ૫ તોલમાપ ખોટા કરે, ૬ માયા કરે ૭ વચન ખોટા બોલે ૮ કુડી શાખ ભરે ૯ ખરો ને ખોટો ગંધ મેળવે ૧૦ કપુર કસ્તુરીમા ભેળ કરે, ૧૧ કેસર માહી ભેળ કરે ૧૨ રૂપા સોના માંહો ભેળ કરે, ૧૩ અણહુતી જુઠી આળ ચડાવે, ૧૪ ચોરી કરે ખાતર પાડે ૧૫ હીંગ માહી ભેળ કરે, ૧૬ વઢવાડ કરે, ૧૭ ઘી તેલ ભેળ સંભેળ કરે, ૧૮ કાપોત લેશ્યા કરે ૧૯ નિલલેશ્યા કરે, ૨૦ આર્તધ્યાન કરે એ વીશ બોલે કરી જીવ તિર્યંચનુ આયુષ બાંધે આ ભવ-પરભવ અને અનંતા-ભવ માહિ એ વીશે બોલે કરી કર્મ બાંધ્યા હોય તે સવિ હું મન-વચન-કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્.

હવે આયુષ કર્મની ચોથી પ્રકૃતિ નરકનુ આઉખું વીશે બોલે બાંધે તે કહે છે -૧ મદ મચ્છર ઘણો કરે, ૨. લોભ ઘણો કરે ૩ અહંકાર ઘણો કરે, ૪ મિથ્યાત્વે રાચે, ૫ જીવને મારે, ૬ અસત્ય બોલે, ૭ અતિકાયર થાય, વ્રત-પચ્ચક્ખાણ ન કરે, ૮ ભેદ કુભેદ ન જાણે, ૯ ચોરી કરે ૧૦ નિત્ય વિષય સેવે, ૧૧ સંઘની નિંદા ૧૨ ગુરૂની નિંદા કરે, ૧૩ જીવ-હિંસા કરે, ૧૪ જિનપૂજારહિત, ૧૫ શીલરહિત, ૧૬ મદીરા પાન કરે ૧૭ રાત્રિભોજન કરે, ૧૮ મહા આરંભ કરે, ૧૯ રોદ્રધ્યાન ધ્યાવે, ૨૦ કૃષ્ણલેશ્યાએ કરે એ વીશે બોલે કરીને જીવ નરકે જાય એવીસ બોલે જે કર્મ બાંધ્યાં હોય તે સવિ હું મન-વચન-કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્

હવે જીવ પાપ નામ કર્મ આઠ બોલે કરી બાંધે તે આઠ બોલ કહે છે, ૧ મહા મિથ્યાત્વી ૨ અધર્મી ૩ દાન ન દે-પરને દેતા વારે ૪ જિનમંદિર પડાવે ૫ કઠોર ભાષા બોલે ૬ આરંભ કરે ૭ પરનિંદા કરે ૮ પરદ્રોહ કરે, એ આઠે બોલે કરીને આ ભવ પરભવ અને અનંતા ભવમાહિ કર્મ બાંધ્યા હોય તે સવિ હું મન-વચન કાયાએ કરી તસ્સ મિચ્છામી દુક્કડમ્

હવે નીચ ગોત્ર પાંચ બોલ કહે છે -

૧ પારકા ગુણ ઢાંકે, ૨ પારકા અવગુણ કહે ૩ ચાડી કરે ૪ અણસાભળી વાત ચલાવે ૫ અણદીઠાને દીઠું કહે એ પાંચે બોલે કરી જીવ નીચ ગોત્ર બાંધે, એ પાંચે બોલે કરી કર્મ બાંધ્યા હોય તે આ ભવ-પરભવ અને અનંતા ભવમાહી તે સવિ હું મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્

હવે જીવ અંતરાયકર્મ અઢાર બોલે બાંધે તે અઢાર બોલ કહે છે .-૧ કરૂણાહીન ૨ દાન ન દે, ૩ અસમર્થ જીવ ઉપર કોપે.

૪ ગુરુને અનુસરે નહિ ૫ તપસી ન વાદે ૬ જિન પૂજા નિષેધે ૭ જિન વચન ઉત્થાપે, ૮ જિન ધર્મમા વિઘ્ન કરે, ૯ સૂત્ર ભણતાં અ તરાય કરે, ૧૦ ભલા પદ ભણતાં અંતરાય કરે, ૧૧ રૂડે માર્ગે ચાલતા અંતરાય કરે ૧૨ પરમાર્થ કહેતા હાસી કરે ૧૩ વિપરીત પ્રકાશે. ૧૪ અસત્ય બોલે, ૧૫ અદત્ત લે ૧૬ માઠા કર્મ પ્રકાશે ૧૭ સિદ્ધાતની અવહેલણા કરે ૧૮ સિદ્ધાત શાસ્ત્રને સાચવે નહિ એ અઢાર બોલે કરીને જીવ અ તરાય કર્મ બાંધે એ અઢાર બોલે કરીને જીવે અંતરાય કર્મ બાધ્યા હોય તે સવિ હું મન–વચન–કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્.

શ્રી વિતરાગાય નમઃ–સંસારમા અનંતા પરિભ્રમણ વડે વિવિધ જાતિમા પૃથ્વી કાયાદિક જીવો જે મરી ગયા હોય તેમને ખામુ છું મહારે જીવે ચોરાશી લાખ જીવાયોનિના ભવ પામીને સ સાર ચક્રમા ભમીને; ચોવીશ દ ડકે ફરીને, ચાર ગતિમાં રઝળીને, ચાર ગતિનાં આયુષ પામીને, પાચસો ત્રેસઠ જીવના ભેદ પામીને, મહારે જીવે રાગે કરીને, દ્વેષે કરીને ક્રોધે કરીને, માને કરીને, માયા એ કરીને, લોભે કરીને, અજ્ઞાને કરીને મિથ્યાત્વે કરીને, અવિરતે કરીને, મોહે કરીને, મત્સરે કરીને, કષાયે–કરીને, પ્રમાદે કરીને, નિદ્રાએ કરીને, આળસે કરીને ભયે કરીને ભયે કરીને, શોકે કરીને, દુર્ગચ્છાએ કરીને, કલેશે કરીને, અભ્યાખ્યાને કરીને, હાસી કરીને, રતિ–અરતિ કરીને, ફરસેં-દ્રિએ કરીને, આહાર સંજ્ઞાએ કરીને, રસેંદ્રિએ કરીને, ઘ્રાણેંદ્રિએ ભયસંજ્ઞાએ કરીને, મૈથુન સંજ્ઞાએ કરીને, પરિગ્રહ સંજ્ઞાએ કરીને દેશ કથા, રાજકથા, રાજકથા, સ્ત્રી કથા ભોજન કથા કરીને માયા શલ્ય કરીને, ઋદ્ધિગારવ, રસ ગારવ, શાતા ગારવ કરીને કૃષ્ણ લેશ્યા નીલલેશ્યા, કાપોત લેશ્યા, તેજો લેશ્યાએ કરીને, અસિ–મસિ–કૃષિ કરીને, કામે કરીને, આશાએ કરીને, તૃષ્ણાએ

કરીને, ફરતાં–ચરતાએ ત્રણે વાહન ઉપર બેસવે કરીને, ભાર ભરવે કરીને, જીવને વિરાધના થઈ હોય તે સવિહું મન–વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ

ઘાણી પિલાવવે કરીને, ક્ષેત્ર ખેડવે કરીને, વાડી આરામે કરીને; ત્રીશ મોહનીય સ્થાનક સેવીને, સમ્યકત્વ મોહની, મિશ્ર મોહની, મિથ્યાત્વ મોહની કરીને કામરાગ, સ્નેહરાગ, દૃષ્ટિ–રાગે કરીને, સ્ત્રી વેદ, પુરુષ વેદ, નપુંસક વેદ વડે કરીને, રસના એ કરીને, શાતાએ કરીને, રમાએ કરીને, મન–વચન–કાયાએ કરીને, કુદેવ-કુગુરુ કુધર્મની પ્રસંશા–શ્રદ્ધા કરીને, હીણાની સંગતે કરીને, આહારે કરીને, નિહારે કરીને, ભોગે, રોગે, સુખે, દુખે, સંપદાએ, સંજોગે, વિયોગે ઈષ્ટે, અનિષ્ટે, આર્તધ્યાને, રૌદ્રધ્યાને, સંકલ્પે, સ્વાર્થે, વગર સ્વાર્થે, અસંતોષ પણે, પરને વિઘ્ન, ઉદ્વેગ, ચાર કષાય કરીને, પાચ આશ્રવ, સાત વ્યસન સેવીને, છ કાયની વિરાધના કરીને, આઠ દોષે કરીને, નવ પ્રકારની વાડ ભાગવે કરીને, દશ જણનો અવિનય કરીને, તેર કાઠીઆ એ કરીને, ચૌદરાજમા ભમીને, પંદર કર્માદાન કરીને, સોલ કષાયે કરીને, સત્તર ભેદે અસંયમ સેવીને મારે જીવે આ ભવ પરભવ સંયમની વિરાધના કરી હોય તે સવિ હું મન–વચન કાયા એ કરી અરિહંતની શાખે, સિધ્ધની શાખે, સાધુની શાખે દેવતાની શાખે, ગુરૂની શાખે, પોતાના આત્માની શાખે, તે સર્વ પાપ પ્રતિનિંદુછું તસ્સ મિચ્છામિદુક્કડમ્ કહેતા તે પાપ મુજને નિષ્ફળ થાઓ.

અઢાર પાપ સ્થાનક સેવીને આભવ પરભવને વિષે મહા કર્મ બાધ્યા હોય તે અઢાર પાપસ્થાનકના નામ કહે છે. ૧–પ્રાણાતિપાત ૨ મૃષાવાદ ૩ અદતાદાન ૪ મૈથુન ૫ પરિગ્રહ ૬ ક્રોધ ૭ માન ૮ માયા ૯ લોભ ૧૦ રાગ ૧૧ દ્વેષ ૧૨ કલહ

૧૩ અભ્યાખ્યાન ૧૪ પૈશુન્ય ૧૫ રતિ અરતિ ૧૬ પર પરિવાદ ૧૭ માયા મૃષાવાદ ૧૮ મિથ્યાત્વશલ્ય એ અઢાર પાપસ્થાનક આ ભવ-પરભવ ને વિષે સેવ્યા હોય સેવરાવ્યા હોય સેવતા પ્રત્યે અનુમોદ્યા હોય તે સવિ હુ મન-વચન-કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્ તે સર્વ પાપ મુઝને નિષ્ફળ થાઓ

પાચ ઇંદ્રિયોના ત્રેવીશ વિષયો સેવીને, પચ્ચીશ ક્રિયા કરીને પાચ પ્રકારે મૈથુન સેવીને બાર અવિરતિ કરીને પચ્ચીશ કષાયે કરીને, ૫દર જોગે કરીને, ત્રીશ પ્રકારે મોહનીય સ્થાનક સેવીને, મારે જીવે જે કાંઇ કર્મ બાંધ્યા હોય તે સવિ હું મન-વચન-કાયાએ કરીને તસ્સ મિચ્છામિ દુક્કડમ્

જ્ઞાનની વિરાધના કરી હોય, દર્શનની વિરાધના કરી હોય વ્રત લઇને ભાગ્યા હોય, અસૂત્રની પ્રરૂપણા કરી હોય, આ-ભવ-પરભવ ને વિષે તે સર્વ પાપ પ્રતિનિદુ છું આત્માની-શાખે, ગુરૂની શાખે, તે સર્વ પાપ મુઝને નિષ્ફલ થાઓ તસ્સ મિચ્છામિ દુક્કડમ્

પાપનો ઉપદેશ દીધો હોય, ખોટોમાર્ગ પ્રકાશ્યો હોય, પ્રમાદ કર્યો હોય, કોઇને ૧ દાનાતરાય ૨ લાભાતરાય ૩ ભોગાતરાય ૪ ઉપભોગાંતરાય ૫ વિર્યાંતરાય એ પાચ પ્રકારના અંતરાય કરીને કર્મ બાંધ્યાં હોય તે સવિ હુ મન-વચન-કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્

પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ વિરાધી હોય, અરિહંત, સિદ્ધ, આચાર્ય. ઉપાધ્યાય, સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવિકા દેશવિરતિ સર્વ વિરતિ જગમ તીર્થ તેહની આશાતના કરી હોય તે સવિ હું મન-વચન-કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્

અવર્ણ વાદ બોલીને, લહેણા, નિંદા, હાંસી, વિકથા, વિવાદ ઝઘડો, તમાસો જોવો, નાટક જોવું, વિગેરે કરીને, ચોર મારતા કરીને, અતિપાન કરીને, હોલીની લડાઇ જોવે કરીને, વાદ વઢવાડ કરીને, તે સવિ હું મન-વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્

છિદ્ર જોવે કરીને, કદાગ્રહ કરવે કરી, અનર્થદંડ કરીને, કોઈનું માઠું ચિતવીને, કોઇને ખોટી શિખામણ દઇને, આ ભવ-પરભવને વિષે અતીત-અનાગત-વર્તમાન કાલને વિષે મારે જીવે કોઇ પાપ કર્મ કર્યાં હોય, કરાવ્યા હોય, અનુમોદ્યાં હોય તે સવિ હું અરિહંતની શાખે મન-વચન-કાયાએ કરીને તસ્સ મિચ્છામિ દુક્કડમ્ સર્વ પાપ નિષ્ફળ થાઓ ..

હવે મારે જીવે મનુષ્યના ભવે તિર્યંચના ભવે, દેવતા, ના ભવે નારકી ના ભવે, જીવહિંસા કરી હોય, છ કાયના જીવ વિરાધ્યા હોય, પ્રાણ લીધા હોય, આકરા કર કીધા હોય, અકેંદ્રિય-બેઇંદ્રિય-તેઇંદ્રિય-ચઉરિંદ્રિય પૃથ્વીકાય, અપકાય, તેઉકાય વાઉકાય વનસ્પતિકાય ત્રસકાય એ રીતે એકેદ્રિંય જીવ પૃથ્વી-કાયાદિ આરંભ કરતાં સ્ફટિક રત્ન, પરવાલાની જાત ધાવડીની જાત, લુણની જાત, હડતાલની જાત પારાની જાત, મણુશીલની જાત, તેજંતુરીની જાત, અબરખની જાત, પલેવા પાષાણુની જાત, સિંધવની જાત, રત્નની જાત, મણીની જાત, સોનાની જાત, રૂપાની જાત, જસતની જાત- તરવાની જાત, સીસાની જાત, લોહની જાત, પાષાણુની જાત, કાલી માટીની જાત, મૃડની જાત, ઇત્યાદિક પૃથ્વી કાયની જીવ ખાણો ખણાવી હોય, ધાતુ ગળાવી હોય, ઘર બંધાવ્યાં હોય, ટાંકા ખણાવ્યાં હોય, ભોયરાં ખોદાવ્યાં હોય, ખેતર ખેડાવ્યા હોય, પૃથ્વીકાયના પેટ ફોડાવ્યાં હોય, ઇટવા કરાવ્યા હોય નીંભાડા પચાવ્યા હોય, પર્વત ફોડાવ્યા હોય ચુના કરાવ્યાં હોય, ખેતીવાડી કરાવી હોય, એણીપેરે પૃથ્વી-

કાયના આરંભ કરીને કર્મ બાંધ્યા હોય, આ ભવે-પરભવે અનેરે ભવે જે કોઈ દોષ લાગ્યો હોય સુક્ષ્મ બાદર જાણતાં અજાણતાં તે સવિ હું મન-વચન-કાયાએ કરીને શ્રી સિદ્ધાચલની શાખે સીમંધર સ્વામીની શાખે, બે કોડી કેવલ જ્ઞાનીની શાખે, સાધુ સાધ્વીની શાખે, શ્રાવક શ્રાવીકાની શાખે, ચતુર્વિધ સંઘની શાખે, કરીને તસ્સ મિચ્છામિ દુક્કડમ્

મારા જીવે મનુષ્યને ભવે અપકાયના જીવની વિરાધના કરી હોય જમીનના પાણી, કુવાનાં પાણી, વાવના પાણી, દ્રહના પાણી, દ્વાર વરસતા, ધુવાર વરસતા મેઘ વરસતા, પાણીના જીવ વિરાધ્યા હોય, કૂવા વાવ સરોવર દ્રહ ફોડાવ્યા હોય, અણગલ પાણી વાવર્યા હોય, સંખારો ચૂકવ્યો હોય, પાણી માંહી ક્રિડા કરી હોય ઝીલણે ઝીલ્યા હોય, છાટણે છાટયા અણગલ પાણીએ ધોતીઆ ધોયા, કોશ વાલી કીયારા બાધ્યા, ખેતર વાડીઓ સિંચાવી સરોવર ફોડાવ્યા હોય, દ્રહ ઉલેચ્યા હોય, દરિયામાં વહાણ ચલાવ્યો હોય, જલના જીવ વિરાધ્યા હોય, અણગલ પાણી ઢોળ્યો હોય, અચેતન પાણીને બદલે સચેતન પાણી વાવર્યાં હોય, ઇત્યાદિક અપકાયના જીવની વિરાધના આરભ સમારંભ કરતા હુઈ હોય તે સવિ હુ મન-વચન કાયાએ કરીને તસ્સ મિચ્છામિ દુક્કડમ્

મારા જીવે તેઉકાયની વિરાધના થઇ હોય-અંગારાનો અગ્નિ, મુર્મુરનો અગ્નિ, ભાસર અગ્નિ, જ્વાલા અગ્નિ, વિદ્યુત અગ્નિ, ઇંદ્રના વજ્રની અગ્નિ, ઉલ્કાપાલની અગ્નિ ઇત્યાદિક અગ્નિ એ કરીને નીંભાડા પચાવ્યાં હોય, ગામ બાળ્યા હોય, ચુલા સંધ્રુકયાં હોય, ઇટવા પચાવ્યાં હોય, લોહના અંગાર પ્રવર્તાવ્યા હોય, અગ્નિકાય સંબધી રોજગાર કરાવ્યા હોય, ધાણી ચણા પકાવી વેપાર કરાવ્યા હોય, પંચ પર્વી વિરાધિ હોય,

હિંસા કરાવી હોય, ઇત્યાદિક તેઉકાય સંબંધી આરંભ-સમારંભ કરતાં પાપ દોષ લાગ્યા હોય, તસ્સ મિચ્છામિ દુક્કડમ્

મારા જીવે વાઉકાયના જીવની વિરાધના કરી હોય ભમતો વાયુ, મંડલિક વાયુ, નિર્મલવાયુ, ગુંજતો વાયુ, ઘન વાયું, ઘનોદધિ વાયું, વાયુકાયના જીવની વિરાધના કીધી હોય, મુખે કરીનો, વિંઝણે કરીને, છેડે કરીને, પછેડીએ કરીને, ખેતર ખલે ધાન્ય ઉપણ્યા હોય પડાઇ, સરણાઇ, ધ્વજા, પતાકા, સુપડા પ્રમુખે કરીને વાયુ કાયના જીવની વિરાધના થઇ હોય ઉઘાડે મુખે બોલ્યા હોય, તાપાકાત કીધા હોય, તે ભણી વાયુની ઇચ્છા હુઈ હોય તે સવિ હું મન-વચન-કાયાએ કરીને તસ્સ મિચ્છામિ દુક્કડમ્

મારે જીવે વનસ્પતિકાયની વિરાધના કરી હોય-વૃક્ષ છેદ્યાં, થડ છેદ્યા, ફળ ફૂલ છેદ્યા હોય, છુદ્યા હોય, સુડ કીધાં હોય મૂળ કાઢયા હોય, કઢાવ્યા હોય, કુણી ફલી કુણી આંબલી પોક પાપડી ઓલા ખાધા હોય, ખેતર નિંદ્યા નિંદાવ્યા હોય, લુણી કરી હોય વન કપાવ્યાં હોય, આબા, રાયણ, મહુડા, બાવલ, સાગ, સીસમ વડ, પીપલ, લીમડા બીજુ, ખાખરા, જાંબુ, ગોરડી, કેરડા, કલંક, થેર, ઇત્યાદિક મોટાવૃક્ષ છેદ્યા, છેદાવ્યાં, મૂલા, ગાજર સુરણકંદ, આદુ, મોથ, સકરકંદ, રતાલુ, પીંડાલુ, ડુંગળી, લસણ ગરમર, બટાટા, ઊંબરાના ટેટા, વડના ટેટા, પીપરના ટેટા, પીપલાના ટેટા, કાલોબરાના ટેટા, પાંચ ઉંબરાની જાતો, મધ, માખણ, માસ, મદિરાએ ચાર મહા વિગય એમની જાતો સોમલ ખાર, તાલકુટ વિષ, અફીણ, કરા, સર્વ જાતની માટી, રાત્રિ ભોજન, છાલ, પંપોટા, બહુ બીજ, અનંતકાય, અભક્ષ્ય, રાઇતી કેરી, બોલ અથાણું, ઘોલવડાં અજાણ્યા ફળ, રીંગણાની જાત, ફળ, ફૂલ, ગુંદા, પીલું, તુંબી ફળ, ચલિતરસ, કાળ પોકેલી સુખડી, અભક્ષ્ય, અનંતકાય વજીકંદ, લીલી-હલદર, આદુ, લીલો કચુરો,

સીતાવલી; લીલી વરીઆળી, કુવર, થોર, લીલી ગળો, વંસ કારેલાં, લસણુ, ગાજર કંદ, લુણીની ભાજી, નીમલોટા કંદ, કુણું કુપલ, ચોથ ખરસાણી ભમર વૃક્ષની છાલ, ખીલોડા, અમૃતવેલ, ભૂમિરૂહ, ધાનના અંકુરા, વથુલાની ભાજી, કુણીફલી, કાચી આબલી, પલંકાનું ઝાડ, આલુ પિંડાલુ, ઈત્યાદિક બાવીશ અભક્ષ્ય, બત્રીશ અનંતકાય, હરિતકાય સંબંધી પાપ દોષ લાગ્યો હોય તે મન વચન કાયાએ કરીને તસ્સ મિચ્છામિ દુક્કડમ્

મારા જીવે ત્રસકાયજીવની વિરાધના કરી હોય—કરમીયા, ઇયિલ, લટ, વાલો, કંથમાલ, હુસતા, કચુર, ગાડારા, વ્ય તરીયાં, ચુડેલ, શંખ, શંખલા, શીપ, પુરા, જલો, ગંડોલા, અલસીયા કોડા, મેહેરાં, ઇત્યાદિક બેઇંદ્રિય, તેઇંદ્રિય, જીવ—ત્રસકાય, ગધૈયાં કુંથુવા, જુ, લીખ મારી હોય, માકડ માર્યા ખાટલા તડકે નાખ્યાં ઝાટકા, મંકોડા માર્યા, ખાડ સાકર તેલ ઘી ના ભાજન ઉઘાડાં મૂક્યા, કીડી મકોડીના બીલ મધ્યે પાણી રેડયાં, છાણુ લેતા જતના ન કીધી, વાસી ગાર રાખી, છાણ મધ્યે જીવ ઉપન્યા, લીલાં છાણા બાળ્યાં, ધીમેલ, ઉધઇ, જુઆ, ચોરકીડા ધનેડા, ચણા ધાન્ય ઉપન્યાં સજીવન ભરડયા, ખાંડયા, ઇદ્ર ગોય, ખડ માંકડી, કંસારી ગંગોલા, ગીગોડા, ઇત્યાદિક તેઇંદ્રિય જીવ આરંભ સંમારંભ કરતાં વિરાધ્યા હોય, મારે જીવે ચૌરિંદ્રિય જીવ કરોલીઆ, કંસારી, માંખી, કુંતી, વીંછી, તીડ. મચ્છર, ડાસ, પતંગીઆ, કૂદાં (કૂંદાં) ભમરા—ભમરીઓ કાનખજુરા, ચાંચડ, આગીઆ, ભીંગોડાં, ઈત્યાદિક ચૌરિંદ્રિય પ્રાણીને અગ્નિએ કરીને ધુંવાડે કરીને, મુંઝવ્યાં હોય, દીવા ઉઘાડા મૂક્યા હોય, ઘી તેલ છાસ દહી દુધ મધ માંખણુ ના ભાજન ઉઘાડા મૂક્યા હોય, તે માંહી ચૌરીંદ્રિય જીવ ની આરંભ કરતાં વિરાધના થઈ તે મન વચન કાયાએ કરીને તસ્સ મિચ્છામિ દુક્કડમ્

મારે જીવે પંચેંદ્રિય જીવ જલચર, સ્થલચર, ખેચર, ઉર-પરિસર્પ, ભુજ પરિસર્પ, જલચર તિર્યંચ પંચેદ્રિય જીવ મગર-મચ્છ, કાચબા, મગર, માછલાં, દેડકાં, ગ્રાહ, સુસુમાર, નકે, ચક્રે, જલહસ્તિ જલઘોડા, જલ માણુસો, ઇત્યાદિક જલચર જીવ, વિરાધ્યા હોય, હવે સ્થલચર જીવ શીયાળ, હરણુ રોઝ, સુવર સંબર, નહાર, ઝરકચીયા, વાઘ, સિંહ, હાથી, ઘોડા, ઉંટ, બળદ, પાડા, ભેંસ ગાય, ગોધા બોકડા ગાડરા એક શ્રૃગા ગધેડાં વેસર રીછ વાદાં શ્વાન ખિલાડી વણીયર લોંકડી છેઢાડી પ્રમુખ સ્થલચર તિર્યંચ પંચેંદ્રિય જીવને પીડા ઉપજાવી હોય, આ ભવે પરભવે પાપીને ભવે ચાડાલને ભવે, પારધીને ભવે, અસુરને ભવે માંસાહારીને ભવે મલેચ્છને ભવે નીચ કુળને ભવે અનુ-કુળને ભવે ચમારને ભવે, ઇત્યાદિક ભવે વનચર જીવ હણ્યા હણાવ્યા મૃગ પાસલે નાખ્યા, આહેડી કરી, શીકાર ખેલી પાપ કર્મ બાંધ્યા, હવે ખેચર જીવહંસ ની જાત—મોરની જાત બગલાની જાત, કાગડાની જાત, પોપટની જાત પારેવાંની જાત કાબર કોયલ હોલા તેતર, સારસ ગર્ભ સમોસમ, સમુગ્ગ પક્ષી વિતત પક્ષી સમડી, સીંચાણા, ઘુવડ, કૂચ, બગલાં, બટેર ચરકલા બલા-હકે, બગ ઢીક ચકોર ચક્રવાક, ચાક. ચાતક, કપોત, કપીંજલ કાલકંઠ કુર્કટ કોશીક કારીંટક, કારંડ બકાદબ, ભારંડ. ભૂંગ, ભારદ્વી, જસારીકા, સકુંતિકા ઇત્યાદિક ખેચર પંખી જીવ હણ્યા, હણાવ્યા, ઉડતા પંખી પાડયાં, મારે જીવે ઉરપરિસર્પ અહિ અજગર ગોપરડવા બાભણી કૃષ્ણુસર્પ ક કાહીક પદ્મનાગણી, ઇત્યા-દિક ઉરપરિસર્પ હણ્યા, હણાવ્યા, ભુજ પરિસર્પઃ-નોલ, કોલ, ઉંદર, ગીરોલી, કાકીંડા, ગોહ ઇત્યાદિક ભુજ પરિસર્પને હણ્યા હણાવ્યા હોય આ ભવે—પરભવે વિરાધના થઈ હોય તે મન—વચન-કાયા કાયાએ કરીને તસ્સ મિચ્છામિ દુક્કડમ્

હવે મારા જીવે અઢીદ્વિપ મધ્યે ગર્ભજ મનુષ્ય સંમૂર્ચ્છિમ મનુષ્યની વિરાધના કરી બ્રાહ્મણના ભવે મિથ્યાત્વ સેવ્યા હોય,

અણગલ પાણી વાપર્યાં હોય તલાવ નદીએ સ્નાન કીધા હોય, કરાવ્યા હોય, પત્રાવલે જમ્યા, મહામાસે નાહયા, નોરતે અધિક માસે નાહયા, અનેરા પાપને વિષે પ્રવર્ત્યા, ક્ષત્રીને ભવે આહેડી શિકાર કરી કર્મ બાધ્યાં હોય, વધ બંધન કીધા, છેદનભેદન કીધા, રાજાના ભવે અન્યાય કીધા, દંડકીધા, લાચલીધી, બંધીખાને નાખ્યા, ગામ હણ્યા, કોટવાલાને ભવે ત્રાસ પાડયા, મહા આકરા કર કીધા, રાજદંડ, ઉપજાવ્યા ઘાચીને ભવે તલ પીલ્યા, સરસવ, એરંડા, ખસખસના આરંભ લાગ્યા હોય ઘાણી કરાવી કાલુ મધ્યે શેલડી પીલાવી, કસાઇના ભવે જીવના ભેદનભેદન કીધા, મહા પાપ કીધા, રાકને ભવે જીવના છેદનભેદન કીધા મહાપાપ કીધા સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા ચતુર્વિધ સંઘની નિંદા કરી મહાપાપ બાધ્યા સાધુ સાધ્વીને ભવે વ્રત લઈ વિરાધ્યા ચારિત્રને વિષે દોષ લગાડયા, શ્રાવક શ્રાવિકાના ભવે સમ્યકત્વ મૂલ બાર વ્રતના અતિચાર ટાળ્યા નહિ વ્રત વિરાધ્યાં હોય, દેવદ્રવ્ય, જ્ઞાન દ્રવ્ય, ગુરૂદ્રવ્ય, સાધારણ દ્રવ્ય ઇત્યાદિક ભક્ષણ કર્યા છતી શક્તિએ સાર સંભાળ કીધી નહિં માતા, પિતા, ભોજાઇ, દાદા, દાદી, કાકા, કાકી, મામા, મામી, ભાઇ, બેન, બેટા, બેટી, ભાણેજ, ભત્રીજા, ભત્રીજી, કલત્ર, વહુ, પૌત્રા પૌત્રી, પિત્રાઇ, ગોત્રાઇ, સગા–સંબંધી, કુટુંબ પરિવાર, ચેલા ચેલી, સજ્જન, મિત્ર, સાધર્મી, પાડોશી, દાસ, દાસી, વાણોતર ચાકર, ઇત્યાદિક જીવને રાગદ્વેષે કરીને વઢવાડે કરીને કામવશે કરીને કલહ કરીને, ક્રોધ કરીને દુહવ્યા હોય, બંદીખાને ન ખાવ્યા હોય, દંડાવ્યા હોય જીવથી રહિત કર્યા કરાવ્યા હોય અશાતા ઉપજાવી હોય આભવે પરભવે તે મન વચન કાયા એ કરી તસ્સ મિચ્છામિ દુક્કડમ્

મારે જીવે પડિસિદ્ધાણ કરણે પ્રતિપેધ ભવ સંબંધી જીવા જીવાદિક નવતત્વ ષડ્દ્રવ્ય સાત નય ચાર નિક્ષેપા, નિગોદાદિકના

સુક્ષ્મ પુદ્ગલ વિચાર સદ્દહયા નહિં, આપણી કુમતિલગે ઉત્સૂત્ર પ્રરૂપણા કીધી, મિથ્યાત્વીના ધર્મ પ્રવર્તાવ્યા, પરદર્શનની ઉન્નતિ વધારી હોય, મહાઆરંભ કરાવ્યા હોય, આકરાકર કીધા હોય, નિંદાકરી હોય, તીર્થ ઉથાપ્યા હોય, અનેરી આશાતના કીધી હોય અઢાર પાપ સ્થાનક સેવ્યા હોય સેવરાવ્યાં હોય સેવતાં પ્રતે અનુમોધા હોય, અનેરૂ વિતરાગની આજ્ઞા વિરૂદ્ધ કર્યું હોય, બહુ બીજ, બાવીશ અભક્ષ્ય બત્રીશ અનંતકાય ચોરાશી લાખ જીવાયોની માંહી મારે જીવે હણ્યા હોય હણાવ્યા હોય, હણતાં પ્રત્યે અનુમોદ્યા હોય, શ્રાવક તણે ધર્મે સમ્યકત્વ મુલ બારવ્રત એકશો ચોવીશ અતિચાર ટાળ્યા નહિં આરભસમારંભ કરતાં અવિધિ દોષ લાગ્યા મન વચન કાયાએ કરીને શ્રી સિદ્ધાચલનીશાખે, સીમંધર સ્વામીની શાખે બેકોડી કેવલીનીશાખે બેહજાર કોડી મુનિવરની શાખે, ચતુર્વિધસંઘનીશાખે આત્માની શાખે, તસ્સમિચ્છામિ દુક્કડમ્ ઇતિશ્રી સિદ્ધાચલની આલોયણા મુનિશ્રી કલ્યાણ વિમલજીકૃત એ રીતે સિદ્ધાચલજી સમીપ ઉભા રહીને આલોયણા કરે તે પ્રાણી થોડા ભવમા સિદ્ધિવરે, ભદ્રિક પરિણામી થાય, શ્રી સિદ્ધાચલનો અભિગ્રહ લે તેને ઘેર બેઠાં શ્રી સિદ્ધાચલની જાત્રાનુ ફળ થાય, એ રીતે આલોયણા કરવી કરાવવી તે મોટા લાભનુ કારણ છે

ઇતિ આલોયણા સંપૂર્ણ

## ચારેગતિના જીવોને ક્ષમાપના—

ધન્નો હં જેણ મએ, અણોર પારમિ ભવ સમુદ્દંમિ ।
પત્તો જિણિંદ ધમ્મો, અચિંત ચિંતામણિ કપ્પો ॥ ૧ ॥

હું ધન્ય છું કેમ કે અપાર ભવ સમુદ્રમાં ભટકતા મન ચિંતામણી સમાન જિનેન્દ્ર ધર્મની પ્રાપ્તિ થઇ. ૧

જો કોઇ વિ મએ જીવો, ચઉ ગઇ ભવ ચક્ક મજ્ઝયારંમિ ।
દુહ વિઓ મોહેણું, તમહં તિવિહેણુ ખામેમિ ॥ ૨ ॥

નરક, તિર્યંચ, મનુષ્ય, દેવ-ચાર ગતિમા ભવ (જન્મ-મરણ) રૂપ ચક્ર મધ્યમા ભટકતાં મેં મોહના વશથી જે કોઇ જીવને દુઃખ દીધુ હોય, તેને હું મન-વચન–કાયા એ કરી ખમાવું છુ. ૨

નર એસુ ય ઉવવન્નો, સત્તસુ પુઢવીસુ નારગો હોઉં ।
જો કોવિ તત્થ જીવો, દુહવિઓ તંપિ ખામેમિ ॥ ૩ ॥

સાતે નારકીની પૃથ્વીમાં નારકી પણે ઉત્પન્ન થઇને મેં નારકીના ભવમા કોઈ પણ નારકી જીવને દુખ દીધુ હોય તેને પણ હું ખમાવું છું. ૩

ઘોલણ ચુન્નણ માઇ, પરૂપ્પરં જં ક્યાઇ દુ.ખાઇ ।
કમ્મવસેણું ચમએ, તપિય તિવિહેણે ખામેમિ ॥ ૪ ॥

વળી નારકીના ભવમાં મેં કર્મના વશથી નારકીના જીવોને પરસ્પર મસળવું ચુરવું, ફેકવુ, મારવું, આદિથી દુખ દીધુ હોય તેને પણ હુ ખમાવું છુ. ૪

નિદ્દય પરમા હમ્મિય રૂવેણું, જ કયાઇં દુખાઇં
જીવેણુ જણિયાઇ, મૂઢેણુ તંપિ ખામેમિ ॥ ૫ ॥

નિર્દય પરમાધામીના રૂપને ધારણ કરનારા (પરમાધામી ના ભવમા) મૂઢ અજ્ઞ મારા જીવે નારકી ના જીવોને દુખ દીધું હોય તેને પણ હું ખમાવુ છું. ૫

હા હા તઇઆ મૂઢો, ન યાણિમો જં પરસ્સ દુખાઇ ।
કરવત્ત વચ્છે યણુ, ભેયણુહિ કેલિએ જણીયાઇ ॥૬॥

હા! હા! પરમાધામીના ભવમાં મૂઢ મારે જીવે ક્રિડાનિમિત્તે કરવત, તરવાર, ભાલાદિથી છેદન, ભેદન, તાડન, મારણ, યત્ર

પીલન, વૈતરણી તારણ કુંભીપાચન રૂપ ઘણાં દુ:ખનારકી જીવોને દીધા તેને હું જાણતો નથી ૬

જં કિંપિ મએ તઇઆ, કલંકલિ ભાવ મુવગએણ કયં ।
દુ:ખં નેરઇયાણું તં પિય તિવિહેણ ખામેમિ ॥૭॥

પરમા ધામીના ભવમા તામસ ભાવમા પ્રાપ્ત થયેલા મેં જે કાઇ નારકી જીવોને દુ ખ દીધું હોય તેને પણ હું મન-વચન-કાયા એ કરી ખમાવું છું ૭

તિરિયાણું ચિય મજ્ઝે, પુઢવી માઇસુખાર ભેએસુ ।
અવર પરૂપ્પ રસત્થેણ, વિણાસિયા તે વિ ખામેમિ ॥૮॥

તિર્યંચને વિષે ક્ષારાદિ પૃથ્વી, અપ, તેઉ, વાઉ, પ્રત્યેક અને સાધારણ વનસ્પતિના (કાયના) ભવોમા મે સ્વ-અન્ય અને પરસ્પર શાસ્ત્રથી પૃથ્વીકાયાદિ જીવો નો વિનાશ કર્યો હોય, તેને પણ હુ ખમાવું ૮

બેઇ દિય તેઇ દિય ચઉરિ દિય માઇણેગ ભેએસુ ।
જં ભક્ખિ દુ ખ વિયા, તે વિય તિવિહેણ ખામેમિ ।૯।

શખ પ્રમુખ બેઇંદ્રિય, જુ પ્રમુખ તેઇ દ્રિય, માખી પ્રમુખ ચઉરિંદ્રિય ના ભવોમા મચ્છ-કાચબા, સુસુમાર આદિ અનેક રૂપને ધારણ કરનાર મેં આહારને માટે જીવોનો વિના(સ)શ કર્યો હોય તેને પણ હુ ખમાવુ છું

જલયર મજ્ઝ ગએણં, અણે ગ મચ્છાઇ રૂવ ધારેણં ।
આહારઠ્ઠા જીવા, વિણાસિયા તે વિ ખામેમિ ॥૧૦॥

ગર્ભજ સમૂર્ચ્છિમ જલચર પચેદ્રિય ના ભવોમા મચ્છ કાચબા સુસુમાર અનેક રૂપને ધારણ કરનારને મેં આહારને માટે જીવો ના વિનાશ કર્યો હોય તેને પણ હું ખમાવુ છુ ।૧૦

છિન્ના ભિન્નાય મએ, બહુશો દટઠુણ બહુ વિહા જીવા ।
જલયર મજ્ઝ ગએણં, તે વિય તિવિહેણ ખામેમિ ॥૧૧॥

વળી જલચરના ભવોમા ગયેલ મે ઘણા પ્રકારના જીવોને દેખીને ઘણીવાર છેદન ભેદન કીધા, તેને પણ હું ખમાવું છુ ૧૧

સપ્પ સરિ સવ મજઉે, વન્નર મજ્જાર સુણહ ભેએસુ ।
જે જીવા વેલવિયા, દુખિતા તેવિ ખામેમિ ॥૧૨॥

ગર્ભજ સમૂચ્છિમ સર્પ પ્રમુખ ઉરપરિસર્પ ઘોર વાનર પ્રમુખ ભુજપરિસર્પ, કૂતરાબિલાડા, પ્રમુખ સ્થલચર પંચેદ્રિય તિર્યંચના ભવોમા મે જે જીવોને છિન્ન ભિન્ન દુઃખીકીધા અને ખાધા તેને પણ હું ખમાવુ છુ ૧૨

સદ્દુલસિંહ સ ડય, જાઇસુ જીવ ઘાય જણિએસુ ॥
જેઉવ વત્તિ આમએ, વિણાસિયા તે વિ ખામેમિ ॥૧૩॥

જીવ ઘાતાદિક અશુભ કર્મથી શાર્દુલ સિંહ, સંડય, વાઘ, ચિત્તા, ગેડા, રિછ આદિ હિંસક શ્વાપદ જાતિમાં ઉત્પન્ન થયેલ મારા જીવે જે જીવોને છિન્ન–ભિન્ન વિનાશ કીધા, તેને પણ હું ખમાવું છુ ૧૩.

હોલા હગિદ્દ કુક્કડ, હંસ બગાઇ સુસઉણુસએસુ. ।
જં ખુહ વસેણ ખદ્દા, કિમિમાઇ તેવિ ખામેમિ ॥૧૪॥

હોલા, ગીધ, કુકડા, હંસ, બગલા, સારસ, કાગડા, બાજ, બકરી, ચકલાદિ સમૂચ્છિંમ ગર્ભજ ખેચર પચેદ્રિય ભવોને વિષે મેં ભૂખને વશ થઇને કીમીયા પ્રમુખ જીવોના ભક્ષણ કીધાં તેને પણ હુ ખમાવું છુ ૧૪

માણુએ સુવિ જે જીવા જિબ્ભિદિય મોહિએણં મુઢેણં ।
પારદ્ધિરમંતેણ, વિણાસિયા તે વિ ખામેમિ ॥૧૫॥

મનુષ્યના ભાવોમાં રસેંદ્રિય લપટ મૂઢ પારધીની ક્રીડાને કરનારા મેં જે જીવોનો નાશકીધો તેને પણ હું ખમાવુ છું. ૧૫

જે મજ્જ મંસમજ્જે, મધુમક્ખિણમાઈ એસુ જે જીવા, ।
ખદ્ધા રસ લોભેણં, વિણાસિયા તેવિ ખામેમિ ॥૧૬॥

વળી રસમા ગૃદ્ધ થતાં મેં શરીરની પુષ્ટિના લોભથી મદ્ય માંસ સેત (મધ) માખણ, અથાણું વાસી રોટલી આદિ અભક્ષ્ય વસ્તુનું ભક્ષણ કરવાથી તેમા રહેલા બેઇંદ્રિયાદિક જીવોનો નાશ કીધો હોય તેને પણ હું ખમાવું છુ ૧૬

ફાસગિદ્ધેણ જ ચિય, પરદારાઇસુ ગચ્છ માણેણું ।
જે દુમિયા દુહવિયા, તિવિહેણ તે વિ ખામેમિ ॥૧૭॥

વળી સ્પર્શેંદ્રિયમાં લપટ થયેલા મેં કન્યા, સધવા વિધવા રૂપ પરસ્ત્રી અને વેશ્યાદિકને વિષે ગમન કરવાથી જે જીવોને દુ ખી અને વિનાશ કીધા હોય તેને પણ હું ખમાવું છુ ૧૭

ચકખુ દિય ઘાણુ દિય, સોઇ દિય વસ ગએણ જે જીવા
દુ.ખ મિ મએ ઠવિઆ, તે વિહુ તિવિહેણ ખામેમિ ॥૧૮॥

વળી ચક્ષુદ્રિય ઘાણેદ્રિય શ્રોત્રેદ્રિયના વશમા પડેલા મેં જેજીવોને દુ.ખને વિષે પાડયા હોય તેને પણ હુ ખમાવું છું ૧૮

અકકમિઊણ આણા, કરાવિયા જેઉ માણ ભંગેણ ।
તામસ ભાવ ગએણ, તે વિય તિવિહેણ ખામેમિ ॥૧૯॥

વળી મારે જીવે માન ભંગથી ક્રોધના વશથી આક્રમણ કરીને જે જીવોને મારી આજ્ઞા મનાવી તેને પણ હું ખમાવું છું ૧૯

સામિત્તં લહીઊણં, જેબદ્ધા ઘાઇયાય મે જીવા ।
સવરાહ નિરવરાહા, તે વિય તિવિહેણ ખામેમિ ॥ ૨૦ ॥

સ્વામીપણું પામીને મેં અપરાધી અને નિરપરાધી જીવોને બાંધ્યા, ઘાયલ કર્યા, માર્યા તેને પણ હું ખમાવું છું ૨૦

અબ્ભકખાણ દિન્નં, દુટ્ઠેણ મએણ કસ્સ વિ નરસ્સ ।
કોહેણ વ લોહેણવ, ત પિય તિવિહેણ ખામેમિ ॥૨૧॥

દુષ્ટ એવા મે ક્રોધથી અથવા લોભથી કોઇપણ મનુષ્યને કુડું કલંક દીધુ હોય તેને પણ હુ ખમાવુ છુ. ૨૧

પરયા વયાઈ હરિસો, પેસુન્નં જં કયં મએ ઇન્હિ ।
મચ્છર ભાવ ગએણું, ત પિ તિવિહેણ ખામેમિ ॥૨૨॥

હમણાં ઈર્ષ્યાભાવમાં પ્રાપ્ત થયેલાએ કોઈ પણ જીવ સાથે પર પરિવાદાદિ કીધાં, હોય ચુગલી કીધી હોય તેને પણ હું ખમાવું છું. ૨૨

સદ્દો ખુદ્દ સભાવો, જાઓ ણે ગાઇ સુ મિચ્છા જાઇસુ ।
ધમ્મુત્તિઈમો સદ્દો કન્નેહિંવિ જત્થ મે ન સુઓ ॥૨૩॥

અનેક મલેચ્છ જાતિઓમા રૌક્ષ અને ક્ષુદ્ર સ્વભાવવાળા મે જયાં ધર્મ એ શબ્દ કાનેથી પણ નથી સાભળ્યો ૨૩

પરલોગંમિ પિવાસો, જીવ સયાણે ગધાયણ સંપત્તો ।
જં જાઓ દુહ હેઊ, જીવાણ ત પિ ખામેમિ ॥૨૪॥

વળી પરલોકની પિપાસા વાળા મે અનેક જીવોનો ઘાત કર્યો હોયકે જેથી હું અનેક જીવોના દુખનો હેતુ થયો હોઉં તેને પણ હુ ખમાવું છું. ૨૪

આરિય ખિત્તે વિમએ, ખટ્ટિય વાગુરિય ડુબ જાઇસુ ।
જે વહિયા મે જીવા, તે વિય તિવિહેણ ખામે મિ ॥૨૫॥

આર્ય દેશમા પણ કસાઈ પારધી ડુંબ ધીવરાદિ હિંસક જાતિમા ઉત્પન્ન થયેલા મે જે જીવોનો વિનાશ કર્યો હોય તેને પણ હું ખમાવુ છું.

મિચ્છત મોહિએણ, જે વહિયા કે વિ ધમ્મ બુદ્ધિએ ।
અહિ ગરણ કારણેણું, વહાવિયા તેવિ ખામેમિ ॥૨૬॥

મિથ્યાત્વથી મોહિત અધિકરણના કારણ ભૂત મે ધર્મની બુદ્ધિએ જે જીવોનો વધ કરાવ્યા, તેને પણ હું ખમાવુ છું ૨૬

દવદાણુવલ્લિવણયં, કાઊણું જે જીવામએ દટ્ટા ।
સરદહ તલાઈ સોસં, જે વહિયા તે વિ ખામેમિ ॥૨૭॥

વેલડી આદિ વનને દાવાગ્નિ દઇને જે જીવોને મેં બાળ્યા હોય, દ્રહ, તલાવઆદિ જલસ્થાન ને શોષાવીને જે જીવોનો વિનાશ કર્યો હોય તેને પણ હું ખમાવું છું. ૨૭

સહ દુલ્લલિએણં, જે જીવા કેવિ કમ્મ ભૂમિસુ ।
અંતરદીવાઇ સુવા, વિણાસિયા તે વિ ખામેમિ ॥૨૮॥

મેં ઉલંઠ પણે કર્મભૂમિ અંતરદ્વિપાદીને વિષે જે જીવોનો વિનાશ કર્યો હોય તેને પણ હું ખમાવું છુ. ૨૮

દેવત્તે વિહુ પત્તે, કેલિપ્પઉગેણ લોહ બુદ્ધિએ ।
જે દુહવિયા સત્તા, તેવિય તિવિહેણ ખામેમિ ॥૨૯॥

દેવના ભવોને વિષે પણ મે ક્રીડાના પ્રયોગથી, લોભ બુદ્ધિથી જે જીવોને દુખી કીધા હોય તે ને પણ ત્રિવિધિથી હું ખમાવું છે. ૨૯

ભવણ વઇમજ્જે, આસુર ભાવ મિ વટ્ટ માણેણં ।
નિદ્દય હયમાણેણં, જે દુમવિયાતેમિ ખામેમિ ॥૩૦॥

ભવનપતિને વિષે તામસ ભાવમા વર્તતો છતો નિર્દયપણાથી હણાયેલા એવા મેં જે જીવોને દુ:ખી કીધા હોય તેને પણ હું ખમાવુ છું ૩૦

વંતર ભાવંમિ મએ, કેલિ કાલ ભાવઓય જં દુક્ખં ।
જીવાણ સંજણિય, તંપિય તિવિહેણ ખામેમિ ॥૩૧॥

વ્યંતરના ભવમા પણ મેં ક્રીડાના પ્રયોગથી જે જીવોને દુઃખ ઉત્પન્ન કીધાં હોય તેને પણ હું ખમાવું છું. ૩૧

જોઇસિ એસુગએણ, વિસયા વિસ મોહિએણ મૂઢેણં ।
જો કોવિકઓ દુહિઓ, પાણી મે તંપિ ખામેમિ ॥૩૨॥

જ્યોતિષમા ગયેલો પણ વિષયમા મોહિત મૂઢ મેં જે કોઇ જીવને દુખી કીધા હોય તેને પણ હુ ખમાવું છું. ૩૨

પરરિદ્ધિ મચ્છરેણું, લોભ નિબુડેણુ મોહવસગેણું ।
અભિયોગેણુવ દુ.ખં, જાણુ કયંતંપિ ખામેમિ ॥૩૩॥

અભિયોગિક દેવમા પ્રાપ્ત થયેલા પરરિદ્ધિમાં મત્સરવાળા લોભથી પરાભવ પામેલા મોહમા વશીભૂત મે જે જીવોને દુ:ખ દીધું હોય તેને પણ હુ ખમાવું છું ૩૩

ઇય ચઉ ગઇમા વન્ના, જે કે વિયપાણિણોમએ વહિયા ।
દુખેવા સંથવિઆ, તે ખામેમિ અહમ્ સવ્વમ્ ॥૩૪॥

આ ચાર ગતિમા મેં જે કોઇ જીવને પ્રાણુ થકી મુક્ત કીધા, દુ.ખમા પાડ્યા હોય તે બધાને હુ ખમાવુ છું ૩૪

સવ્વ ખમતુ મજ્જે, અહં પિ તેસિં ખમામિ સવ્વેસિં ।
જં જં કયમવરાહં, વેરં ચઇ ઉણુ મજ્જત્થો ॥ ૩૫ ॥

મેં જે જે અપરાધ કીધા છે તે તે બધા અપરાધોને હે જીવો ! મધ્યસ્થ થઇને વેરને મૂકીને ખમો અને હું પણ ખમું છું ૩૫

નય મજ્જ કોઇ દોસો, સયલે વા ઇત્થિ જીવ લોગ મિ ।
દંસણુ નાણુ સહાવો, ઇક્કોહં નિમ્મમો નિચ્ચ ॥૩૬॥

આ સંપૂર્ણ જીવ લોકમાં મારો કોઈ પણ દોષ નથી. હું જ્ઞાન દર્શન સ્વભાવવાળો છું. એક છુ. નિત્ય છું મમત્વ ભાવ રહિત છું ૩૬

જિણુ સિદ્ધ સરણુમે, સાહુ ધમ્મો ય મંગલ પરમમ્ ।
જિણુ નવકારો સરણુ, કમ્મકખય કારણમ્ હોઈ ॥૩૭॥

મને અરિહંત સિદ્ધનું શરણુ થાઓ, સાધુ અને કેવલી ભાષિત ધર્મ મન પરમ મંગલિક થાઓ. કર્મક્ષયનું કારણુ એવા પંચ પરમેષ્ઠિનું મને શરણુ થાઓ. ૩૭

ઇય ખામણાય એસા, ચઉગઇ માવન્નયાણ જીવાણું ।
ભાવ શુદ્ધીઇ મહા, કમ્મકખય કારણં હોઈ ॥૩૮॥

આ ખામણાં ચાર ગતિમાં રહેલા જીવોને ભાવ શુદ્ધિ અને મહા કર્મ ક્ષયનું કારણ છે. ૩૮



श्री

वसन्ततिलकावृत्तम् (सरस्वतीस्तुति-श्लोकः)

यस्याः प्रसाद परिवर्धितशुद्धबोधाः ।
पारं व्रजन्ति सुधियः श्रुततोयराशेः ॥
सानुग्रहा मम समीहितसिद्धयेऽस्तु ।
सर्वज्ञशासनरता श्रुतदेवताऽसौ ॥१॥